# વિષયપ્રવેશ

મારા વાચક મિત્રો છેલ્લાં બે વર્ષથી વિનંતિ કરતા હતા કે સને ૧૯૬૦–૬૧–૬૨ માં ગુજરાત સમાચારના અગમ નિગમ વિભાગમાં તથા બીજાં પત્રો તથા માસિકો વગેરેમાં પ્રગટ થયેલા મારા લેખોને તથા જુદી જુદી સંસ્થાઓમાં મેં આપેલાં પ્રવચનોને એકત્રિત કરીને એક સ્વતંત્ર પુસ્તકરૂપે પ્રગટ કરવાં. ખાસ કરીને 'અગમ નિગમ મંડળ'ના સભ્યોની માગણી તો સતત રહ્યા કરતી એટલે એ બધા લેખો એકઠા કરીને ચૂંટી-વીણીને તેમને વ્યવસ્થિત કરવાનું મેં નક્કી કર્યું અને તેને પરિણામે આજે એ લેખો તથા પ્રવચનો પુસ્તકના આકારમાં સ્વતંત્ર વ્યક્તિત્વ ધારણ કરે છે.

તત્ત્વવિચાર કોને કહેવો તે ચર્ચામાં હું ન પડું. મનુષ્ય જ્યારે એકાંતમાં બેસી મનની નિસ્તરંગ સ્થિતિ પ્રાપ્ત કરે છે ત્યારે એક પ્રકારની તટસ્થતા તેનામાં આપોઆપ આવી જાય છે. એ સ્થિતિને આપણે શૂન્યતા તથા શાંતિ કહી શકીએ. એટલા માટે મેં આ લેખોના એકત્રિત રૂપને 'શૂન્યતા અને શાંતિ' એવું નામ આપ્યું છે જે કેટલું યથાર્થ છે તેનો નિર્ણય વાચક મિત્રો જ કરી શકે.

આ પુસ્તકના પહેલા આઠ લેખો શ્રીમદ્ ભગવદ્‌ગીતા ઉપરના છે અને તે બધા લેખો મૂળ પ્રવચનો રૂપે હતા. એક પ્રવચન સત્યાગ્રહ આશ્રમમાં આપેલું, એકાદ ગણેશોત્સવ પ્રસંગ ઉપરનું અને બીજાં અગમ નિગમ મંડળમાં આપેલાં એમ મળીને એ આઠ લેખો છે. એમાંના લગભગ બધા જ લેખો 'અખંડાનંદ'માં છપાયા છે.

ત્યાર પછીના આઠ લેખો પણ ગુજરાત સમાચારમાં તથા અખંડાનંદમાં પ્રસિદ્ધ થયા છે. લેખાંક ૧૪ મો 'શૂન્યતા અને શાંતિ' નામે હતો તે નામ મેં આ પુસ્તકને માટે યથાર્થ માન્યું છે.

આંક ૧૭ થી ૨૪ સુધીના લેખો મેં અગમ નિગમ મંડળમાં આપેલાં પ્રવચનો હતાં જે ગુજરાત સમાચારમાં લેખો રૂપે પ્રગટ થયાં હતાં.

પયગંબર સાહેબ, ઝરથુસ્ત્ર, મહાવીર, બુદ્ધ, ઈસસ, શંકરાચાર્ય, રામાનુજાચાર્ય, વલ્લભાચાર્ય, નૃસિંહાચાર્ય, શ્રીમદ્ રાજચંદ્ર, ગાંધીજી,

હંસદેવજી, એ બધા ઉપરના લેખો મુજ અગમ નિગમ મંડળમાં તથા અન્ય સંસ્થાઓમાં આપેલાં મારાં જયંતિ વ્યાખ્યાનો રૂપે હતા. હિમાલયના તપસ્વીઓ, કુંભમેળો, માનસરોવર, ખ્વાજા ચીસ્તી ઇત્યાદિ લેખો પ્રાસંગિક છે અને અગમ નિગમ માસિકમાં તથા ગુજરાત સમાચારમાં આવી ગયા છે.

છેલ્લા ત્રણ લેખો મેં પાછળથી ઉમેર્યા છે. બુદ્ધના સમકાલીન ચિંતકો ઉપરનો લેખ ઐતિહાસિક સંશોધનનો વિષય છે. ઇન્દ્રપ્રસ્થ, કુતુબમિનાર અને વિષ્ણુધ્વજ એ લેખ પણ સંશોધનનો વિષય છે. 'લોથલ' ઉપરનો મારો લેખ ગુજરાત રાજ્યના માહિતી ખાતાના દીપોત્સવી અંકમાંથી લીધો છે. હું આશા રાખું છું કે 'લોથલ' ઉપર રજૂ કરેલાં મારાં મંતવ્યો ઉપર પુરાતત્ત્વના અભ્યાસીઓ વિચાર કરશે.

ગતાનુગતિક રીતે વિચાર કરવો એ મારા સ્વભાવની વિરુદ્ધ વાત છે એટલે જે મહાપુરુષો અને તેમનાં મંતવ્યો ઉપર મેં જે કંઈ કહ્યું કે લખ્યું હોય તે તરફ ઉદારભાવે જોવું એવી તેમના સંપ્રદાયાનુગ અનુયાયીઓને મારી વિનંતિ છે. સંપ્રદાયની માન્યતાઓથી હું જુદો પડતો હોઉં તેથી મારામાં આદરની ભાવનાની ઉણપ છે એવું કોઈ ન માને એમ ઇચ્છું.

આ પુસ્તકનું અર્પણ જે વ્યક્તિને હું કરું છું તેઓ મારા પિતા હતા તેટલા માટે નહિ પરંતુ તેમણે દૃષ્ટ અદૃષ્ટ રીતે મારામાં સરસ્વતીની ઉપાસનાના જે અંકુરો મૂક્યા તેનો ઋણસ્વીકાર કરવાની વૃત્તિથી કરું છું. એમની પ્રખર વિદ્વતા ઝીલવાનું મારું ગજું નહિ પરંતુ એ જીવન જ્ઞાનકોશ પાસેથી પ્રત્યક્ષ તથા પરોક્ષ રીતે મારા ગજા અનુસાર હું જે કાંઈ પામ્યો તેમાંનું કેટલુંક આમાં નીતરી આવ્યું હશે જેને કદાચ હું મારું "સ્વતંત્ર" માનવાની બાલિશ ધૃષ્ટતા કરતો હોઉં.

શાહીબાગ,
અમદાવાદ–૪ — યશોધર મહેતા
તા. ૧૦–૧૧–૬૨

# અનુક્રમણિકા

શ્રીકૃષ્ણ ભગવાનના પ્રાદુર્ભાવની આજે મંગળતિથિ છે. એમના અલૌકિક જીવનનો વિચાર કરતો પરમ દિવસે સાંજે હું ચંડોળા સરોવરનાં શાંત સુરમ્ય વારિ જોતો હતો. વર્ષાએ સૃષ્ટિને નવી ચેતના આપી હતી અને અનેક વર્ષો ઉપર મારા વડીલની સાથે હું આ સ્થળે આવતો તે દિવસો યાદ આવતા હતા. સ્મૃતિની વર્ષાએ મને પણ નવી ચેતના સમર્પી હતી. ભગવાન શ્રીકૃષ્ણે વર્ણવેલા સ્થિતપ્રજ્ઞનો વિચાર કરતો હું મનુષ્યની ઉત્ક્રાંતિની ઉદાત્ત અને ભવ્ય કલ્પનાના તરંગે તરતો હતો.

અર્જુને કૃષ્ણને પ્રશ્ન કર્યો કે, 'સમાધિસ્થ સ્થિતપ્રજ્ઞનાં કયાં લક્ષણ ?' તેના જવાબમાં ભગવાને કહ્યું કે, 'જે મનુષ્ય તમામ મનોગત કામનાઓનો પરિત્યાગ કરી આત્માના પ્રદેશમાં જ સદા વિચરે છે તેને સ્થિતપ્રજ્ઞ કહે છે.' ગીતાના બીજા અધ્યાયના ૫૪મા શ્લોકથી સ્થિતપ્રજ્ઞની વાત શરૂ થાય છે અને ચાર શ્લોકમાં તેનું વર્ણન પૂરું થાય છે.

ચંડોળાનાં શાંત વારિ જોતો જોતો હું વિચાર કરતો હતો કે ભગવાન કયા સ્થિતપ્રજ્ઞની વાત કરી રહ્યા હતા ? ૫૪મા શ્લોકથી સ્પષ્ટ થાય છે કે તેઓ 'સમાધિસ્થ સ્થિતપ્રજ્ઞ'ની વાત કરી રહ્યા હતા. મને કાંઈક આશ્ચર્ય થયુ હતું કે 'સમાધિસ્થ' વિશેષણ ઉપર ગીતાના સમર્થ ભાષ્યકારો તથા ટીકાકારોએ ખાસ પ્રકાશ કેમ નહિ નાખ્યો હોય ! ભગવાન શ્રીકૃષ્ણ 'સમાધિસ્થ'

સ્થિતપ્રજ્ઞની વાત કરી રહ્યા છે, સામાન્ય સ્થિતપ્રજ્ઞની વાત કરી રહ્યા નથી એનું કયું રહસ્ય હશે? સમાધિસ્થ સ્થિતપ્રજ્ઞ એટલે કોણ? હું વિચારમાં ઊંડો ઊતરી ગયો અને ચંડોળાનાં પ્રશાંત વારિએ મને જવાબ આપી દીધો.

જે મનુષ્યનું દેહાભિમાન ગળી ગયું હોય છે અને જેનું મન સદા અંતરાત્મામાં રમતું હોય છે તે મનુષ્ય સમાધિસ્થ કહેવાય છે. આને માટે સંસ્કૃતમાં એક સુંદર શ્લોક છે. જેનો અર્થ એવો છે કે ઇશ્વરનો સાક્ષાત્કાર થયા પછી મનુષ્યને પોતાના કે પારકાના શરીર ઉપર મોહ રહેતો નથી અને મન જ્યાં જ્યાં જાય છે ત્યાં ત્યાં સમાધિ જ લાગે છે. એનો અર્થ એ કે મન પદાર્થગત મટી આત્મગત બની જાય છે.

દેહાભિમાન ગળી જવું એટલે પોતાની અહંતા તથા મમતાની પારના પ્રદેશમાં ચાલ્યા જવું. જ્યાં સુધી મનની આવી સ્થિતિ ન હોય ત્યાં સુધી મનુષ્ય સ્થિતપ્રજ્ઞ હોતો નથી. પોતે મનોમય ભૂમિકાની પાર વિજ્ઞાનમય ભૂમિકામાં છે કે નહિ તેનો નિર્ણય આત્મનિરીક્ષણથી જ થઈ શકે. સમાધિસ્થિતિનો અર્થ એટલો કે મનુષ્ય પોતાના મનની પાર એક સળંગ અસ્તિત્વનો અનુભવ કરતો હોય.

શ્રીકૃષ્ણ ભગવાન જે શ્લોકથી અર્જુનને જવાબ આપે છે તેના પ્રથમ શબ્દો આ છે: 'પ્રજહાતિ યદા કામાન્.' આમાં યાદ રાખવાનું કે તેઓ 'જહાતિ' શબ્દ નથી વાપરતા પણ 'પ્રજહાતિ' શબ્દ વાપરે છે. કામનાઓને ત્યજીને જો ફક્ત બેસી જ રહેવાની વાત હોત તો શ્રીકૃષ્ણે 'પ્રજહાતિ' શબ્દ કદાપિ ન વાપર્યો હોત. 'પ્રજહાતિ'નો અર્થ ફક્ત ત્યજી દેવું

એવો નથી, પણ આગળ વધતાં વધતાં પાછલું બધું ત્યજી દેવું એવો છે. કહેવાનો આશય એવો છે કે સ્થિતપ્રજ્ઞની સ્થિતિ માત્ર જડ જેવી નથી પરંતુ ચૈતન્યના પક્ષપાતવાળી છે. એનો રસ્તો અટકતો નથી પણ આગળ ને આગળ ચાલ્યો જાય છે. કામનાઓને છોડી દેવી એમાં કશું મહત્ત્વ નથી, પરંતુ કોઈ વિશેષ વસ્તુ પ્રાપ્ત કરતે કરતે પાછલી ભૂમિકાની કામનાઓ છોડતા જવું એમાં મહત્ત્વ છે.

ટૂંકમાં, જે મનુષ્ય ઇંદ્રિયો અને મનની પારના પ્રદેશની મુસાફરી કરતો કરતો પોતાની સ્થૂળ કામનાઓને પાછળ ને પાછળ છોડતો જાય છે તેને અનુલક્ષીને શ્રીકૃષ્ણ ‘જહાતિ’ નહિ પરંતુ ‘પ્રજહાતિ’ શબ્દ વાપરે છે. એમના કહેવાનું તાત્પર્ય એવું છે કે સ્થિતપ્રજ્ઞ મનુષ્ય સદા ક્રિયાશીલ અને ઉત્ક્રમણશીલ આત્મા હોય છે, નિષ્ક્રિય હોતો નથી.

ચંડોળાની શાંતિમાં મારું મન એકાગ્ર બનતું હતું. ગીતાના શબ્દોમાં મને નવો પ્રકાશ ગોચર થતો હતો. ભગવાને એ બધી કામનાઓ માટે ‘મનોગતા’ શબ્દ વાપર્યો છે તે હકીકતે મારું ધ્યાન ખૂબ ખેંચ્યું. ‘મન’ એ શબ્દ સૂચક લાગ્યો. કામનાઓને છોડવાની વાતો કરનારાઓએ વીસરવું ન ઘટે કે કામનાઓ ‘મનોગત’ છે એટલે કે મનની અંદર વ્યાપેલી વસ્તુ છે, મનથી સ્વતંત્ર એમની હસ્તી જ નથી. શ્રીકૃષ્ણના શબ્દોનો ધ્વનિ એવો છે કે જે વસ્તુ મનોગત છે તેને છોડવા માટે મનુષ્યે પોતાના મનનું જ અતિક્રમણ કરવું પડે છે. મનને બાઝી રહીને કામનાઓનો ત્યાગ કરવાની વાત હાસ્યાસ્પદ છે; કેમ કે તે એની

પ્રકૃતિથી વિરુદ્ધ વાત છે. જોરજુલમથી ઇંદ્રિયોને દાબવા જનારાઓ કોઈ ફાવ્યા નથી.

આથી શ્રીકૃષ્ણના શબ્દોનો સાર એ થયો કે જેણે સ્થિતપ્રજ્ઞ થવું હોય તેણે દેહાભિમાનનો પ્રયત્નથી ત્યાગ કરી પછી મનોતીત દશામાં રહેવાનો પ્રયત્ન કરવો જોઈએ. આત્માના શ્રવણ, મનન અને નિદિધ્યાસનથી મનુષ્યને દેહાભિમાન છૂટતું જાય છે. એ થયા પછી દૃઢ બુદ્ધિથી યોગ કરવો જોઈએ. એટલે કે મનને કેળવતે કેળવતે આત્માના પ્રદેશમાં સ્થાપવું જોઈએ. 'યોગ' શબ્દનો અર્થ 'જોડવું' એ ધાતુ ઉપરથી નીકળ્યો છે. મનને ઇંદ્રિયો સાથે પણ જોડી શકાય. ઇંદ્રિયો સાથે તો તે જોડાયેલું જ છે. એટલે તેમાં કશો પુરુષાર્થ કરવાનો છે જ નહિ. આત્માથી તે છૂટું પડી ગયેલું છે એટલે આત્મા સાથે તેને જોડવું તેનું નામ યોગ છે.

સ્થિતપ્રજ્ઞનું મન આત્મા સાથે જ જોડાયેલું હોવાથી ઇંદ્રિયોના પ્રદેશને વટાવી ગયુ હોય છે. ઇંદ્રિયોને તે આત્માના પડછાયારૂપે જ જોતો થઈ જાય છે. મનની આવી સ્થિતિને સમાધિ કહે છે. વેદાંતમાં એને 'અસંસક્તિ' ની ભૂમિકા કહે છે અને જીવન્મુક્તિનો મહાઆનંદ એ ભૂમિકાથી શરૂ થાય છે.

વાંચકો મને સહજ પૂછશે કે આવા સ્થિતપ્રજ્ઞ મેં કોઈ જોયા છે? મારો જવાબ એ છે કે મનુષ્યના મનની સ્થિતિ પ્રત્યક્ષ હોતી નથી. પોતાની ભૂમિકા પોતે જાણે. બેશક કેટલાંક બાહ્ય આચરણો અને પ્રસંગો ઉપરથી એ સ્થિતિનું પ્રતિબિંબ પડે છે. બધાઓને એકસરખો અનુભવ થાય છે એવું પણ નથી. એક મનુષ્ય એક જણને વિલક્ષણ લાગે તો બીજાને તદ્દન

સામાન્ય પણ લાગે. પ્રતિબિંબનું ગ્રહણ પૂર્વગ્રહ વગરની સ્થિતિમાં થઈ શકે છે.

રામકૃષ્ણ પરમહંસની આરૂઢ મનોભમિકા સામાન્ય મનુષ્યોને સરખી ગોચર થતી નહોતી. તેઓ આત્માના પ્રદેશમાં સતત રહેતા હતા અને મન હંમેશા ઇંદ્રિયોથી વિમુક્ત જ રહેતું હતું. જેઓ એમના અંતેવાસીઓ હતા તેમને કદી કદી એનું ભાન થતું. નૃસિંહાચાર્યની આરૂઢ સ્થિતિ વિશે મેં સાંભળ્યું છે. સાઈબાબા વિષે પણ સાંભળ્યું છે. પરંતુ હંસદેવજી અવધૂતને તો હું પ્રત્યક્ષ મળ્યો હતો એટલે કહેવાની હિંમત કરી શકું કે અસંસક્તિની ભૂમિકામાં એમની સ્થિતિ હતી. કોઈ પણ પદાર્થ પ્રત્યે એમને મમત્વ હોય એવું મને કદી લાગ્યું નથી. મન અત્યંત પ્રશાંત અને ઉપરામ હતું અને વાણીનો અમૃતપ્રવાહ આત્માના નિસ્તરંગ પ્રદેશમાંથી આવતો હતો, એવો મારો અનુભવ છે. ઘણા સ્થિતપ્રજ્ઞો અને જીવન્મુક્તો હશે પણ મારા મર્યાદિત અનુભવમાં હંસદેવજી આવ્યા છે. ચિત્તની પ્રશાંતવાહી સ્થિતિ જો ઝીણવટથી જોઈએ તો ઢાંકી રહેતી નથી.



ગીતા આપણો એક પ્રાચીન ગ્રંથ છે. તે કેટલો પ્રાચીન છે તે કહેવા માટે આપણી પાસે પૂરતાં સાધનો નથી. ગીતા મહાભારતમાં આવે છે તેટલા માટે શ્રીકૃષ્ણ તથા પાંડવોના સમય જેટલી તે પ્રાચીન છે એવું માનવાને કાંઈ કારણ નથી. મહાભારતના યુદ્ધને આજથી જો સાડાત્રણ હજાર વર્ષ ઉપર થયેલું માનીએ તો ગીતાનો સમય આજથી લગભગ અઢી હજાર વર્ષ ઉપર તો ખરો જ.

ગીતામાં ભગવાન શ્રીકૃષ્ણે સ્થાપેલો 'ભાગવતધર્મ' એના સારદોહનરૂપે મળી આવે છે. ભાગવતધર્મની શરૂઆત શ્રીકૃષ્ણના જીવનકાળથી ગણીએ તો આજથી ઓછામાં ઓછાં સાડાત્રણ હજાર વર્ષ પહેલાંથી તો ખરી. ભાગવતધર્મના ઉદય પછી લગભગ એક હજાર વર્ષ સુધીમાં જે સાહિત્ય એડાયું તેમાંનો છેલ્લો અને પ્રમાણભૂત ગ્રંથ તે ભગવદ્ગીતા, એવું લોકમાન્ય ટિળક, ડૉ. ભાંડારકર, જસ્ટિસ તેલંગ, શ્રી. દીક્ષિત તથા શ્રી. સી. વી. વૈદ્ય આદિ વિદ્વાનો માને છે.

પ્રાચીન ભાગવતધર્મનું પછીના વૈષ્ણવ ધર્મમાં રૂપાંતર થઈ ગયું છે, એટલું જ નહિ પરંતુ પ્રત્યેક હિંદુ સંપ્રદાયમાં ભાગવતધર્મના સિદ્ધાંતો ગીતારૂપે સર્વમાન્ય બની ગયા છે, અને આજે ગીતા એ પ્રત્યેક હિંદુનો પૂજ્ય અને પવિત્ર ગ્રંથ બની ગયો છે. આવી સર્વમાન્ય પ્રતિષ્ઠા છેલ્લાં બે હજાર વર્ષોથી તો એણે અવિચ્છિન્ન ભોગવી છે.

ગીતા પ્રાચીન છે, પરંતુ પ્રાચીન જે દશ ઉપનિષદો છે તેમના કરતાં પ્રાચીન નથી. ગીતાનું કલેવર કઠોપનિષદ ઉપરથી ઘડાયું લાગે છે. ઈશ્વરની કૃપાનો તથા યોગવિદ્યાનો એ બે સિદ્ધાંતો કઠોપનિષદનો વારસો લાગે છે. કેટલાક શ્લોકો જેવા ને તેવા કઠોપનિષદમાંથી જ લીધા છે. ગીતાનું મૂળ, આમ ઉપનિષદો છે.

હવે હું મારી પોતાની નમ્ર માન્યતા રજૂ કરવાની છૂટ લઉં છું. મારી દૃષ્ટિએ ગીતાનો સાર તેના પહેલા, ત્રીજા અને છેલ્લા એમ ત્રણ શબ્દોમાં સમાઈ જાય છે. એ ત્રણ શબ્દો છે: (૧) ધર્મ (૨) કુરુ (૩) મમ એ ત્રણ શબ્દોનો અર્થ 'મારો ધર્મ બજાવ.' એટલે કે મેં ચીંધેલા માર્ગે જા, એવો થાય છે. આપણે જોઈ શકીએ છીએ કે ગીતા એ માત્ર મસ્તીના ઉદ્‌ગારો નથી, પરંતુ ઉપદેશનું પુસ્તક છે. એ ઉપદેશ આપનાર ભગવાન શ્રીકૃષ્ણના પોતાના એ શબ્દો હોય કે એમના સિદ્ધાંતોનો સાર પકડીને મહર્ષિ વ્યાસે એ ઉચ્ચાર્યા હોય તે વાત જુદી છે.

શ્રીકૃષ્ણ ભગવાનના મૂળ શબ્દો કયા હશે અને કયા નહિ તે કહેવું કઠણ છે. ગીતાની બાહ્ય પરીક્ષા કરતાં એટલું તો લાગે છે કે કેટલાક શબ્દો શ્રીકૃષ્ણે પોતે તત્કાળ ઉચ્ચાર્યા હશે. ઉદાહરણ તરીકે: (૧) क्लैब्यं मा स्म गमः पार्थ। (૨) क्षुद्रं हृदयदौर्बल्यं त्यक्त्वा हे परंतप, उत्तिष्ठ.

ઉપરના શબ્દો ભગવાન શ્રીકૃષ્ણે પોતે વિષાદમાં પડેલા અર્જુનને કહ્યા પછી કેટલોક સંવાદ થયો હશે જે કાળના સાગરમાં લોપ પામ્યો જણાય છે, પરંતુ પૂર્વાપરસંબંધ જોઈ વિચારીને આપણે પોતે એ સંવાદ પુનર્જીવિત કરી શકીએ. એ

સંવાદ નીચે મુજબ હશે.

શ્રીકૃષ્ણ : क्लैब्यं मा स्म गमः पार्थ। हृदयदौर्बल्यं त्यक्त्वा उत्तिष्ठ। આ સામી સેનાને જોઈ તું શું દમ ખાઈ ગયો છે! તારે હાંલ્લી લઈને ભીખ માગવી છે કે રાજ કરવું છે? તારો વિચાર શો છે? તારી અક્કલ કેમ બહેર મારી ગઈ છે?

અર્જુન : આ ગુરુજનો ઉપર શું હું શસ્ત્ર ચલાવું? રે, હું એવું પાપ કરું?

શ્રીકૃષ્ણ : હે ભલા માણસ! આ બધા ધનલોભથી અને સત્તાના નશાથી અંધ બનેલા છે. તે અંધોને તું શી રીતે દેખતા કરવાનો છે? એમનો સંહાર કરવા સારુ જો તારું ક્ષત્રિયત્વ નથી તો હું પૂછું છું કે શેને અર્થે તારું ક્ષત્રિયત્વ છે? તારા ક્ષાત્રતેજ વગર, હે મૂર્ખ, તું મારે મન મરેલો જ છે.

આવો કોઈ સંવાદ થયો હોવો જોઈએ અને એ પ્રસંગને તત્ત્વદૃષ્ટિથી અવલોકવા માટે આ મહાન ગ્રંથની રચના થઈ હોવી જોઈએ. શ્રીકૃષ્ણના ધર્મોપદેશનો રણકાર अशोच्यानन्वशोचस्त्वम् એ અમર શબ્દોથી શરૂ થાય છે અને ભગવાનના ઉદ્‌ગારોમાંથી નીચેનું નવનીત તરી આવે છે.

૧. અર્જુન! તારી વાતો મોટી છે પરંતુ સમજ ટૂંકી છે.

૨. જીવ્યા-મર્યાની બાબતમાં સમજુને હર્ષ–શોક ન ઘટે. બધાએ જન્મવા તથા મરવાનું છે. એ ઘટમાળમાં કશો ફેર પડવાનો નથી.

૩. શરીરની જેમ જુદી જુદી અવસ્થાઓ થાય છે, તેમ મર્યા પછી નવું શરીર એ પણ નિશ્ચિત વસ્તુ છે.

૪. ઇંદ્રિયોનો અને વિષયોનો સંબંધ સદા અનિત્ય છે.

અનિત્ય વસ્તુમાં મોહ રાખનારને જ દુઃખ હોય છે. નિત્ય અને અનિત્યને તટસ્થ ભાવે જોનાર જ સત્યનું દર્શન કરી શકે છે.

૫. આ બધાં જે રૂપો બદલાય છે તે અનિત્ય છે. સત્ય વસ્તુ તો ઈશ્વર છે. ઈશ્વર કદી બદલાતો નથી, તે નિત્ય છે. જે મનુષ્ય નિત્યમાં જ મચેલો હોય છે તેને કદાપિ સુખદુઃખ નથી. તારા શોકનું કારણ એ કે તું અનિત્યના મોહમાં ફસાયો છે. સદા પલટાયા કરતાં રૂપોમાં તું મમત્વ બાંધી બેઠો છે. તારા શબ્દો જ્ઞાનીના છે, હૃદય અજ્ઞાનીનું છે.

૬. શરીરો અનિત્ય છે, આત્મા નિત્ય છે. એ નિત્ય વસ્તુ નથી મરતી, નથી મરતી; નથી વધતી, નથી ઘટતી. આવું જો તું પાકું સમજે તો આવી નાદાન વાતો ન કરે.

૭. આત્મા એ આખરી તત્ત્વ છે. એ તત્ત્વ અવ્યક્ત છે એટલે ઇંદ્રિયોથી અનુભવી શકાય તેવું નથી. એ તત્ત્વ મનની પણ પર છે. જે આત્માને ઓળખે છે તે જ અમરતા પ્રાપ્ત કરે છે. તેનો જ મોહ નષ્ટ થાય છે.

શો છે આ અદ્ભુત પુસ્તકનો ધ્વનિ! એ ધ્વનિને હું મારી અલ્પ બુદ્ધિથી આપની સમક્ષ રજુ કરું.

મનુષ્ય પોતાની દૃષ્ટિની મર્યાદા પ્રમાણે પોતાને દેખાતા પદાર્થોની મર્યાદા પણ આંકી દે છે. આપણે એક વૃક્ષ જોઈએ છીએ. આપણને એનું પ્રગટ સ્વરૂપ જ દેખાય છે. એનું મૂળ આપણે જોઈ શકતા નથી. મૂળ એ એનું અપ્રગટ (અવ્યક્ત) સ્વરૂપ છે. આપણને એ મૂળ દેખાતું નથી માટે એની હસ્તી નથી એવી વાત આપણે કરતા નથી. મૂળ વગર વૃક્ષ હોય જ નહિ એ સત્ય વગર જોયે પણ આપણે સ્વીકારી લઈએ છીએ.

બૃહદારણ્યક ઉપનિષદમાં મનુષ્યને વૃક્ષની સાથે જે સરખાવાયો છે, તેની પાછળ આ જ રહસ્ય છે.

મનુષ્યને આપણે પ્રગટ રૂપે જ અનુભવીએ છીએ. એના અપ્રગટ રૂપનો આપણને ખ્યાલ જ હોતો નથી. આપણા પોતાના પણ અપ્રગટ રૂપની આપણને પૂરી પિછાન હોતી નથી. એ અપ્રગટ રૂપની પિછાન અર્થે જ યોગ, ઉપનિષદો અને ગીતા છે.

સંત પુરુષો સંસારથી ઉપરામ બને છે તે આ જ કારણે. તેઓ દેખાતા સંસારને સદંતર સાચો માની શકતા જ નથી; પરંતુ અપ્રગટ અને ગૂઢ એવી કોઈ શક્તિનો માત્ર બાહ્ય આવિર્ભાવ છે, એટલું જ તેઓ કહે છે. જેને અપ્રગટનું દર્શન થયું હોય તેને જ સંત કહી શકાય.

પ્રગટ–અપ્રગટનો જો આપણે સળંગ વિચાર કરીએ તો ઘણા કોયડા ઊકલી જાય. ભગવદ્ગીતાની મહત્તા આમાં જ રહેલી છે. મનુષ્યના પ્રગટ–અપ્રગટ ઉભય રૂપનો આપણને સળંગ વિચાર કરવાનું તે કહે છે. મોહરૂપી અજ્ઞાનને દૂર કરવાનો ભગવાન શ્રીકૃષ્ણનો જે અપૂર્વ, અદ્વિતીય અને અવર્ણનીય ઉપદેશ છે, તેને જો મનન અને નિદિધ્યાસનની કક્ષાએ ચઢાવીએ તો આપણું જીવન જે વિચ્છિન્ન એટલે કે 'ડીસીન્ટિગ્રેટેડ' છે તેને બદલે અવિચ્છિન્ન એટલે કે 'ઇન્ટિગ્રેટેડ' બને. મોહદૃષ્ટિનું એક ઉદાહરણ લઈએ.

બે પ્રેમીજનો જ્યારે એકબીજાને ચાહતા હોય છે ત્યારે પ્રેમરૂપી જે પ્રગટ વૃત્તિ હોય છે તેને જ સત્ય માનીને તેઓ ચાલે છે. તેઓ એમ માની જ લે છે કે વૃત્તિ સદા સ્થાયી અને અવિકારી રહેશે. એ વૃત્તિ ક્યારે અલોપ થશે અને પ્રતિકૂળ

વૃત્તિ ક્યારે ઉપર તરી આવશે તેનું એમને જ્ઞાન હોતું નથી. સંસારમાં ગળાબૂડ પચેલા કોઈ પણ વિષયાભિમુખ માણસને એનું જ્ઞાન હોતું નથી. જ્ઞાન જો હોય તો પ્રેમમાં પડે જ ખરો? વૃત્તિઓના તરંગોને સદાકાળ આધીન એવા ક્ષણભંગુર મનુષ્ય સાથે જ્ઞાની કદી પ્રેમમાં કે દ્વેષમાં પડતો નથી. કારણ શું? કારણ એ જ કે જ્ઞાનીની નજર મૂળ તરફ હોય છે. એ મૂળને સાદી ભાષામાં ઈશ્વર કહેવામાં આવે છે. ઈશ્વરને યોગ વગર દેખી શકાતો નથી. આપણા શરીરમાં હૃદય એ મૂળ છે, અપ્રગટ વસ્તુ છે, અને અંગ–ઉપાંગો એ વૃક્ષ છે, પ્રગટ વસ્તુ છે.

મનુષ્ય જ્યાં સુધી પ્રગટના મોહમાં લપટાયલો છે ત્યાં સુધી એને અપ્રગટ તરફ પ્રસ્થાન કરવાનો વિચાર થવાનો જ નથી. પ્રગટ જ સત્ય છે, તે સિવાય બીજું કાંઈ જ નથી, એવી ગાંઠ વાળીને બેઠેલો મનુષ્ય જ રાગદ્વેષમાં લપટાય છે અને અનિત્યમાં નિત્ય જોયા કરે છે. એવો મનુષ્ય સામાના દોષોને ક્ષમા આપવાને બદલે એમની સાથે વેર બાંધે છે. વેરબુદ્ધિ એ અજ્ઞાન જ છે.

પ્રગટની ઉપાસના અને તેની પાછળ રાત–દિવસ રચ્યાપચ્યા રહેવું તેનું નામ ભૌતિક ઉપાસના અપ્રગટની ઉપાસના અને તેની પાછળ મંડ્યા રહેવું તેનું નામ આધ્યાત્મિક ઉપાસના. ગીતા એવું નથી કહેતી કે ભૌતિક વસ્તુ અસત્ય છે. ગીતા એવું કહે છે કે ભૌતિક વસ્તુ એ સત્યની માત્ર છાયા છે. જેઓ આધ્યાત્મિક ઉપાસના કરે છે તેમની ભૌતિક ઉન્નતિ પણ થાય છે. ઈશ્વરની શોધે નીકળનારનો યોગક્ષેમ ઈશ્વર જરૂર નભાવે છે. ઈશ્વરની ઉપાસનામાં લાગેલાને એણે ખાતરી આપી જ છે કે: न मे भक्तः

प्रणश्यति । એનો અર્થ એટલો કે ઈશ્વરનો ભક્ત પોતાના હૃદયમાં સદા સંતૃપ્ત જ હોય છે; એને પ્રગટ વસ્તુઓનો મોહ હોતો નથી એટલે એના મોહમાં પડીને આત્મભાન ભૂલવાનો એને માટે સવાલ જ હોતો નથી.

સર્વ પ્રગટ શક્તિનું મૂળ હૃદયમાં બેઠેલો પરમાત્મા છે એ નિશ્ચયમાંથી જે એક તસુ પણ ડગતો નથી, તેની આગળ જ પરમાત્મા પોતાનું દિવ્ય સ્વરૂપ ખુલ્લું કરે છે અને તેને જ પોતાની વિભૂતિનું છૂટે હાથે દાન કરે છે. એ 'કરંટ' ક્યારે, કયે રસ્તેથી અને કેવી રીતે આવે છે એ સમજવા માટે શ્રીમદ્ ભગવદ્‌ગીતાનું પરિશીલન કરનારને ઉકેલ આવી જાય છે. એની કૃપાનાં દ્વાર નિર્મોહ થનારને માટે જ ખૂલી જાય છે. સંસારના એટલે કે પ્રગટના મોહમાં ગળાબૂડ પડેલા માટે એ દ્વાર સદાને માટે બંધ રહે છે. તેથી જ ભગવાને ગીતામાં કહ્યું છે કે: 'જો તું મુક્તિ ઇચ્છતો હોય તો આ બધી વિષયલીલાને વિષતુલ્ય માનજે.'



## ૩. ગીતામાં મને શું દેખાય છે?

ગીતા એ કોઈ પણ સંપ્રદાયનો ગ્રંથ જ નથી. એમાં હિંસા કે અહિંસાની વાત પણ નથી. મનુષ્યના જીવનમાં જે કટોકટીઓ અને સંઘર્ષો પેદા થાય તેમનો ઉકેલ લાવવા માટે મનને કેવી રીતે કેળવવું અને એવા કેળવાયેલા મનથી કેવી રીતે આચાર કરવો, એવો ઉપદેશ એમાં છે.

ગીતામાં સિદ્ધાંતરૂપી કોઈ પણ જાતના હઠાગ્રહનું નાડું પકડવામાં આવ્યું જ નથી. જીવનવ્યવહાર કુશળતાથી અને પ્રસન્નતાથી કેવી રીતે ચલાવવો એની ચાવી આમાં મળી આવે છે. જીવનસંગ્રામ કુશળતાથી ખેલવા માટે મનુષ્યે શક્તિ મેળવવી પડે છે. શક્તિ મેળવવી એનું નામ પુરુષાર્થ.

જીવન એ શક્તિને અર્થે છે. સારાનરસાની ફિલસૂફી પણ આખરે તો શક્તિની પ્રતિષ્ઠા અર્થે છે. ગીતાનું તાત્પર્ય ભાગવતના એક જ વાકયમાં મને દેખાય છે. 'તેજસ્વીને દોષ નથી.'

જીવનને તેજસ્વી અને પ્રતાપી કરવા અર્થે તમામ પુરુષાર્થો છે. આખરે તો તેજસ્વી મનુષ્ય જ નીતિનું સર્જન કરે છે. ધર્મની સંસ્થાપના કરે છે.

તેજસ્વી અને પ્રતાપી બનવું તેનું નામ મોક્ષ. આત્મા એટલે શક્તિ. જે માણસ શક્તિ પામ્યો તે જ માણસ આત્મા પામ્યો.

શક્તિનું જો કોઈ જીવલેણ દર્દ હોય તો તે અહંકાર છે.

એને આપણે કેન્સર પણ કહી શકીએ. અહંકાર પેદા થયો, તો જાણવું કે તે મેળવેલી શક્તિનો વિનાશ કરશે. અહંકારથી બચવા માટે દરેક મનુષ્યે સાવધાન રહેવું જોઈએ. પોતાનું દરેક કાર્ય જે માણસ ઈશ્વરાર્પણ બુદ્ધિથી કરે છે, તે જ માણસ અહંકારથી બચે છે.

[સત્ય એ સ્વયંપ્રકાશ વસ્તુ છે, સ્વયંસિદ્ધ વસ્તુ છે. માણસ જ્યારે સત્યનું દર્શન કરે છે ત્યારે એના હૃદયમાંથી અવાજ આવે છે. એ અવાજ એને કહે છે કે તું મારી પાછળ પાછળ ચાલ્યો આવ અને બીજી લપ્પનછપ્પન મૂકી દે. હૃદય જેવો બીજો કોઈ સરમુખત્યાર નથી. હૃદય બોલે પછી તર્કવિતર્કરૂપી લોકશાહીના ચૂરાચૂરા થઈ જાય છે.]

ગીતામાં હૃદયના ગહન પ્રદેશની યાત્રા છે. ચિત્તવૃત્તિના પ્રવાહો ક્યાંથી વહે છે, કઈ તરફ વહે છે, શા માટે વહે છે, એ પ્રવાહોના પૂરને ખાળવાના, તેમના ઉપર બંધ બાંધવાના કયા ઇલાજો છે, એ બધું માર્ગદર્શન આપનારો ગ્રંથ તેનું નામ ગીતા, હૃદયનો એટલે કે આપણા અંતઃકરણનો પ્રદેશ જોયાવિચાર્યા વગર જે કાંઈ કાર્ય કરીએ તે આંખે પાટા બાંધીને કરેલી મુસાફરી છે. ભૂલચૂકથી ગમે ત્યાં પહોંચી જઈએ.

ગીતા એવું સૂચવે છે કે ભોગવિલાસ એ જીવનનું અંતિમ ધ્યેય નથી. ભોગવિલાસ ક્ષણજીવી વસ્તુ છે. કારણ કે ઇન્દ્રિયો ક્ષણજીવી છે. અંતિમ ધ્યેય કદાપિ ક્ષણજીવી ન હોઈ શકે. ગીતા તેથી એવું કહે છે કે ઇન્દ્રિયોનું ઉત્ક્રમણ કરવું, એની પારની વસ્તુ શોધવી, ઇન્દ્રિયોનું મૂળ શોધવું, ભોગવિલાસનો

આધાર શોધી કાઢવો. આ શોધને ઈશ્વરની શોધ કહો કે ન કહો પરંતુ એને ઇન્દ્રિયોની પારની વસ્તુની શોધ તો કહેવી જ પડશે. ઈશ્વર શબ્દ સાંભળીને જે લોકો ભડકે છે તેમણે ભડકવાની જરા પણ જરૂર નથી. ઇન્દ્રિયો સત્ય હોય તો ઇન્દ્રિયોનું આખરી ધામ પણ સત્ય જ હોવું જોઈએ. આપણે ન જાણીએ અગર ન શોધીએ માટે વસ્તુ નથી એ ન્યાયપદ્ધતિ મને નિરુત્તર કરે છે. કાર્યકારણસંબંધની ફિલસૂફીમાં ન માનનારાઓને મન ઇન્દ્રિયો કાં તો એકમાત્ર સત્ય છે કે કાં તો આભાસ છે. એની ક્ષણભંગુરતાને કારણે તે એકમાત્ર સત્ય તો ન જ હોઈ શકે. અને જો આભાસ હોય તો તેની પીઠમાં કોઈ સત્ય તો અવશ્ય હોવું જોઈએ. વસ્તુ વગર આભાસ ન હોય. આભાસ એટલે વસ્તુની અન્યથા–પ્રતીતિ, બીજું કાંઈ નહિ.

માનવજીવનની ઉત્ક્રાંતિ ઇન્દ્રિયોના વિલાસમાં કે નિષેધમાં એકેમાં નથી, પરંતુ નિરોધમાં છે એવું ગીતા કહે છે. નિરોધ કેવી રીતે કરવો એ સહુની પ્રકૃતિ અનુસાર હોય. પોતાની પ્રકૃતિનું દર્શન પોતે કરી શકતા હોઈએ તો સારી વાત છે. પણ પોતે જો તે બાબતમાં શંકાશીલ હોઈએ તો પછી બીજા પાસે ચિકિત્સા કરાવવી પડે. અને આટલા માટે ભારતીય પ્રણાલિકા ગુરુની આવશ્યકતા સ્વીકારે છે. પોતાના શરીરમાં થયેલા વ્યાધિની જેમ પોતે ચિકિત્સા કરતાં ખચકાઈએ છીએ, તેમ પોતાના મનની વિક્રિયાઓની ચિકિત્સા પણ પોતે કરીએ તે સાહસ છે. ગુરુની આવશ્યકતા નથી, અને બધું પુસ્તકોમાંથી મળી જશે એવું કહેનારાં ભાઈ–બહેનો પોતે શું કહે છે તેની કદાચ એમને પોતાને ખબર નથી. પોતાને 'ઇન્ટેલેકચ્યુઅલ'

માનનારાઓમાં 'ઈન્ટેલેક્ટ' કેટલી છે અને અહંકાર કેટલો છે તેનો નિર્ણય કોણ કરશે?

શ્રીકૃષ્ણે અર્જુનને વણમાગી સલાહ આપી નહોતી. કોઈ પણ જ્ઞાની માણસ વણમાગી સલાહ કદી આપતો નથી. અર્જુનને થયું કે કૃષ્ણ સલાહ આપવા લાયક છે અને પોતે સલાહ લેવા લાયક છે ત્યારે ગીતારૂપી ગંગા વહેતી થઈ.

આપણો યુગ વણમાગી સલાહનો છે. છાપાનો દરેક તંત્રી પોતાને શ્રીકૃષ્ણ માને છે અને વણમાગ્યા તંત્રીલેખો લખ્યા કરે છે. પ્રધાનો રાજ્ય કરવાને બદલે ભાષણો કરે છે. એ બધું ખરાબ છે કે ખોટું છે એવું હું કહેતો નથી. એ બધું નિરુપયોગી છે, એવું હું કહું છું. સોળ આની નિરુપયોગી નહીં તો ચૌદ આની નિરુપયોગી તો જરૂર લાગે છે.

શ્રીકૃષ્ણના વખતમાં છાપાં નહોતાં, રેડિયો નહોતો, એટલે કહેવું હોય તો કહી શકીએ કે, પ્રજાનો અવાજ નહોતો. લોકશાહી નહોતી; લોકસભા, વિધાનસભાઓ, ચૂંટેલા પ્રધાનો વગેરે બધું નહોતું એટલે કહી શકીએ કે, પ્રજાનો અવાજ નહોતો. લોકશાહી નહોતી. આપણે મલકાઈએ. આપણને સારું લાગે, તો પછી બીજા કોઈને દુઃખનું કારણ નથી. સમીકરણ એક જ છે. અવાજ—લોકશાહી. વધુ અવાજ—વધુ લોકશાહી.

ગીતાકાર લોકોનો નહીં પણ મનુષ્યનો અવાજ રજૂ કરે છે. એને મન આખું ટોળું એટલે એક મનુષ્ય જ છે. લોકોની વૃત્તિઓના તરંગો પ્રમાણે ચાલવાની સલાહ તે આપતો નથી. એટલે 'ડેમોક્રેટ' નહિ. એનું કહેવું એમ છે કે, જગતનો વ્યવહાર કે જેમાં રાજ્યવ્યવહાર આવી ગયો, ટોળું ચલાવી શકતું

નથી, પરંતુ એ ટોળાને ડાહ્યું અને શાણું કરનાર સ્થિતપ્રજ્ઞ મનુષ્યો ચલાવી શકે છે.

ગીતામાં આત્મા–પરમાત્માની વાતો જોનારા આવી આનુષંગિક અને નક્કર વાતો જોઈ શકતા નથી તેથી મને આશ્ચર્ય થાય છે. કૃષ્ણે અર્જુનને એટલું જ કહ્યું કે, જ્યાં સુધી તેં શોક અને મોહને જીત્યા નથી, ત્યાં સુધી તું રાજ્ય કરી શકે તેવો સંભવ જ નથી. તારે જો રાજ્ય કરવું હોય તો અને લોકોનું સાચેસાચું ભલું કરવું હોય તો, એમના તરંગો પ્રમાણે ન ચાલ પણ તારી બુદ્ધિને સ્થિર કર, મનને કઠણ કર.



ભક્તિના રહસ્ય માટે ગીતામાં ૧૮મા અધ્યાયમાં ૬૬મો શ્લોક મનનીય છે. એ શ્લોક આપ બધા જાણો છો એટલે એનો ઉતારો કરતો નથી. એનો સાર એવો છે કે :

'બધી વસ્તુઓ મૂકીને તું માત્ર મારી શરણાગતિ સ્વીકાર. તારાં બધાં પાપોમાંથી હું તને ઉગારી લઈશ.'

ભગવાન આવું અભયવચન કોને આપે છે? બધાંને તો નહિ જ, પરંતુ જેનું અંતઃકરણ દ્રવીભૂત થયું હોય છે, જેને પોતાના ક્ષુદ્ર અહંકાર અને મમત્વ રહ્યાં નથી, જેનું હૃદય ઈશ્વરથી વિમુખ નથી તેવા મનુષ્યને જ ભગવાને એ વચન આપ્યું છે, બીજાને નહિ. એવા મનુષ્યો વિરલ હોય છે એટલે ઈશ્વરનું દર્શન પણ વિરલ મનુષ્યોને જ થાય છે. અહંકાર, કપટ અને પ્રપંચ એ આપણી સંસારી દશાની માલમિલકત છે. ઈશ્વર ઉપર પડદો નાખનારી એ ચીજોને યુક્તિથી કાબૂમાં લેવી તેનું નામ યોગ. ભક્તિ એ ઈશ્વરની નામાવલિમાં માત્ર ભજનો નથી, પરંતુ અનાથ, દીન અને દુઃખી જનો સાથે સહાનુભૂતિ કેળવવાનો યોગ છે. ટૂંકમાં કોઈનું દુઃખ હળવું કરવાની વૃત્તિ થવી અને અને તે પ્રમાણે અમલ કરવો એનું નામ ચિત્તશુદ્ધિ અને એવા શુદ્ધ થયેલા ચિત્તમાં જ ભગવાનનો પ્રકાશ થાય છે. કોઈનું દુઃખ હળવું ન કરી શકવાથી ચિત્તમાં જે ખેદ થાય અને તે સાથે 'એનું દુઃખ હળવું થશે' એવી તીવ્ર આકાંક્ષા જન્મે એ

પણ ચિત્તશુદ્ધિ જ છે, અને ત્યારે પણ ભગવાન પોતાનો પ્રકાશ ફેલાવે છે. પરંતુ કોઈનું દુઃખ હળવું કરવાથી જ્યારે કંઈક ગર્વ અથવા ઉપકાર કર્યાનો ભાવ પ્રગટ થાય અને જાહેરાતની ઇચ્છા ઊભી થાય, ત્યારે ભગવાન ભાગી જાય છે. કારણ કે ચિત્તનો અહંભાવ ઈશ્વરભાવની વિરુદ્ધની વસ્તુ છે.

હવે આપણે વિચારીએ કે અંતઃકરણની આવી નિર્મળતા, આવો નિરહંકાર આપણને પ્રાપ્ત છે કે નથી. જ્યાં સુધી નિર્મળતા પ્રાપ્ત થઈ નથી ત્યાં સુધી અર્જુન જે શબ્દો બોલે છે તે શબ્દો આપણે ન બોલી શકીએ. આપણે 'નષ્ટો મોહ' એટલે કે મોહ નષ્ટ થયો છે જેનો એવા છીએ? આપણે 'ગતસંદેહ' એટલે કે આ બાબતમાં સંદેહ વિનના શું છીએ ખરા? વાત એવી છે કે મારો મોહ નષ્ટ થયો છે, દૃષ્ટિ ખૂલી ગઈ છે, અને મને હવે સંદેહ રહ્યો નથી એવું કહેવાની મારી તાકાત જો પેદા થાય તો જ હું ભક્ત બની શકું. અહંકારની કાંચળી કાઢવી એ સહેલી વાત નથી. ભક્તો જ એ કાઢી શકે છે. ભક્ત બનવાની મારી અશક્તિને લીધે હું જ્ઞાની બનવાની વાતો કરું એમાં અહંકારનો વેગ હોય છે.

ઈશ્વરનું જ્ઞાન અંતઃકરણની અત્યંત દ્રવીભૂત સ્થિતિમાં થતું હોવાથી એને 'ભાવગમ્ય' કહ્યો છે. કેવળ બુદ્ધિથી એને કોઈ પામી શક્યું નથી, એવું ઉપનિષદો કહે છે. બુદ્ધિથી જો એ પામી શકાતો હોત તો બુદ્ધિએ એનું વર્ણન કર્યું હોત અને માત્ર 'નેતિ નેતિ'થી સંતોષ માન્યો હોત. બુદ્ધિની પાર આનંદમય સ્વરૂપનો સાગર ઊછળે છે એવું ઉપનિષદો કહે છે અને સંતો તેની સાખ પૂરે છે. એ સ્થિતિને મનની નિસ્તરંગ સ્થિતિ કહે છે.

પરમાત્મા 'ભાવગમ્ય' હોવાથી ભક્તિ એ એને પામવાનું અનિવાર્ય સાધન છે એવું દરેક ધર્મ કહે છે, અને ભગવદ્ગીતા તો ખાસ કહે છે.

ભગવાનના અવ્યક્ત એટલે કે અપ્રગટ એવા નિરંજન નિરાકાર રૂપની કોઈ પણ ધર્મને અવગણના નથી, પરંતુ એના વ્યક્ત એટલે કે પ્રગટ રૂપનું આલંબન વધુ સુગમ પડે છે. મનુષ્યના મગજનું ઘડતર જ એવું છે કે પ્રગટ વસ્તુમાં તે વધુ સહેલાઇથી એકાગ્ર બને છે. નિરાકાર વસ્તુની ભક્તિ હોઈ શકતી નથી, ફક્ત કલ્પના હોઈ શકે છે એટલા માટે સાકાર અને સગુણની ઉપાસના કરવાનું ભક્તિસંપ્રદાય કહે છે. આ બધી બાબતો મનુષ્યના મગજના ઘડતર ઉપર આધાર રાખે છે. એના મગજનો વિચાર કર્યા વગર સલાહ આપવી તે બરાબર નથી. ઇશ્વર સાકાર પણ છે, નિરાકાર પણ છે. તેવી જ રીતે તે સગુણ પણ છે અને નિર્ગુણ પણ છે. ઇશ્વર પોતે સર્વશક્તિમાન હોવાથી આમ જ હોય અને આમ ન જ હોઈ શકે એવો કોઈ પણ મત બાંધી શકાય નહિ. એવા આગ્રહોમાંથી જ ધર્મોના ખોટા ઝઘડા ઊભા થાય છે. મંદિરમાં ઇશ્વર છે અને મસ્જિદમાં નથી અગર તો મસ્જિદમાં છે અને મંદિરમાં નથી એવો આગ્રહ ધરાવવો તેનું નામ જ અજ્ઞાન. આપણાં મમત્વો ઇશ્વર પ્રત્યેનાં નહિ, પરંતુ સ્થાન પ્રત્યેનાં હોય છે.

દરેક ધર્મ મનુષ્યનું મુસાફરી કરવાનું વાહન છે. સ્ટેશનથી મારે ભદ્ર જવું હોય ત્યારે બધી રિક્ષાઓમાંથી અમુક જ સાચી રિક્ષા છે અને બીજી ખોટી છે એવું બોલું એનો કશો અર્થ નહિ.

જે રિક્ષા લઉં તે સરખી. રિક્ષામાં લઈ જનારો કોઈ શાંત હોય, કોઈ ક્રોધી હોય, કોઈ સીધો હોય, કોઈ વાંકો હોય, કોઈ સાચો હોય તો કોઈ જૂઠો પણ હોય. એના વર્તન ઉપરથી હું રિક્ષાના ગુણદોષનો નિર્ણય ન કરી શકું. વળી એમ પણ હોય કે મારા અને રિક્ષાવાળાના મગજનો મેળ કદાચ ન હોય.

આ બધા જુદા જુદા ધર્મો મને તો જુદી જુદી રિક્ષાઓ જેવા લાગે છે. મારે મુસાફરી કરીને અમુક સ્થાને પહોંચવું છે. મારું નિશાન રિક્ષા નથી, સ્થાન છે. જ્યારે જે રિક્ષા મળી તેમાં બેસી જવું. ધર્મનું અભિમાન શું ? અભિમાન રાખવા જેવું કોઈ પણ રિક્ષામાં છે શું ? રિક્ષા રૂપાળી હોય પણ જો ઠેકાણે ન પહોંચાડે તો કરવાની શું ?

હું મને પૂછું છું કે મારે કોઈ ઠેકાણે જવું છે ખરું ? મારા સરનામાની મને ખબર છે ખરી ? મારે શા માટે જવું છે તેની મને જાણ છે ખરી ? આ બધી બાબતો હું ન જાણતો હોઉં અને પછી વાહનોની ચિંતામાં પડી જાઉં તે શું હાસ્યાસ્પદ નથી ?

હકીકત એવી દેખાય છે કે કોઈને ઈશ્વર સાથે લેવાદેવા રહી નથી, ધર્મો સાથે લેવાદેવા રહી છે. ધર્મો તો જુદાં જુદાં ખોખાં છે. ખોખાંમાં મૂકવા માટે આપણી પાસે કાંઈ દરદાગીનો હોવો જોઈએ. ખોખાં વેચનારા આપણને દરદાગીનો આપવાના નથી.

ખોખાંના ઘાટઘૂટ બદલાતા રહે છે. વીસમી સદીમાં વળી નવી જાતનાં ખોખાં તૈયાર થયાં છે. રાજકારણી પક્ષો બધાં ખોખાં છે. લોકશાહી, આ શાહી કે તે શાહી બધાં ખોખાં જ છે. ખોખું નથી સારું કે નથી ખોટું. ખોખામાં મૂકવા પાસે કાંઈ હોવું જોઈએ.

ખોખામાં તો ઝેર પણ મુકાય ને અમૃત પણ મુકાય.

એટલે હવે આપણે બધા એટલું તો જરૂર સમજીએ છીએ કે આ બધાં ખોખાશાહી જ છે. નવાં નવાં ખોખાં ઘડીએ પણ અંદર મૂકવાની વસ્તુઓ જડતી નથી. એક કહે છે મારું ખોખું સારું બીજો કહે મારું સારું ત્યાં સુધી ઠીક છે પણ પછી એકબીજાનાં ખોખાંની નબળાઈઓ ઉપર વિસ્તાર થાય છે. કોઈ જો શાંતિથી એમ પૂછે કે ભાઈ, એ બધી ખરી વાત, પણ આમાં મૂકવાનું શું છે, એ તો કહો. આપણે બધા બોડાં માથાંઓવાળાને કાંસકાઓની જરૂર શી છે?

આવું જો આપણે સતત પૂછયા કરીએ તો ધીમે ધીમે આપણો આ ખોખામોહ ઓસરતો જાય. આપણા પ્રખર હાસ્યકાર સ્વ. શ્રી રમણભાઈ નીલકંઠના શબ્દોમાં કહું તો 'શીશીમાં પાણી ભરીને એના ઉપર લેબલ મારીએ કે આ ફલાણું શરબત છે' તો આપણને કોણ રોકી શકે?

ધર્મો અને પક્ષો વચ્ચે કશો ભેદ નથી. કોમવાદ અને પક્ષવાદ વચ્ચે કશો ભેદ નથી. સુધરેલા માણસો ઝઘડવા માટે આ બધી લીલા સર્જે છે. મતપેટી પણ આખરે તો એક ખોખું જ છે. ગુસ્સે થયા હોઈએ તો કાગળિયું ગમે ત્યાં નંખાઈ જાય એનો ભરોસો શો? બધો વિચાર કરતાં આપણને એમ જરૂર થશે કે આપણે વિચાર કરવાથી બહુ ઓછું ટેવાયા છીએ અને તેટલા માટે લેબલોમાં મોહ પામીએ છીએ.

ઉપસંહારમાં એ જ શ્લોકની વાત જણાવીશ. 'સર્વધર્મા પરિત્યજ્ય' ભગવાને કહ્યું કે અર્જુન, તું આ બધાં લેબલોનો

મોહ છોડી દે. શીશી ઉપર ગમે તે લેબલ ભલે હોય પણ એની અંદર શું છે તેનો વિચાર કર. જ્યારે તું એનો વિચાર કરીશ ત્યારે જ તેને મહત્તત્ત્વનું દર્શન થશે. તત્ત્વ એટલે પરમાત્મા.

રાજકારણાદિ બધાં જ કારણોમાં ઈશ્વરની જો શોધ ન હોય તો એનો ઉપયોગ શો? એની કિંમત જ શી? મનુષ્યના મનને જો તંદુરસ્ત કરવાની એમાં વાત ન હોય તો પછી આ બધી પ્રવૃત્તિનો સાર શો? દરેક ક્ષેત્રમાં ઈશ્વરની શોધ જ મુખ્ય વસ્તુ છે. "



## ૫. ગીતામાં પ્રારબ્ધ અને પુરુષાર્થ

પ્રિય મિત્રો,

મનુષ્ય ઘણી વસ્તુઓ સમજે છતાં વારંવાર તે ભૂલી જાય છે. એ સમજે છે કે એના શરીરના હલન ચલનની કેટલીએ ક્રિયાઓ એવી છે કે જે આપોઆપ થાય છે. હૃદયનો પંપ એની મેળે ચાલે છે. આંતરડાં એની મેળે ચાલે છે. પિત્તાશય એનું કામ એની મેળે કરે છે. આ ઉપરાંત ઘણા અવયવો એવા છે. જેમને કોઈ પણ શરીરધારીએ કહેવું નથી પડતું કે તું આમ કર અને તું આમ ન કર.

આનો વિચાર કરનાર માણસને જો ઈશ્વરની વ્યાપક સત્તાનું ભાન નહિ થાય તો કોને થશે? આપણી ઇચ્છાશક્તિ એ ખરું જોતાં તો પરમાત્માની સર્વ વ્યાપી ઇચ્છાશક્તિનો જ તરંગ છે. છતાં આપણને ભાસ એવો થાય છે કે આ હું કરું છું અગર આ હું નથી કરતો. આપણો અહંકાર પોલી વસ્તુ છે. સ્વતંત્ર રીતે ઊભા રહેવા સારું એની પાસે જ નથી.

પુરુષાર્થનો અર્થ એટલો જ થાય છે જે સમયે જે કામ આપણી સમક્ષ આવીને ઊભું હોય તે ઈશ્વરનું સ્મરણ કરીને એની ખાતર કરવું. ખરું જોતાં કામ તો એની સત્તાથી જ થાય છે. અને માણસ તો માત્ર યંત્ર જ છે, પરંતુ અહંકારથી એ એમ માને છે કે આ હું કરું છું, હું કરું છું એ જાતની મનોદશાને નરસિંહ મહેતાએ સરસ રીતે ચીતરી છે કે :

'હું કરું હું કરું એ જ અજ્ઞાનતા શકટનો ભાર જેમ શ્વાન તાણે.' ભક્તો કાર્ય નથી કરતા એવું નહિ. એ લોકો તમામ દુન્યવી કામો જરૂર કરે છે, પરંતુ તે વખતે પૂરી સમજ ધરાવતા હોય છે કે આ શરીર, મન અને બુદ્ધિ, ત્રણેની પાછળનું જે પ્રેરક તત્ત્વ છે તે જ આ બધું કરાવે છે. એ પ્રેરક તત્ત્વને ઈશ્વર સિવાય બીજું કયું નામ ઘટે?

## પ્રારબ્ધનો અર્થ

વિચાર કરીએ, આ સંસારમાં કઈ એવી બાબત છે કે જે આપણી ઇચ્છા પ્રમાણે પ્રાપ્ત થઈ છે? પ્રારબ્ધ પ્રમાણે પ્રાપ્ત થનાર વસ્તુઓમાં આપણે શા સારું આટઆટલા હર્ષશોક સેવતા હોઈશું? પ્રારબ્ધ એ પણ આખરે શી વસ્તુ છે? પુરુષાર્થમાંથી પ્રારબ્ધનું સર્જન થાય છે. વારુ, પરંતુ ઉપર જોઈ ગયા તેમ, પુરુષાર્થની પાછળ ક્રિયાનું જે બળ છે તે બળ કોણ આપે છે? એટલે પુરુષાર્થ પણ ઈશ્વરાધીન જો નથી તો શું છે? આપણા શરીરની રચના તથા મનનું ઘડતર એવાં છે કે ક્રિયા વિના એક ક્ષણ પણ ચાલતું નથી, એટલે શરીર અને મન પ્રાપ્ત થયાં તેની સાથે ક્રિયા તો પ્રાપ્ત થઈ જ ચૂકી છે. કોઈ અહંકારી આત્મા જ એવું કહી શકે કે હું આ નહિ કરું. હું આ કરું છું. અને હું આ નથી કરતો એવું કહેનારો, બંને અહંકારની વિમૂઢતામાં ફસાયો હોય છે. શરીર ઉપરની મમત્વ બુદ્ધિ જેમની જેટલી વધુ તેમનું તેટલું અજ્ઞાન અને તેટલો અહંકાર વધુ. માણસ પોતાની અંદર જેમ જેમ ઊંડા ઊતરે તેમ તેમ એને પોતાના અહંકારની પોકળતા સમજાતી જાય.

ઈશ્વરની ઇચ્છા તો દરેક ક્ષણે એનો પરચો આપણને બતાવતી હોય છે. જન્મથી તે મૃત્યુ સુધી એની ઇચ્છા જ સર્વોપરિ સત્તા ભોગવતી હોય છે. શરીરની ઉત્પત્તિ, સ્થિતિ અને લય એકેકમાં આપણી ઇચ્છા કામ કરતી નથી. પદાર્થોના આવવા જવામાં પણ આપણી ઇચ્છા કારણભૂત હોતી નથી. એમના ટકવામાં તથા વધઘટમાં આપણી ઇચ્છા કામ કરતી નથી. તો પછી આ બધું કોની ઇચ્છાથી ચાલે છે ? સર્વોપરિ ઇચ્છા તો હોવી જ જોઈએ. મનુષ્યની મર્યાદિત ઇચ્છા ઉપરથી એનું અનુમાન આપણે કરી શકીએ. મનુષ્યમાં જ્ઞાન, ઇચ્છા અને ક્રિયા, ત્રણે શક્તિઓનો જે ભાસ થાય છે તેનો આધાર, તેનું મૂળ ક્યાંક હોવું જોઈએ. એ મૂળનું નામ પરમેશ્વર.

આ વિશ્વ એના કોઈ નિયત માર્ગે વહ્યું જાય છે. એ માર્ગ ઈશ્વરે નક્કી કરેલો હોવો જોઈએ, કારણ કે ઈશ્વર ઇચ્છાશક્તિનો સાગર છે. એ માર્ગનું જ્ઞાન એને જ હશે. કારણ કે સઘળી જ્ઞાનશક્તિનું મૂળ એ છે. એ માર્ગ ઉપર પ્રવૃત્તિ પણ એ જ કરાવતો હશે કારણ કે એ સઘળી ક્રિયાશક્તિનો માલિક છે.

આવો વિચાર કરનારને ઈશ્વરની સત્તાનો દૃઢ નિશ્ચય થઈ જાય છે. ઈશ્વરની સત્તા સાથે એના જીવનનો તાર જોડાઈ જાય છે. એનું મમત્વ ઓસરી જાય છે. ઈશ્વરની અનન્ય ભાવે તે ઉપાસના કરે છે. અને પ્રભુ તેને પોતાનો પ્રેમ આપે છે. એવા મનુષ્યને જ 'આનંદ' નામનો પ્રસાદ પ્રભુ તરફથી મળે છે.

ઈશ્વર એને કહે છે કે મારી માયા, અટપટી હોવાથી— 'મમ માયા દુરત્યયા' તું શાંત અને સ્વસ્થ થઈ તારા સમીપ જો

જવાબદારીઓ ઊભી છે તે અદા કર. એ અદા કરતી વખતે તું મારું સ્મરણ કર. એ કામ મારું છે. હું તારી દ્વારા તે કરાવી રહ્યો છું. આ ભાવને વ્યક્ત કરતો ગીતામાં એક અત્યંત મનોહર શ્લોક છે :

'મન્મના ભવ મદ્દભક્તો મદ્યાજી માં નમસ્કુરું,
મામેવૈષ્યસિ કૌન્તેય પ્રતિજાને પ્રિયોઽસિમે.'

ઉપરના સુમધુર અને ઉત્સાહપ્રેરક શબ્દો ભગવાને પોતાના અનન્ય ભક્ત અર્જુનને કહ્યા છે તેનો સાર કે, 'તું મારામાં મન પરોવી દે. મારો ભક્ત બની જા, મારું જ ચિંતન પ્રત્યેક શ્વાસોશ્વાસે કર, મને જ વંદનયોગ્ય માન, હું તને ખાતરી આપું છું કે તું મને જ પામીશ. તું એ પણ જાણી લે કે તું મને પ્રિય છે.'

ભગવાનનો પ્રેમ તો નિરહંકારી જ પામી શકે. જેને ભગવાન પ્રાપ્ત થયા છે તે એવું કહેતો નથી કે હું ભગવાન છું. જેને ભગવાન પ્રાપ્ત થયા હોય છે. એનો મનોભાવ એવો હોય છે કે હું ભગવાનનો છું. ભક્ત ભગવાનના અંશ રૂપ હોય છે.

ભગવાનની શ્રદ્ધાથી જ્યારે આપણું જીવન ઓતપ્રોત બને છે ત્યારે જ આનંદની ધારા વહેતી થાય છે. આપણા કાર્યમાં ત્યારે જ હૈવત આવે છે. મનની આવી સ્થિતિ અંતર્મુખ થયા વગર સર્જાતી નથી. દરેક મનુષ્યે અંતર્મુખ થવું જોઈએ. પ્રાર્થના એ અંતર્મુખતાનો ધોરી રસ્તો છે. ઈશ્વરાર્પણ બુદ્ધિથી કરેલું કાર્ય એ પણ પ્રાર્થના જ છે. પોતાના ચિત્તને પરમાત્મામાં વિલિન કરવું એનું નામ પ્રાર્થના. પ્રાર્થનામાં પરમેશ્વરની સાથેની જુદાઈ

શમી જાય છે. પ્રાર્થના વખતે કોઈ પણ વસ્તુની યાચના ન કરવી એનું નામ પ્રાર્થના. ઈશ્વરને કહેવું કે તું મારી જુદાઈનો ભંગ કર. મારા આશા ઉમેદ સંકેલી લઈ તારામાં ઢાળવી દે, મારું ભિન્નભાવવાળું મન મટાડી દે, મને તારા આનંદથી ભરી દે.

જે મનુષ્યનું જીવન સ્પૃહા વગરનું બને છે તે મનુષ્ય દ્વારા જ ઈશ્વર પોતાનાં મહાન કાર્યો કરાવે છે. એ મનુષ્યો જ એના સંદેશાના દૂતો બની શકે છે. પોતે મહાન કાર્યો કરવા આવ્યા છે કે કર્યું છે એવો લેશ પણ ખ્યાલ એ મનુષ્યોને હોતો નથી. એવો ખ્યાલ આવતાં વેંત તેઓ ઈશ્વરથી અળગા થઈ જાય.

ભગવાનનું દર્શન પ્રત્યેક મનુષ્ય કરી શકે છે, પોતાનું શરીર વિચારે, પોતાની જિંદગીનો પ્રવાહ જુએ, પોતાના અનેક અનુભવોની છણાવટ કરે તો એવો કયો મનુષ્ય છે કે જેને ભગવાનની ઈચ્છાનું ભાન નહિ થાય? એવું ભાન થવું તેનું નામ જ્ઞાન. એ ભાન થયા પછી તેની પાછળ લાગ્યા રહેવું તેનું નામ ભક્તિ.

આવી મારી સમજ છે અને ભગવાન એ સમજને સદા ટકાવી રાખે એવી પ્રાર્થના છે.



પરમાત્મા ભાવગમ્ય હોવાથી ભક્તિ એ એને પામવાનું અનિવાર્ય સાધન છે એવું દરેક ધર્મ કહે છે. હિંદુ ધર્મનું સારસર્વસ્વ એટલે ભગવદ્ગીતા. ગીતા ભક્તિસંપ્રદાયનો ગ્રંથ નથી, ભક્તિના રહસ્ય ઉપર પ્રકાશ નાખનારો એ ગ્રંથ છે. એના ઉપર જેને જે સંપ્રદાયની ઈમારત ચણવી હોય તે ચણી શકે છે. ભગવાનના અવ્યક્ત રૂપની એમાં અવગણના નથી, પરંતુ એના વ્યક્ત રૂપનું આલંબન વધુ સુગમ પડે છે, એવું મનુષ્યના મગજનું ઝીણવટથી અવલોકન કરનાર ગીતાકારનું કહેવું છે. તેટલા માટે ગીતામાં વિધાન છે કે:

क्लेशोऽधिकरस्तेषामव्यक्तासक्तचेतसाम् ॥

એમાં ધ્વનિ એવો છે કે મનુષ્યના મગજની અલ્પ શક્તિનો વિચાર કરતાં અવ્યક્તનું ચિંતન કરવું એ ક્રિયા મનુષ્યને માટે લગભગ અશક્ય જેવી છે. નિરાકાર ઈશ્વરની ઉપાસના ભલે કરો, પરંતુ નિર્ગુણ ઈશ્વરની કલ્પના માનવ મગજની બહારની વસ્તુ છે. પાછળથી થયેલા ભક્તિસંપ્રદાયે સગુણ અને સાકાર ઈશ્વરની ભક્તિ દાખલ કરી તેમાં અજ્ઞાન નહોતું, પરંતુ મનોવિજ્ઞાનની સમજ હતી.

ઈશ્વરની અનન્યભાવે ભક્તિ કરવાની તાત્ત્વિક સમજ ગીતાએ આપી. પછી તેનો અત્યંત મનોહર વિસ્તાર આપણને શ્રીમદ્ ભાગવતમાં મળી આવે છે. ભગવાનના ભક્તની સ્થિતિ કેવી હોય

છે તેનું હૃદયંગમ વર્ણન આપણને ભાગવતના સાતમા સ્કંધમાં પ્રહ્લાદના આખ્યાનમાંથી મળે છે. એ આખા આખ્યાનનો ધ્વનિ શો છે?

સુખ અને દુઃખની બાબતમાં આપણે ઊંડા ઊતરીને ભાગ્યે જ વિચાર કરીએ છીએ. ઊંડા ઊતરીને વિચાર કરવો એ આજના જમાનાનો તો સ્વભાવ જ નથી. આજનો જમાનો સપાટી ઉપરનું જુએ છે અને સપાટી ઉપરનું જ વિચારે છે. પરંતુ પ્રહ્લાદ આજના જમાનાનો નહોતો. એને ઊંડા ઊતરવાની ટેવ હતી. પોતાની આસપાસ બેઠેલા એની જ ઉંમરના કિશોરોને પ્રહ્લાદ વિચાર કરતા કરી મૂકે છે.

વિષયોના સુખની પાછળ ફાંફાં મારવાં એનું કાંઈ પ્રયોજન નથી. કારણ કે—

> सुखमैन्द्रियकं दैत्या देहयोगेन देहिनाम् ।
> सर्वत्र लभ्यते दैवाद्यथा दुःखमयत्नतः ॥

માણસને શરીર પ્રાપ્ત થયું છે તેની સાથે ઇંદ્રિયો અને તેનું સુખ પણ પ્રાપ્ત થયું જ છે. તેવી જ રીતે શરીર પ્રાપ્ત થયું છે તેની સાથે દુઃખ પણ જોડાયલું જ છે. દુઃખ મેળવવા માટે જાણીબૂઝીને કોઈ પ્રયત્ન કરતું નથી, છતાં ડાહ્યા, ગાંડા દરેકને દુઃખ પણ આવી જ મળે છે. એમાં આટલી બધી દોડધામ, આટલા બધા ધમપછાડા અને ઊંધાચત્તાં કરવાં એ લક્ષણ વિચારશીલ મનુષ્યનું નથી.

> तत् प्रयासो न कर्तव्यो यत आयुर्व्ययः परम् ।
> न तथा विदते क्षेमं मुकुन्दचरणाम्बुजम् ॥

પ્રહ્‌લાદના શબ્દોનું તાત્પર્ય એ છે કે જે માણસ શાંત અને સ્વસ્થ છે, જેને પરમાત્મા સિવાય બીજી કોઈ વસ્તુનો મોહ નથી, તે તો સમજે જ છે કે દુઃખ જેવી રીતે વગર પ્રયત્ને આવી મળે છે, તેવી રીતે સુખ પણ વગર પ્રયત્ને જ આવી મળે છે. ઇંદ્રિયોનાં સુખદુઃખને એટલે કે વિષયોના ભોગ–અભોગને કોઈ પણ ડાહ્યા માણસે પુરુષાર્થમાં ગણ્યો નથી, સિવાય કે વ્યાસ અને વાલ્મીકિ જેવા ઋષિઓને આપણે ગાંડામાં ગણી કાઢવા હોય.

આપણને પોતાને શો નિશ્ચય થયો છે? ઋષિઓને ભૂલીને ત્યાંથી જ શરૂ કરીએ. જે બધાં સુખો આપણે ભોગવ્યાં અને જે આપણે ભોગવી રહ્યા છીએ તે શું આપણા પ્રયત્નનું ફળ છે? પ્રયત્ન તો આપણે સુખનો જ કરીએ છીએ છતાં એ તો હકીકત છે કે સુખને બદલે તેમાંથી દુઃખ પણ પેદા થાય છે. સાચી વાત એ છે કે આપણા પ્રયત્નને અને સુખદુઃખને કશો સગાઈ સંબંધ નથી. કઈ વસ્તુમાં સુખ રહ્યું છે અને કઈ વસ્તુમાં દુઃખ રહ્યું છે એની આપણને ખબર હોતી જ નથી. ખબર જો હોત તો આપણે એવી જ વસ્તુ પકડત કે જેમાં દુઃખ ન હોત. ઈશ્વરનો જે અનન્ય ભક્ત હોય છે તેને સુખદુઃખનું ચિંતન જ હોતું નથી, એનું ચિંતન કેવળ ઇશ્વર જ હોય છે. એ પોતે કેવળ તટસ્થ હોય છે, દ્રષ્ટા બની જાય છે.

પ્રવૃત્તિ ન કરવી એવું ગીતાકાર, ભાગવતકાર કે કોઈપણ જ્ઞાની માણસ કહેતો નથી. પ્રવૃત્તિ તો કોઈને કરવી પડતી જ નથી, થતી જ હોય છે. શરીરને પ્રવૃત્તિચક્રમાંથી અટકાવી શકાતું જ નથી, કારણ કે શરીરનો એ જન્મસિદ્ધ સ્વભાવ છે, પરંતુ

જે મનુષ્ય ઈશ્વરનો પ્રકાશ પામ્યો હોય છે અને તેથી જે ખરેખરા અર્થમાં વિચારશીલ હોય છે, તે મનુષ્ય પ્રવૃત્તિના ચક્રમાં રાગદ્વેષ સેવતો નથી, તેમાં આસક્ત થતો નથી. ગીતાકાર અને ભાગવતકારના શબ્દોનું તાત્પર્ય એ છે કે મનુષ્યે સુખ-દુઃખની ચિંતા મૂકી દઈ પરમાત્મામાં જ પોતાનું મન સ્થાપવું ઘટે; કેમ કે એ સર્વશક્તિમાન હજાર હાથનો ધણી પોતે જ આપણો માલિક અને નિયંતા છે તેથી એના ચરણે જ આપણે બેસી જવું એ ઘટિત છે. ગીતાની પરિભાષામાં કહીએ તો 'નિરાશી' અને 'નિર્મમ' બન. ભગવાને પોતે કહ્યું છે કે :

मन्मना भव मद्भक्तो मद्याजी मां नमस्कुरु ।
मामेवैष्यसि सत्यं ते प्रतिजाने प्रियोऽसि मे ॥

'મારામાં મન રાખ, મારો ભક્ત થા, મારું ભજન કર અને મને વંદન કર. તું મને જરૂર પ્રાપ્ત કરીશ એ સત્ય વસ્તુ હું તને પ્રતિજ્ઞાપૂર્વક કહું છું, કેમ કે તું મને પ્રિય છે.'

ભગવાન જીસસે પહાડની ટોચ ઉપર જે શબ્દો પોતાના શિષ્યોને કહ્યા હતા તે આના સંદર્ભમાં યાદ આવે છે. તેમણે કહ્યું: 'તમે શું ખાશો, શું પીશો તથા શું પહેરશો, ઓઢશો એ બધી શરીરની આળપંપાળની ચિંતા મૂકી દો. આ શરીર કરતાં વધુ જીવંત એવી કોઈ વસ્તુ શું નથી? હાડ માંસ અને ચામ કરતાં વધુ સનાતન એવી શક્તિ શું નથી? આકાશમાં ઊડતાં આ પંખીઓને તમે જુઓ. તેઓ નથી કશું વાવતાં, નથી લણતાં, નથી સંઘરતાં. છતાં, ઈશ્વર શું એમને નથી આપતો? તમારામાંથી કોણ એવો છે કે એની શક્તિને પહોંચી

વળે ? રે, તમે અનાજ, વસ્ત્ર અને છાપરાની ચિંતામાં શા સારુ અડધા થઈ જાવ છો ? આ પેલાં ફૂલ તમે જોયાં ? તેઓ ઊગે છે, ઊછરે છે, મોટાં થાય છે અને અભિનવ રંગો ધરે છે. તેઓ ક્યાં કશી ચિંતા કરે છે ? છતાં, તેઓનો આનંદ અને વૈભવ એવાં છે કે પૃથ્વીના સમ્રાટ સોલોમનનો વૈભવ પણ ઝાંખો પડે. માટે હું તમારી અશ્રદ્ધાને પડકાર કરું છું કે, હે અશ્રદ્ધા, તું જ આ સંસારને ઈશ્વરથી વિમુખ કરીને દુઃખી કરે છે.'

જીસસની પ્રબળ, તેજસ્વી અને જ્ઞાનગંભીર વાણીનું અક્ષરશઃ ભાષાંતર કરવાનું મારું ગજું નથી પરંતુ એનો ધ્વનિ હું થોડો ઘણો પકડી શકું છું. મનુષ્ય જ્યારે ઈશ્વરનું ચિંતન મૂકી દઈ પદાર્થોનું એટલે કે વિષયોનું ચિંતન કરવા મચી પડે છે ત્યારે જ તેની શક્તિ—તેની અશ્રદ્ધા—નરમ પડી જાય છે. ઈશ્વરની પાસેથી ક્ષુદ્ર અને કેવળ નાશવંત પદાર્થોની યાચના કરવી તેનું નામ જ નિરીશ્વરવાદ. ગીતાની પેઠે બાઈબલમાંથી પણ હું જો કાંઈ પામ્યો હોઉં તો એટલું જ કે તું જો પરમાત્મામાં વિશ્વાસ રાખીશ તો પદાર્થો તો તને આવી જ મળશે. પદાર્થો એ તારું સુખ નથી, તારું સુખ પરમાત્મા છે. પદાર્થોમાં જો તું લીન બનીશ તો પરમાત્મા અલોપ થશે અને પદાર્થોમાંથી સુખને બદલે તને દુઃખ જ પ્રાપ્ત થશે. બાઈબલનો પ્રધાન ધ્વનિ શો એવો સવાલ મને જો કોઈ પૂછે તો હું નિઃશંક જણાવું કે, 'સુખ વિષયોમાં નથી. પરંતુ વિષયોના માલિકની કૃપામાં છે.' એ એનો પ્રધાન ધ્વનિ છે. માલિકની કૃપા માગવાને બદલે તું મને આ આપ અને તું મને આ ન આપ એવું એવું

એને કહેવું તેનું નામ અજ્ઞાન, અશ્રદ્ધા, નિરીશ્વરવાદ. આપ જોશો કે ઈશ્વરની કૃપાના સિદ્ધાંત ઉપર જ ખ્રિસ્તી ધર્મની તથા હિંદુ ધર્મ એટલે કે ગીતા ધર્મની ઇમારત છે. અને તે જ રીતે ઇસ્લામની ઇમારત પણ ઈશ્વરની કૃપાના સિદ્ધાંત ઉપર જ રચાઈ છે.

ઈશ્વરમાં જેને અનન્ય શ્રદ્ધા હોય છે તેનાં દુઃખો, દર્દો અને આપત્તિઓને ઈશ્વર પોતે આંખના પલકારામાં દૂર કરે છે. જેવી અને જેટલી શ્રદ્ધા, તેવી અને તેટલી સિદ્ધિ.

પરંતુ ઈશ્વરને ઓળખ્યા વિના શ્રદ્ધા કઈ? હૃદયમાં ઊંડા ઊતર્યા વગર ઈશ્વર કયો? એકાંત વગર હૃદય કયું? જે વિચાર આપણને એકાંતમાં આવશે તે જ વિચાર આપણને ઈશ્વરની વાણીરૂપે સમજાશે. ઈશ્વરનું દર્શન નિરિંદ્રિય હોય છે. એનો પ્રેમ ઉત્સાહનું સ્વરૂપ ધારણ કરે છે, ત્યારે આપણું જીવન એની ખાતર બની જાય છે, એમાં જ આપણે આનંદનો અફાટ જળવિસ્તાર જોતા થઈએ છીએ. પ્રત્યેક મનુષ્યને કોઇક કોઇક પ્રસંગે ઈશ્વરનો અનુભવ થયા જ કરે છે, છતાં તે એમ માને છે કે આ અનુભવ નથી, ભ્રાંતિ છે.

ભગવાનનો જે ભક્ત હોય છે તે, માયા સાચી છે કે જૂઠી છે એના તર્કો કરવામાં ચઢી જતો નથી. ઈશ્વર એ સત્ય વસ્તુ છે, એ વસ્તુ એ પોતે અનુભવે છે. ઈશ્વર એ જો સત્ય વસ્તુ છે તો એની કૃપા એ પણ સત્ય વસ્તુ છે. આપણે એની પાસે કાંઈ માંગવું, એ ભૂલ છે, અજ્ઞાન છે, કારણ કે આપણું હિત શામાં રહેલું છે તેનું આપણને ભાન નથી, એનું ભાન ઈશ્વરને છે. ધનસંપત્તિમાં ઈશ્વરની કૃપા જ હોય છે એવું માની લેવું તે અજ્ઞાન છે. તેવી જ રીતે ગરીબાઈમાં જ તેની કૃપા છે

એવું પણ માની લેવું ન જોઈએ. પોતાના કૃપાપાત્રને ઈશ્વર કેટલીક વખત ધનસંપત્તિ આપે છે તો કેટલીક વખત ગરીબાઈ પણ આપે છે. મુખ્ય વસ્તુ તો કૃપા છે. કૃપા હોય છે તો આનંદની છોળો ફરી વળે છે. ધનસંપત્તિ હોવા છતાં આધિ–વ્યાધિ–ઉપાધિ હશે તો શું કરીશું? ગરીબાઈ હશે છતાં આધિ–વ્યાધિ–ઉપાધિ જો નહિ હોય તો ગરીબાઈ એ દુઃખનું કારણ નહિ બને.

ઈશ્વરની કૃપાને સ્થૂળ ફૂટપટ્ટીથી માપી શકાતી નથી. અગર સ્થૂળ વજનથી જોખી શકાતી નથી. એની કૃપાના પરિણામે જે આનંદ વ્યાપે છે તેનું સ્વરૂપ અતીન્દ્રિય હોય છે. ભાગવતમાં પ્રહ્‌લાદ કહે છે તેમ ઇંદ્રિયોનાં સુખદુઃખ માટે કોઈને પ્રયત્ન કરવો પડતો નથી, પરંતુ ઈશ્વરની કૃપારૂપે અતીન્દ્રિય સુખ માટે તો પ્રયત્ન કરવો પડે છે. એટલા જ માટે મોક્ષની પ્રવૃત્તિને હિંદુ ધર્મમાં ઉત્તમમાં ઉત્તમ પુરુષાર્થ કહ્યો છે, માત્ર સ્થૂળ પ્રવૃત્તિ કરવી એને પુરુષાર્થ કહ્યો નથી, જડની માફક બેસી રહેવું એને પણ પુરુષાર્થ કહ્યો નથી. પ્રત્યેક વસ્તુ ઈશ્વરની જ છે અને એનું કાર્ય મારે એના દાસ તરીકે, એની ખાતર, અને એને સંભારતાં સંભારતાં કર્યા કરવું એ જ મારી ફરજ છે અને એમાં હું પોતે સેવક હોવાથી મારા અંગત હર્ષશોકને સ્થાન નથી એવો ધ્વનિ ગીતાનો અને ભાગવતનો છે

સંસારમાં કેવળ વિષયોના સુખની પાછળ રચ્યાપચ્યા રહેવું એ પ્રવૃત્તિમાં કશી વિશેષતા નથી. વિષયોપભોગમાં કશી નવીનતા નથી, કેમ કે એકની એક વસ્તુ જન્મથી તે મૃત્યુ પર્યંત વારંવાર ભોગવ્યા જ કરીએ છીએ. તેવી જ રીતે, વિષયોનો તિરસ્કાર

કરવો તેમાં પણ અણસમજ છે; કારણ કે વિષયો સ્વભાવથી સારા કે ખરાબ એકકે નથી. વિષયોમાં જે સુખ લાગે છે તે પણ આપણી ચિત્તવૃત્તિઓની એકાગ્રતાને લીધે લાગે છે. મન જો એકાગ્ર નથી હોતું તો ગમે તેવા સુખોપભોગ પણ આપણને આનંદ આપી શકતા નથી. આ અનુભવ આપણને દરેકને છે, છતાં આપણે કોઈ પણ જાતના આધાર વિના માની લઈએ છીએ કે સુખદુઃખ પદાર્થોમાં રહેલાં છે. જે વસ્તુ ભક્તો કહે છે, તે જ વસ્તુ જ્ઞાનીઓ કહે છે; કારણ કે આખરે તો ભક્ત અને જ્ઞાની એ બે એક જ છે. ઈશ્વરનું જ્ઞાન અને ઈશ્વરની ભક્તિ એ બંને વસ્તુઓ આધ્યાત્મિક માર્ગમાં એક જ અનુભવ છે.

શ્રીમદ્ ભગવદ્ગીતામાં જ્ઞાન, કર્મ અને ભક્તિને જુદાં જુદાં માન્યાં જ નથી. ઈશ્વરનું જ્ઞાન, એની ખાતર નિરહંકારબુદ્ધિથી કરેલું કર્મ, અને એની અખંડ આરાધના, એ બધામાં આખો જીવનયજ્ઞ સમાવવાનો છે. જીવનની આવી કળાને આધ્યાત્મિક રાહ કહેવાય છે અને ઈંદ્રિયાતીત અનુભવો માટે ત્યાર પછી જ મનુષ્ય તૈયાર થાય છે. ઈશ્વરનો અનુભવ એ આખરે તો મનુષ્યની ઉત્ક્રાંતિ અર્થે જ પુરુષાર્થમાં લેખાયો છે. ભક્તિયોગથી મનુષ્ય પોતાનાં અહંકાર અને મમત્વબુદ્ધિ જલદી ત્યજી શકે છે એટલા માટે ગીતાકારે ૧૨મા અધ્યાયમાં ભક્તનું મહત્ત્વ વિશેષ ગણ્યું છે.



## ૭. ગીતામાં જ્ઞાન અને ભક્તિ

શ્રીમદ્ ભગવદ્ગીતા ઉપર વિચાર કરતાં તટસ્થ દૃષ્ટિથી એવું લાગે છે કે કાં તો એ બિનસાંપ્રદાયિક છે કે કાં તો એ સર્વધર્મી છે, એમાં કાંઈ આશ્ચર્ય પામવા જેવું પણ નથી. જીવનની પૂર્ણતામાંથી નીકળેલા ઉદ્ગારો કોઈ પણ સંપ્રદાય કે પક્ષના હોતા નથી. 'આ અમુક ધર્મ છે અને તે અમુક પક્ષ કે સંપ્રદાયવાળાઓનો છે' આવી ભાષા અને માન્યતા તો પાછળથી, ધર્મના સાચા સ્વરૂપની ગેરસમજૂતીને લીધે ઊભી થયેલી છે.

ગીતા ઉપર શ્રી ચિંતામણ વૈદ્યનો એક લેખ મને યાદ આવે છે. તેમણે ગીતાને તાજમહાલ જેવી એક ભવ્ય ઈમારત સાથે સરખાવી છે. તેનું સૌંદર્ય તો એવું છે જ પરંતુ તેના ચાર મોટા દરવાજાઓ ચાર પ્રકારના ઉપાસકો અર્થે છે, એવી ચિત્રાત્મક કલ્પના શ્રી વૈદ્ય કરે છે.

સૌથી પહેલો દરવાજો મોટો અને પંદર–વીસ પગથિયાંવાળો છે. આ દરવાજાનું નામ 'વાસુદેવ દરવાજો' છે અને ત્યાંથી સ્ત્રીઓ, શૂદ્રો, કારીગરો તથા બીજી આમજનતા પ્રવેશ કરતી દેખાય છે. કેટલાક બ્રાહ્મણો, ક્ષત્રિયો તથા વૈશ્યો પણ એ દરવાજેથી દાખલ થતા નજરે પડે છે. તેઓ પોતપોતાના ઇષ્ટ દેવોનાં ભજનકીર્તન કરતા ચાલ્યા જાય છે અને એ બધા દેવો ભગવાન વાસુદેવની જ વિભૂતિઓ છે એવું રટણ ચાલે છે.

એની બાજુએ ડાબા પડખે જે દરવાજો છે તેને ત્રણ જ

પગથિયાં છે અને તે દરવાજાનું નામ 'પુરુષોત્તમ દરવાજો' છે. ત્યાં ઊભા ઊભા મધ્યમાં આવેલું મંદિર અને તેના ગર્ભસ્થાનમાં સ્થપાયેલી પ્રતિમા દેખાતાં નથી. આ દરવાજેથી દાખલ થનારા વૈજ્ઞાનિકો છે, જેમને આપણે સાંખ્યાચાર્યો કહી શકીએ. તેઓ ચર્ચાઓ કરતા કરતા ધીમે ધીમે ચઢે છે અને વચ્ચે વચ્ચે અટકી જાય છે. તેમની ચર્ચાનો સાર એવો છે કે આ દરવાજો જ સાચો છે અને બીજેથી પહોંચાય તેમ નથી.

એની બાજુમાં અને વાસુદેવ દરવાજાની બરાબર પાછળ એક દરવાજો છે તેનું નામ 'ઓંકાર દરવાજો' છે. આ દરવાજાને પગથિયાં નથી પણ એક મોટી સીડી મૂકીને ચઢી શકાય તેમ છે. એ સીડીને 'ધ્યાન સીડી' કહે છે. છૂટાછવાયા થોડા ઉપાસકો આ દરવાજા આગળ આસનો તથા પ્રાણાયામ કરતા બેઠા દેખાય છે.

એની બાજુમાં અને પુરુષોત્તમ દરવાજાની બરાબર પાછળ 'બ્રહ્માર્પણ દરવાજો' આવેલો છે. આ દરવાજા આગળ કેટલાક બ્રાહ્મણો તથા ક્ષત્રિયો યજ્ઞયાગ કરી રહ્યા છે. તેમની પાસે ફળફળાદિનાં મોટાં મોટાં વૃક્ષો છે. કેટલાકો કે જેમને ચઢતાં આવડે છે તેઓ અવારનવાર ઝાડ ઉપર ચઢી ફળો લઈ આવે છે અને કેટલાકો પડી જાય છે. આ દરવાજેથી જવા સારુ આવેલાઓ અંદર જવાની વાત જ વીસરી જાય છે અને કોઈક જ એ વાત યાદ રાખીને ફળફળાદિ તોડવામાં વખત વિતાવતા નથી. જેઓ પડી ગયા હોય છે તેઓ પાછા સાજા થવા સારુ બેસી રહે છે, એમનું ચિત્ત ફળોમાં ચોંટેલું છે.

આ ભવ્ય ઈમારતના ચાર ખૂણે ચાર મિનારા છે. એ

મિનારાઓને આપણે ધર્મ, અર્થ, કામ અને મોક્ષ કહી શકીએ, પરંતુ એ ચારે મિનારાઓ કરતાં ભવ્ય અને ઊંચો એવો મધ્યમાં આવેલો મોટો ઘુમ્મટ છે જેની નીચે રમણીય મૂર્તિ છે. ત્યાં નીચેનો શ્લોક સોનેરી અક્ષરે કોતર્યો છે :

कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन ।
मा कर्मफलहेतुर्भूर्मा ते संगोऽस्त्वकर्मणि ॥

આ ચારે દરવાજામાંથી કયો દરવાજો પસંદ કરવા જેવો છે તે સંબંધમાં શ્રી શંકરાચાર્યથી માંડીને આજ સુધીના ગાળામાં, એટલે કે બારસો વર્ષમાં, જુદા જુદા મતો પ્રવર્તે છે. ચારે દરવાજામાં થઈને મંદિરના ગર્ભદ્વારમાં જ જવાતું હોવાથી સારાખોટાનો સવાલ જ નથી, સવાલ સુગમ–અસુગમનો છે. ચારે પ્રવેશદ્વારોમાંથી અંદર દાખલ થયા પછી મૂર્તિની સમક્ષ તો એક જ દ્વારથી બધાએ આવવું પડશે. ચારે દ્વારોમાંથી અંદર એકઠા થયેલા બધા જ યાત્રીઓ ગર્ભદ્વાર આગળ આવી પહોંચે પછી પરમાત્માનું દ્વાર એક જ રહે છે અને તેનું વર્ણન નીચેની પંક્તિમાં ગીતાકારે કર્યું છે :

ततो मां तत्त्वतो ज्ञात्वा विशते तदनन्तरम् ॥

(ગી. અ. ૧૮. શ્લો. ૫૫)

જિજ્ઞાસુને પ્રશ્ન જરૂર થશે કે કયો દરવાજો સુગમ છે ? પક્ષાપક્ષીના વમળમાં પડ્યા વિના ગીતાનો જો સળંગ અભ્યાસ આપણે કરીએ તો કહી શકીએ કે ભગવાન શ્રીકૃષ્ણે ભક્તિયોગને જ એટલે કે વાસુદેવ દરવાજાને જ સુગમ કહ્યો છે. એ માર્ગને ગીતાકાર નીચેના શબ્દોમાં વ્યક્ત કરે છે :

राजविद्या राजगुह्यं पवित्रमिदमुत्तमम् ।
प्रत्यक्षावगमं धर्म्यं सुसुखं कर्तुमव्ययम् ॥
(ગી. અ. ૯ શ્લો. ૨)

આ રાજવિદ્યા તે જ ભક્તિમાર્ગ એવું લોકમાન્ય ટિળક જેવા પ્રખર વિદ્વાનનું મંતવ્ય છે અને તેના સમર્થનમાં તેઓના શબ્દો નીચે મુજબ છે :

'ઈશ્વરપ્રાપ્તિના સાધનને ઉપનિષદમાં 'વિદ્યા' કહેલી છે અને તે ગુપ્ત રાખવાનો રિવાજ હતો. ભક્તિમાર્ગની કિંવા વ્યક્તની ઉપાસના એ વિદ્યા સર્વ વિદ્યાઓમાં શ્રેષ્ઠ અથવા રાજા છે અને તે ઉપરાંત આ ધર્મ પ્રત્યક્ષ નજરે દેખાય એવો છે માટે જ આચરવાને સુલભ છે એવું કહેલું છે. તથાપિ ઈશ્વાકુ રાજાઓની પરંપરાથી જ આ યોગ પ્રચારમાં આવેલો છે તેથી આ માર્ગ રાજાની એટલે કે મોટા પુરુષોની વિદ્યા એ અર્થમાં રાજવિદ્યા કહેવાય. કોઈ પણ અર્થ લો. તોપણ અવ્યક્ત બ્રહ્મના જ્ઞાનને અનુલક્ષીને આ વર્ણન નથી અને 'રાજવિદ્યા' એ શબ્દથી ભક્તિમાર્ગ જ વિવક્ષિત છે.'

ગીતામાં કર્મયોગ નથી એવું કહેવાનો આશય નથી. ખરું જોતાં નિષ્કામ ભાવે અને ઈશ્વરની પ્રીતિ અર્થે કર્મ કરવું એ વસ્તુ ગીતામાં સ્પષ્ટ જ છે. પરંતુ ભાર ઈશ્વરાર્પણ ઉપર છે અને ઈશ્વરની ભક્તિ વગર અને તેના અનુભવ વગર ઈશ્વરાર્પણબુદ્ધિનો ઉદય થાય જ નહિ એટલા માટે ભક્તિનું પ્રાધાન્ય છે.

ગીતાને સ્થૂલ યજ્ઞયાગમાં પડેલા વેદવાદીઓની વાત પસંદ નથી. અધ્યાય બીજામાં ૪૨ થી ૪૭ સુધીના શ્લોકોમાં વેદવાદરત

અને ભોગૈશ્વર્યમાં લપટાયેલા કામાત્માઓ ઉપર પ્રબળ પ્રહારો છે. આવી જ જાતના પ્રહારો જિસસે જૂના કરારવાદી ધર્માચાર્યો ઉપર કર્યા હતા તે આની સાથે સરખાવવા જેવા છે. જિસસનો ઉપદેશ આખરે એમની હત્યામાં પરિણમ્યો તેનું કારણ કદાચ એ કે તેઓ પોતાના જમાનાથી વધુ આગળ હતા. જ્યારે ગીતાકાર અને ખુદ શ્રી કૃષ્ણ ભગવાન પોતાના જમાનાને સાથે લેવાની યુક્તિ ધરાવતા હતા.

જેવી રીતે ગીતાકારે વેદવાદીઓ ઉપર સપાટો ચલાવ્યો તેવી રીતે કેવળ વૈરાગ્યવાદી પરિવ્રાજકો અને કદાચ શ્રમણસંપ્રદાય ઉપર પણ આડકતરો સપાટો અધ્યાય ત્રીજાના ૨૬ મા શ્લોકમાં દેખાય છે. તેમાં છે કે: 'न बुद्धिभेदं जनयेदज्ञानां कर्मसंगिनाम्।' એનો અર્થ એટલો જ કે લોકોને પોતપોતાનાં કાર્યો કરવા ઉત્સાહ આપવો અને તે કાર્યો ઈશ્વરની પ્રીતિ અર્થે અને સમાજના હિત અર્થે કરવાનું કહેવું. કર્મ કરવાનું માંડી વાળી લંગોટી વાળી ઘરબાર છોડવાની વાતો કરવાથી લોકોમાં ભ્રમ ફેલાય છે અને વ્યવહાર અને પરમાર્થ બંને બગડે છે એવો શ્રીકૃષ્ણનો ઉપદેશ છે.

શ્રીકૃષ્ણ ભગવાનનો ત્રીજો પ્રબળ પ્રહાર આસુરી મત ધરાવનારાઓ ઉપર છે દેહ એ જ આત્મા છે; સંસારમાં ભોગવિલાસ જ સર્વસ્વ છે અને કામની તૃપ્તિમાં જ મોક્ષ છે, એવું એવું માનનારા તથા મનાવનારાઓની ફિલસૂફીને આસુરી મત કહેલો છે. ચાર્વાકની ફિલસૂફી પણ એ જ મતનો ફણગો હતો. આસુરી મત ધરાવનારાઓ વિષે ગીતાના સોળમા અધ્યાયમાં ૮ મો શ્લોક છે. આ મતવાળાઓ જગતને

'અપરસ્પરસંભૂત' એટલે કે તમામ પદાર્થો એકબીજા સાથે કોઈ પણ ક્રમથી જોડાયેલા નથી એવું માને છે. એક વાર આવું માને પછી કામવાસનાની તૃપ્તિ અર્થે જ મનુષ્યનો દેહ છે, એવું માનતાં વાર લાગતી નથી. એટલા માટે તે કામપરવશ મનુષ્યો એમ કહેતા હોય છે કે 'किमन्यत्कामहैतुकम्' અર્થાત્ કામ સિવાય તેનો બીજો શો હેતુ હોય? એનો અર્થ એ કે સ્ત્રીપુરુષ વચ્ચેની વાસનામાંથી ઉત્પન્ન થયેલું આ જગત કામ મૂલક જ છે અને કામ જ સત્ય છે. કામવાદીઓ ભૂલી જાય છે, કે જગતના ભોગ્ય પદાર્થો આત્માની હસ્તીથી જ અનુભવાય છે અને આનંદ આપે છે, એટલે કામ સત્ય નથી, આત્મા સત્ય છે. આત્માને તેથી સર્વ કામનાનો સમ્રાટ માની તેની ઉપાસના કરવાની હોય.

ગીતાકારે અર્થ અને કામની ઉપેક્ષા કરવાનું કહ્યું જ નથી એ બંનેને મનુષ્યજીવનને અર્થે જરૂરી એવા પુરુષાર્થો જ કહ્યા છે. પરંતુ ગીતાનું તાત્પર્ય યથેચ્છ વિહારમાં નથી. કામ અને અર્થ બંનેની વાસનાને ઊર્ધ્વભાવમાં લાવી જીવનતત્વનો સવિશેષ રસાસ્વાદ માણવા અર્થે ગીતાનો પ્રબોધ છે. સ્થૂલ વાસનાઓનું ઊર્ધ્વીકરણ કરવું તેનું નામ જ પુરુષાર્થ છે. બાકી, આહાર, નિદ્રા, ભય અને મૈથુન એ તો પશુતુલ્ય વૃત્તિઓ છે. વૃત્તિઓનું દાસત્વ સ્વીકારી તેમાં વહ્યા જવું તેને હિંદુધર્મમાં પુરુષાર્થ કહ્યો જ નથી.

પુરુષાર્થ એટલે કામનાના વેગને યુક્તિથી વાળીને કોઈ સવિશેષ કાર્ય અર્થે તેનો વિનિયોગ કરવો. પ્રજોત્પાદનરૂપ કાર્ય તો આખી સૃષ્ટિ કરે છે. તેને પુરુષાર્થમાં લેખવાની મૂર્ખતા

કોઈ પણ સમજુ મનુષ્ય કરી શકે નહિ.

ગીતાકારના મતે કામ અને ક્રોધના અસંયમથી—અનિયંત્રણથી—પાપનો ઉદય થાય છે. ગીતાના ત્રીજા અધ્યાયના ૩૭, ૩૮, ૩૯ શ્લોકોમાં શ્રી કૃષ્ણે પોતે જ એ શબ્દો ઉચ્ચાર્યા છે. ૪૦ મા શ્લોકમાં તેઓ કહે છે કે કામ અને ક્રોધનો વાસ મનુષ્યની ઇંદ્રિયો, મન અને બુદ્ધિમાં છે. ૪૧ મા શ્લોકમાં કહે છે કે કામ અને ક્રોધનો જય ઇંદ્રિયોના સંયમથી થાય છે. તેઓ એમ પણ કહે છે કે કામ એ સૌથી મોટો શત્રુ છે. કેમ કે તેમાંથી મોહ ફેલાય છે અને મોહથી જ્ઞાનનું આવરણ થાય છે.

કામ, ક્રોધ આદિ વૃત્તિઓનો જય કરવા અર્થે યોગ છે અને ગીતાના છઠ્ઠા અધ્યાયમાં યોગાભ્યાસ કેવી રીતે કરવો, મનને કબજામાં લેવાની રીત, અભ્યાસ અને વૈરાગ્યનો મહાવરો વગેરે વગેરે વાતો છે.

આ ઉપરથી આપણે એવો સાર કાઢી શકીએ કે જે ભગવદ્‌ભક્ત બને છે તેનામાં અહંકાર ઘટી જવાથી એનું મન નિર્મળ બને છે અને એની વાસનાઓ ભગવાનના અખંડ ચિંતનથી યોગની ક્રિયાઓ કર્યા વગર પણ શુદ્ધ બને છે. અહંકાર જતાં વૃત્તિ બ્રહ્માકાર બને છે અને જેની વૃત્તિ બ્રહ્માકાર બની હોય છે તેની ઇંદ્રિયોના આનંદમાં આસક્તિ હોતી નથી. ઈશ્વરના અનન્ય ઉપાસકોને માટે ઇંદ્રિયોનો જય સહજ બની જાય છે એમ એવા ભક્તોના જીવન ઉપરથી આપણને લાગે છે.

ભગવાને એટલા માટે બારમા અધ્યાયમાં કહ્યું છે કે भक्तास्तेऽतीव मे प्रियाः । એનો અર્થ આપણે એમ કાઢીએ કે મેં

હીધેલી ઇંદ્રિયોનો નહિ પણ મારો પોતાનો જ સંયોગ જે સાધે છે તે જ મને અત્યંત પ્રિય છે.

ગીતાકાર કહે છે કે જીવ પોતાની વાસનાથી જ સંસારી છે. વાસના કાંઈ મૃત્યુ સાથે મરી જતી નથી. મૃત્યુ જેવું કાંઈ નથી. પંચમહાભૂતનો સંઘાત છૂટો પડે છે તેને આપણે મૃત્યુ કહીએ છીએ, પરંતુ જીવ પોતાની વાસનાથી બંધાયલો જ હોય છે. બીજી રીતે કહીએ તો વાસના એ જ જીવ છે. સ્થૂલ શરીર એનાથી છૂટું પડે છતાં લિંગ શરીર, એટલે કે વાસનામય શરીર નાશ પામે એવો નિયમ નથી. પુનર્જન્મ વગેરે પામનાર આ વાસનાશરીર છે. એની વાસના અનુસાર સ્થૂળ પરમાણુઓ એની આસપાસ ખેંચાઈને જે રચના થાય છે તેનું નામ સ્થૂલ શરીર. વાસનાનું વિલીન થવું તેનું નામ જ મુક્તિ. ગીતાના પંદરમા અધ્યાયના ૮મા શ્લોકમાં વાસના કેવી રીતે કામ કરે છે તેનો ઉલ્લેખ છે.

મને લાગે છે કે મનુષ્યમાં જે જે શક્તિઓ છે તેના વિકાસ અને શુદ્ધિનો શ્રીકૃષ્ણે ઉત્તમ ઉપદેશ કર્યો છે. મનુષ્ય જ્યાં સુધી ભગવાનની શક્તિના સ્પર્શથી પ્રતાપી ન બને ત્યાં સુધી એનું મનુષ્યત્વ કેવળ પ્રાકૃત ભૂમિકાનું જ એટલે કે જડ રહે.

ઈશ્વરની પ્રાર્થનાથી તથા સદાચરણથી અંતઃકરણની શુદ્ધિ કરતાં કરતાં ઈશ્વરની આરાધનામાં જો આગળ વધીએ તો ઇંદ્રિયો અને મન આપોઆપ વશમાં આવી જશે. એમને વશ કરવાનું યુદ્ધ ખેડવું એના કરતાં એમના રાજાની પ્રીતિ સંપાદન કરવી તે વધુ સરળ અને સુગમ ગણાય.

જગતમાં ભગવત્પ્રાપ્તિના ઘણા માર્ગો છે. તે ઉપર વિચાર કરતાં શ્રીકૃષ્ણે બતાવેલો ભક્તિમાર્ગ સર્વોત્કૃષ્ટ જણાય છે. એ રસ્તે મનુષ્ય પોતાનો ક્ષુદ્ર અહંકારરૂપી ભાર હળવો કરી શકે છે અને પોતાનો બધો બોજો ભગવાનને ખભે મૂકવાનું શીખે છે. ભક્તિ તેથી ભાર વગરના બનવાની એક પ્રકારની ક્રિયા છે. જ્ઞાનીઓ, વૈજ્ઞાનિકો, કર્મકાંડીઓ, યોગીઓ, બધા જ ભાર લઈને ધૂમાધૂમ કરે છે જ્યારે ભક્ત જ એવો છે કે જે અહંકારરહિત હૃદયથી અને ગદ્ગદ કંઠે હજાર હાથના ધણીની સમક્ષ ઊભો રહે છે. પોતાનું કાંઈ જ નથી એવો એ નિરાશ્રિત સુદામા જેવો હળવો અને અહંગ્રંથિ વગરનો પરમાત્માની પોતાની જ ફિકરનો વિષય બની જાય છે.

એવો નિરહંકારી અને અનન્ય ભક્ત કદાચ ઇંદ્રિયોનો દાસ બની ગયો હોય અને પૂર્વજન્મના પ્રતિકૂળ પ્રારબ્ધથી ખોટા ચક્કરમાં આવી ગયો હોય તોપણ ભગવાન પોતે તેને સાધુ ગણીને પ્રેમાશ્લેષ આપે છે. એ બાબતમાં ભગવાનની પોતાની અમર વાણી જ શ્રદ્ધાનો સંચાર કરવા સમર્થ છે:

अपि चेत् सुदुराचारो भजते मामनन्यभाक् ।
साधुरेव स मंतव्यः सम्यग्व्यवसितो हि सः ॥

અને એવો પશ્ચાત્તાપથી ભરેલો અહંકારરહિત સરળ હૃદયનો સાચો માણસ ભગવાનના કહેવા પ્રમાણે—

क्षिप्रं भवति धर्मात्मा शश्वच्छांतिं निगच्छति ।
कौन्तेय प्रतिजानीहि न मे भक्तः प्रणश्यति ॥

જે મહાન ગ્રંથમાં આવો મનોહર ઉપદેશ હોય, આટલું

ગહન ચિંતન હોય, આટઆટલી હમદર્દી અને મીઠાશ હોય, આટઆટલો શ્રદ્ધાનો સંચાર હોય, લેશમાત્ર પક્ષાપક્ષી ન હોય, હૃદયના અંતરાળ સુધીનું માનવપ્રકૃતિનું દર્શન હોય, મનોતીત ઇંદ્રિયાતીતની નિતાંત સમાલોચના હોય અને આનંદસ્વરૂપ પરમાત્માનો સાદ્યંત જયઘોષ હોય, તે મહાન ગ્રંથને ભગવાનનું વચન અને ભગવાનનો કોલ ન માનવાનું દુર્ભાગ્ય કોનું હોય?

જીવનના અનેક કપરા પ્રસંગોમાં કરોડો રૂપિયાની સંપત્તિ કે સંસારના અનેક સુખોપભોગો મનુષ્યને શાંતિ આપવા સમર્થ નથી બનતા, તેવે પ્રસંગે ભગવાનના શ્રીમુખે નીકળેલા શબ્દો કેવું અમૃતસિંચન કરી જાય છે!



## ગીતાનો યજ્ઞવાદ તથા સમાજવાદ

**ગીતાના** અભ્યાસીઓનું ધ્યાન તેની અંદરની અનેક બાબતો ઉપર ગયું હશે પરંતુ એવી પણ કેટલીક બાબતો હશે કે, જે અંગે, દરેક જમાનાને તેમાંથી કાંઈ નવું અને નવું તત્ત્વ જોવાનું મળે.

દરેક પ્રાચીન પુસ્તકમાં તેના યુગના સ્પષ્ટ અસ્પષ્ટ પડઘાઓ આપણને સાંભળવાના મળે છે. સાંભળતી વખતે આપણે જો એકાગ્રતા ન રાખીએ તો કશું ન સંભળાય. દરેક મહાન ગ્રંથ તેના યુગનાં પરિબળો તથા મંથનોની રેખાઓ સાથેજ જન્મે છે. અને જો કે, એનો સંદેશો તથા ભાવના સનાતન હોય છે, છતાં એનાં જમાનાની છબી પણ તેમાં સચવાઈ હોય છે.

ગીતાના જમાનાનો સમાજ કેવો હતો એ તો આપણે નિશ્ચિતપણે કહી ન શકીએ પણ એ જમાનાનો માનસિક ઝોક કેવા પ્રકારનો હતો અને તે ઝોકની પાછળ કયું બળ કામ કરી રહ્યું હતું તેનો આછો પાતળો ખ્યાલ તો આપણને જરૂર આવી શકે, એવા ઉલ્લેખો તેમાં ઠેર ઠેર પડ્યા છે.

વેદકાળમાં યજ્ઞનો અર્થ શો થતો હશે તે કહેવું પણ કઠણ છે. પણ સંસારનો વિસ્તાર તથા તેનું વહન એને જ, ‘યજ્ઞ’ કહેતા હશે. સંસારનું ધારણ તથા પોષણ કરનાર શક્તિનું નામ ‘વિષ્ણુ’ યજ્ઞને વેદકાળમાં વિષ્ણુનું જ સ્વરૂપ માનતા હતા. આપણો આખો સંસાર વસ્તુતઃ એતો યજ્ઞ જ છે અને સંસારનો

નિર્વાહ કરવો તથા ફલાશા મૂકીને આખાય સંસાર એટલે કે, સમાજને ખાતર કર્મ કરવાં એને વેદકાળમાં યજ્ઞ કહેતા અને ગીતાકાર તેને 'લોકસંગ્રહ' શબ્દથી ઓળખે છે.

લોકસંગ્રહની ભાવનામાં ફળની આશા વિનાનું કર્મ જ હોઈ શકે. ફળની આશા રાખ્યા કરનારો માણસ લોકસંગ્રહ કરી જ ન શકે. મનુષ્ય જો પોતાને આખા સમાજનું એક અંગ ન માને તો તેનું જીવન મિથ્યા છે, તેનો કર્મયોગ એ માત્ર ચોરી છે, અને તે યજ્ઞ જ નથી, એવું ગીતાના ત્રીજા અધ્યાયમાં મને તો સ્પષ્ટ દેખાય છે.

એ અધ્યાયના કેટલાક શ્લોકો ઉપર મનન કરતાં મને એવું લાગે છે કે જ્યાં સુધી મનુષ્યમાં સમાજવાદની શિષ્ટ અને સૌમ્ય ભાવનાનો ઉદય થયો નથી હોતો ત્યાં સુધી તે નિર્લોભ અને નિર્મોહ બની શકતો જ નથી. ભારતીય સંસ્કૃતિ મનુષ્યને જો નિર્લોભ અને નિર્મોહ બનવાનું કહે છે તો પછી તેની સામાજિક ભાવના સમાજવાદી જ હોઈ શકે, વ્યક્તિવાદી કે મૂડીવાદી ન હોઈ શકે. મનુષ્યની પ્રવૃત્તિની પાછળ જો અંગત સ્વાર્થ હોય તો એ પ્રવૃત્તિને માટે યજ્ઞ શબ્દ ઘટે જ નહિ. મનુષ્ય જો પોતાની ખાતર નહિ પરંતુ સમાજની ખાતર પોતાનાં કર્મો કરે તો જ તેનામાં નિર્મમત્વ આવે, તો જ તેને કર્મનો લેપ લાગે નહિ, અને તો જ ગીતાકારના શબ્દો સાર્થક થાય. ખાનગી મિલકત, ખાનગી નફો, ખાનગી લાભાલાભ એ બધું ગીતાકારને મન યજ્ઞ જ નથી અને એવી નફાખોરી એ 'આસૂરી મત' છે.

આ દૃષ્ટિથી ગીતાનું સાંગોપાંગ અધ્યયન કરવું જરૂરી છે. તેના ત્રીજા અધ્યાયનો ૧૦મો શ્લોક સ્પષ્ટ કહે છે કે આખી યજ્ઞભાવના સમગ્ર સમાજ અર્થે હતી, વ્યક્તિ અર્થે નહોતી, અને પ્રજાપતિએ સહકારની ભાવના અર્થે જ ઉત્પત્તિ કરી છે. ત્યાર પછીના ૧૧મા શ્લોકમાં પણ 'પરસ્પરનો વિચાર કરો' એ શબ્દો આવે છે. ત્યારબાદ ૧૨મા શ્લોકમાં તો ગીતકાર ચોખ્ખું જ કહે છે કે યજ્ઞદ્વારા પ્રાપ્ત થએલા ભોગો યજ્ઞના એટલે કે આખા સમાજના છે. સમાજને સોંપી દઈને ભોગવવાને બદલે જે મનુષ્ય પોતે બારોબાર ભોગવી લે છે તે મનુષ્ય ચોર છે અને એવી જાતનો સમાજ અધર્મ ફેલાવે છે.

યજ્ઞ એટલે જ સમષ્ટિ અને તે જ બ્રહ્મ એવી વ્યાપક ભાવના વેદોની હતી. ગીતાના પાંચમા અધ્યાયના ૧૯ મા શ્લોકમાં બ્રહ્મનો અર્થ સામ્ય ભાવથી ભરેલી સ્થિતિ થાય છે. એ આખો શ્લોક સામ્ય ભાવના અને સમષ્ટિવાદનો પુરસ્કાર કરે છે. એનો ધ્વનિ એવો છે કે સંસારમાં રહીને જે મનુષ્ય પોતાને અર્થે નહિ પરંતુ આખા સમાજને અર્થે પોતાનાં કર્મ કરે છે તે મનુષ્ય જ લોભ મોહનો શિકાર થતો નથી અને તેનાં કર્મો અંગત લાભ કે ગેરલાભ વગરનાં હોવાથી તે કર્મો તેને ઊંચે લઈ જાય છે, તેની આત્મશુદ્ધિ કરે છે. જે મનુષ્ય પોતાનાં માયા મમતા આખા સમાજની અંદર ડુબાડી શકે છે તે મનુષ્ય જ બ્રહ્મીભૂત છે. પાંચમાં અધ્યાયનો ૩૧ મો શ્લોક તો ચોખ્ખું જણાવે છે કે યજ્ઞમાંથી વધેલાં શેષરૂપ અમૃતથી વ્યવહાર કરનારો જ સનાતન બ્રહ્મને પ્રાપ્ત કરે છે.

સારનો સાર એવો લાગે છે કે ગીતાકારને મન યજ્ઞમાં જ

ઈશ્વર છે, સહકાર જ ઈશ્વર છે, સમાજવાદમાં જ ઈશ્વર છે અને સમાજવાદની ભાવના વગર 'લોકસંગ્રહ'ની ભાવના ઉદય પામી શકે જ નહિ.

વેદના સમયમાં અને ત્યાર પછી સમાજ રચના કેવા પ્રકારની હતી તે ઉપર અનેક તર્ક વિતર્કો થયા છે. એ સમાજ રચના ગમે તેવી હો પણ આર્યોની ભાવના તો સમાજવાદી લાગે છે, ઈશાવાસ્ય ઉપનિષદમાં એ જ ભાવનાનો જયઘોષ છે અને ગીતામાં પણ એ જ ભાવનાને આર્ય ભાવના ગણી છે. આર્યોની સમાજરચના આ જાતની ભાવનાને બંધ બેસતી જ હોવી જોઈએ એવું અનુમાન જરૂર કરી શકાય. આર્યોના આશ્રમધર્મો તથા વર્ણધર્મોની પાછળ સમાજના રક્ષણ અને પોષણનો હેતુ હતો, વ્યક્તિના કે વર્ગના સ્થાપિત હિતનો હેતુ જ નહોતો. મનુષ્યની સ્વતંત્રતા તેના અંગત હિત અગર લાભ ખાતર છે એવું ભારતીય સંસ્કૃતિ કહેતી નથી, ભારતીય સંસ્કૃતિ એવું કહે છે કે, મનુષ્યનું જીવન યજ્ઞાર્થે જ, એટલે કે, સમાજના વિકાસાર્થે છે. મનુષ્યનો વિકાસ યજ્ઞ ભાવનાના વિકાસમાંથી જ થાય છે. સહકાર, સમર્પણ અને અનાસક્તિથી જ થાય છે એવું ગીતા તો કહે છે. મનુષ્યમાં જેમ આત્મા રહેલો છે તેમ સમાજમાં બ્રહ્મ રહેલો છે. આત્મા અને બ્રહ્મ એક જ છે. મનુષ્ય અને સમાજ એક જ છે. મનુષ્ય જો સમાજની ઉપેક્ષા કરીને પોતાના અંગત સ્વાર્થમાં રચ્યોપચ્યો રહે તો સમાજમાં બગાડ થાય, તે નબળો પડે.

વેદના અને ત્યાર પછીના યુગોમાં સમાજરચના ગમે તે હો, પણ હડકાયો મૂડીવાદ, ઉન્મત્ત નફાવાદ, તો નહોતા જ. આવા નફાવાદને ભારતીય સંસ્કૃતિ વિકાસવાદ માનતી જ નથી

પરંતુ વિનાશની ખાઈ માને છે. નફાવાદ અસુરોમાં હતો, આર્યોમાં નહોતો, એટલા માટે આર્યોનું સંગઠન મજબુત હતું. તેમનાં દીલ એક હતાં. અસૂરો અંગત નફા તોટામાં રચ્યાપચ્યા રહેતા હતા. તેથી તેમનામાં નાના નાના ક્ષુદ્ર સ્વાર્થોએ ઘર કર્યું હતું. તેઓનો આર્યોએ વિનાશ કર્યો તેની પાછળ આર્યોનું એકાત્મતાનું બળ જ કારણભૂત હતું.

મૂડીવાદ એ જેમ આસૂરી મત છે તેમ, બીજા પક્ષે, સામ્યવાદ એટલે કે, 'રાજ્ય મૂડીવાદ'- પણ આસૂરી મત છે. એમાં મનુષ્ય ફક્ત યજ્ઞનું પશુ જ બની જાય છે. અને રાજ્ય નામનો એક ભયંકર રાક્ષસ ત્રાસવાદથી બધું સ્વાહા કરી જાય છે. એમાં આત્માની સ્વતંત્રતાની જગાએ આત્માનો સંપૂર્ણ લોપ સ્વીકારાયો છે. બ્રહ્મ એ આખરી સત્ય છે પણ રાજ્ય કદાપિ આખરી સત્ય હોઈ ન શકે. રાજ્ય એ યજ્ઞ પણ નથી. યજ્ઞ તો સમાજ છે અને યજ્ઞનો વિકાસ સહકારની સુરમ્ય ભાવનાથી જ સંભવી શકે.

હું એવું માનું છું કે, શ્રીમદ્ ભગવદ્ ગીતાનો વ્યાપક સમાજવાદ આર્યોની સમાજરચનાનું પ્રતિબિંબ હતું, અગર એમ કહું કે, આર્યોની ભાવના અનુસાર એમણે સમાજરચના કરી હતી. સમષ્ટિ એટલે કે વિશાળ જનસમાજ અર્થે તેઓ જીવતા હતા અને તેને તેઓ યજ્ઞ કહેતા હતા. બાહ્ય યજ્ઞો એમની એ ભાવનાનું પ્રતિબિંબ હતું. જીવન આખું ય યજ્ઞાર્થે હતું. એટલે તેમાંથી અંગત મમત્વ એ લોકોએ કાઢી નાખ્યું હતું. એને પરિણામે એ લોકોએ ભયને જીત્યો હતો, કારણ કે, એ લોકો

એવું માનતા કે જે વસ્તુ પોતાની નથી એના આવ્યા ગયાથી હર્ષ શોક ન હોઈ શકે.

યજ્ઞ ભાવનામાંથી અભયની ભાવના, ત્યાગની ભાવના, આંતરિક શાંતિ, નિર્મમત્વ, નિર્મોહ એ સઘળું જન્મ્યું અને એના પરિપાક રૂપે અસાધારણ તત્ત્વદર્શન ઊભું થયું. એ તત્ત્વદર્શનનું મિષ્ટ ફળ એનું નામ શ્રીમદ્ ભગવદ્ ગીતા. એ ગીતા એ નિતાંત શુદ્ધ આર્ય ફીલસૂફી છે, વીરોની જીવનદૃષ્ટિ છે. અને તેનું મનન ચિંતન કરવાથી આપણા અંતરાત્મામાં નવી સ્ફૂર્તિ આવે છે. એ સ્ફૂર્તિથી નવું બળ, નવી ચેતના અને અભિનવ આશાવાદ જન્મે છે, આપણું જીવન ઈશ્વરના ચરણે મુકાઈ જાય છે. અને આપણે શાંતિ અને અભયથી છલકાઈ જઈએ છીએ. આપણાં કર્મોને નવો અર્થ નવી વાચા સાંપડે છે અને લાભઅલાભની તથા જય પરાજયની ક્ષુલ્લક ભૂમિકા ઉપરથી આપણે વીરોચિત શાશ્વત ભૂમિકામાં પ્રવેશીએ છીએ.



# ગૂઢ વિદ્યા અને આત્માનો પ્રદેશ

ગૂઢ વિદ્યાની ઉપાસના હજારો વર્ષ જૂની છે. ગૂઢનો અર્થ એવો થાય છે કે સામાન્ય જનસમૂહ માટે નહિ પરંતુ જેનો માનસિક અધિકાર ઊંચા પ્રકારનો હોય તેને માટે. અધિકારનો અર્થ પણ સમજવા જેવો છે. અધિકાર એટલે કેવળ બુદ્ધિ નહિ પરંતુ દ્રઢ શ્રદ્ધા તથા વિનયયુક્ત બુદ્ધિ. વિદ્યા એ કાંઈ ખાનગી મિલકત નથી, પરંતુ ઈશ્વરે આપેલ પ્રકાશનું એક પવિત્ર ટ્રસ્ટ છે. એનો દૂરપયોગ ન થાય તેની સાવચેતી રાખવી એ કામ ગુરુનું છે. ચંચળ અને ચલિત બુદ્ધિના મનુષ્યોને વિદ્યાનું દાન ન કરવું, કેમકે એવો માણસ ધૃતિ વગરનો હોય છે, અને ધૃતિ વગર અશ્રદ્ધા, અવિવેક, ઉપહાસ ઇત્યાદિ પેદા થાય છે. ધૃતિ વગર ધારણ થઈ શકતું જ નથી.

જ્ઞાન એ બજારમાંથી ખરીદવાની વસ્તુ નથી, એનું બજાર જ હોતું નથી, પોતાના અંતઃકરણમાં જે વસ્તુ ધારણ કરવાની હોય છે તે વસ્તુ બહારથી મળી શકે જ નહીં. ગુરુની કૃપા કહો કે ઈશ્વરની કૃપા કહો જે હો તે, પરંતુ એ વગર જ્ઞાનનો ઉદય થતો નથી અને એ વસ્તુ બજારમાં મળતી નથી. જે લોકો એવું માનતા હોય કે બજારમાં મળે છે તે ભલે ભમ્યા કરે અને લઈ આવે. બજારમાં વસ્તુઓ મળશે પણ વસ્તુ એ જ્ઞાન નથી. વસ્તુ ઉપર પ્રકાશ નાખનારી શક્તિ તેનું નામ જ્ઞાન; એ શક્તિ ઈશ્વરની કે ગુરુની કૃપા રૂપ છે એવું અનુભવીઓ કહે છે.

એકમાંથી અનેકનો આ બધો વિસ્તાર કેવી રીતે થયો તે સમજાવવાનું કામ સાયન્સનું એટલે કે વિજ્ઞાનનું છે. અનેકને સંકેલીને પાછું એકમાં કેવી રીતે લાવી મૂકવું તેનું નામ યોગ. અનેકમાં વેરાયલી આપણી શક્તિ મર્યાદિત બની જાય છે. એ શક્તિ આપણે જ્યારે ધીમે ધીમે સંકેલીને એક રૂપ કરી નાખીએ છીએ ત્યારે અત્યંત બળવાન બની જાય છે. આ માર્ગે જનારને સિદ્ધિઓ સ્વાભાવિક રીતે પ્રાપ્ત થાય છે. એમાં ચમત્કાર જેવું કશું નથી.

હું એવું માનું છું કે હજારો વર્ષથી જેના ઉપાસકો સર્વ દેશ કાળમાં મળી આવે છે તે બધી ગૂઢ વિદ્યાઓ જૂઠ મૂઠ છે એવું કહેવું તે સાહસ છે. ઉપનિષદોમાં એ વિદ્યાઓ ઉપાસનાથી સિદ્ધ કરવાના વિધાનો છે. ઉપનિષદોમાં ગુરુની પાસેથી રહસ્યો સમજવાનાં વિધાનો છે. ઉપનિષદોનાં કથનો 'હંબગ' છે કે જૂઠ મૂઠ છે એવું હું માનતો નથી. હું એવું માનું છું કે એ બધાં કથનોમાં સત્ય છે.

ગૂઢ વિદ્યાઓનો આધાર પ્રાણોપાસનામાં છે. મનુષ્ય સિદ્ધ સંકલ્પ બને, એનો સંસાર સુખી સંતોષી અને સમૃદ્ધ બને, એની શુભ કામનાઓ પરિપૂર્ણ થાય, એને અર્થે ઉપાસનાઓ છે, પ્રાણની ઉપાસનાથી નિરોગી અને દીર્ઘ આયુષ્ય સાંપડે છે એવું ઉપનિષદો કહે છે. આપે જો છાંદોગ્ય ઉપનિષદ વાંચ્યું હોય તો મહીદાસ ઐતરેય ઋષિની પ્રબળ વાણી સાંભળી હશે. મહીદાસે ૧૧૬ વર્ષનું આયુષ્ય પોતાના પ્રબળ સંકલ્પથી ભોગવ્યું હતું. પ્રાણનો નિરોધ કરીને મૃત્યુને એણે ચેલેંજ ફેંકી હતી. એમણે કહ્યું કે; "વ્યાધિ તું મને શા માટે સંતાપ આપે છે? તારું કાંઈ ઉપજવાનું

નથી. હું કાંઈ એમ મરવાનો નથી.” એ શબ્દોની પાછળ પ્રાણનું બળ હતું, સંકલ્પનો પ્રભાવ હતો. મહીદાસ ઐતરેયે કહ્યું કે પ્રાણનો જો જય થાય તો મૃત્યુનો જય થાય. મહીદાસે કહ્યું કે ૧૧૬ વર્ષનું આયુષ્ય દરેક મનુષ્યના હાથમાં જ છે. જેના સંકલ્પો ક્ષીણ હોય છે, જેને પ્રાણ નિરોધ નથી, તેને જ મૃત્યુ પૂછતું નથી. પ્રાણનો જય કરનારને મૃત્યુ વિનમ્રતાથી પૂછે છે કે તમારી ઇચ્છા હોય તો હું આવું ? પ્રાણનો જય કરનાર જ આ સંસારના ભોગને રાજાની માફક ભોગવી શકે છે. યોગી તો ભોગોનો સમ્રાટ છે.

પ્રાણવાન સંકલ્પો કરવા માટે પ્રાણોપ્રાસના કરવી જ જોઈએ. ઇંદ્રિયોને કાબુમાં લેવી જ જોઈએ. મન ઉપર વજ્રનો લેપ કરવો જ પડે. તપ અને તિતિક્ષામાંજ આત્માનો અનંત વૈભવ શોધવો પડે. ઇંદ્રિયોના દાસત્વમાં આત્માનો વૈભવ નથી, એના નિગ્રહમાં છે. ઇંદ્રિયોના દમનમાં સ્વર્ગ કે મુક્તિ નથી, એમના નિયંત્રણમાં જ આત્માનું સાર્વભૌમત્વ છે. આખરે બધું પ્રાણમાં જ ઓતપ્રોત છે. યજ્ઞ પણ પ્રાણોનો જ છે. શરીર ઉપર પ્રાણનું જ અધિપત્ય છે. દેવો પ્રાણ જ છે. ભોગશક્તિ એ પ્રાણશક્તિ જ છે. પ્રાણના ઉપર એક માત્ર મારા આત્મા સિવાય કોઈનું આધિપત્ય જ નથી.

શ્રી કૃષ્ણને પ્રાણોપાસના કયા ગુરુએ શીખવી ? એમને એ વિદ્યા શીખવનાર ગુરુનું નામ હતું ઘોરાંગિરસ. એ મહર્ષિએ એ બાળકને પૂર્ણ પુરુષોત્તમ બનાવ્યો. ભગવાન શ્રી કૃષ્ણના આત્માનું સાર્વભૌમત્ત્વ વિશ્વ વિખ્યાત છે. ભગવાન શ્રી કૃષ્ણનું આખું જીવન જ વેદો અને ઉપનિષદોના સિદ્ધાંતોની સચ્ચાઈનો પુરાવો છે.

હું અનેકવાર કહી ચૂક્યો છું કે વેદો અને ઉપનિષદો સંસારના ત્યાગ ઉપર નહિ, પરંતુ પ્રાણના જય ઉપર ભાર મૂકે છે. સંસાર એ પ્રાણનું જ રૂપ છે. પ્રાણનો ત્યાગ ન હોય, જય હોય.

ભારતીય તત્ત્વજ્ઞાન કે તત્ત્વવિદ્યા એ માત્ર મગજની કસરત નથી, ઉપાસનાની પ્રયોગશાળા છે. મગજની કસરતોને એમાં સ્થાન નથી, એવું કહેવાનો આશય નથી, એવી કસરતો તો અનેક આચાર્યોએ ચિત્રવિચિત્ર ઘણી કરી છે. પણ સારનો સાર છે ઉપાસના, ઇંદ્રિય નિગ્રહ, મનોજય, વાસના ક્ષય, પ્રાણજય, એ બધું.

અગમનિગમને તેથી કેવળ બુદ્ધિવિલાસમાં રસ નથી. મનુષ્ય પોતાના ઉપર કેટકેટલો જય મેળવી શકે છે તેમાં એને રસ છે. સંસારની સૂરત બદલવામાં એના આત્મપ્રયોગો કેટલા સફળ થાય છે એના ઉપર જ તત્ત્વજ્ઞાનની પ્રતિષ્ઠા હોવી જોઈએ. બાકી તત્ત્વજ્ઞાનમાં અને શામળ ભટની વાતોમાં જો કાંઈ ફરક હોય તો એટલો જ કે શામળ ભટની વાતોમાં વધારે રસ પડે.

આત્માના પ્રદેશનો અનુભવ કરવો એનું નામ જ તત્ત્વજ્ઞાન. એ પ્રદેશનો અનુભવ ઉપાસનાઓ દ્વારા થાય છે. ઉપાસનાઓ અનેક પ્રકારની છે. એ ઉપાસનાઓ દેશ અને કાળ પ્રમાણે બદલાય પણ છે. ઉપાસનાઓની પાછળ શ્રદ્ધાનું બળ હોવું ઘટે. એ બળને ધૃતિ કહે છે. ધૃતિ વગર જ્ઞાનનો ઉદય થતો નથી. આમાં ઈશ્વરની કે ગુરુની સહાય જો હોય છે તો સત્વર ફાયદો થાય છે. ગુરુની કે ઈશ્વરની પ્રેમદૃષ્ટિ નિઃસ્વાર્થ હોય છે. એને કરુણાકટાક્ષ કહે છે. એવી પ્રેમદૃષ્ટિ પામેલા સાધકનો વિકાસ

જલદી થાય છે. એવા સાધકને પોતાના ગુરુમાં અનન્ય શ્રદ્ધા, અનન્ય પ્રેમ, અનન્ય આત્મીયતા પેદા થાય છે. પોતાના ગુરુની આત્મશક્તિ એનામાં પ્રવેશ કરે છે. પોતાના ગુરુની આત્મશક્તિમાં એ પોતાનો અહંકાર સમર્પી દે છે. જીવનની અનેક કટોકટીઓમાંથી એ સાધક પોતાના ગુરુના પ્રેમસંબંધને કારણે પસાર થઈ જાય છે, પોતે નિરહંકારી થઈ જવાથી તેજસ્વી અને પ્રતાપી બની જાય છે. એવા મનુષ્યને એક મોટો આધારસ્તંભ મળી ગયો હોવાથી એ કદી ડગતો નથી. નાઉમેદ થતો નથી અને પોતાનાં સંકલ્પથી પોતાના ગુરુને–પોતાના પ્રિયજનને સમીપ જુએ છે. ગુરુ એને સહાય કરે જ છે, કારણ કે, એ એ શિષ્ય શ્રદ્ધાયુક્ત છે, કેવળ નિરહંકારી છે, સાચો છે, સરળ છે, છતાં સંકલ્પમાંથી લેશ પણ ભ્રષ્ટ થયેલો નથી.

શ્રી કૃષ્ણને જેમ અર્જુન હતો તેમ ગાંધીજીને જવાહરલાલ છે. ગુરુનો અનન્ય પ્રેમ મનુષ્યને કેટલો ઉંચે લઈ જાય છે તેનાં આ બે જ્વલંત ઉદાહરણો છે. ત્રીજું જ્વલંત ઉદાહરણ વિવેકાનંદનું છે. રામકૃષ્ણ પરમહંસના કરુણ કટાક્ષથી જ વિવેકાનંદની શકિતઓ સોળે કળાએ ખીલી ઊઠી. યોગિની કુમારીના સમર્થ લેખક શ્રી છોટાલાલ માસ્તરની યોગશક્તિ એ શ્રી નૃસિંહાચાર્યના કૃપાકટક્ષાનું જ પરિણામ હતું. આ બધાં અનુમાનો હું પોતે નથી કરતો. એ બધા શિષ્યો પોતે જ એમ કહે છે. શિષ્ય પોતે જ જે બાબતમાં નિઃસંદેહ હોય તે બાબતમાં ત્રીજાએ શંકા ધરાવવાનું કારણ નહિ. શિષ્યનું જીવન અને તેની સિદ્ધિઓ જોતાં એવો શિષ્ય મૂર્ખની કે અંધશ્રદ્ધાળુની કક્ષાનો તો ન જ ગણાય. એવું કહેવાથી આપણી પોતાની મૂર્ખતા જ અજાણ્યે

સિદ્ધ થઈ જાય. મૂર્ખતા તો ધૃષ્ટતામાં અને અંધકારમાં જ રહેલી છે, બીજે નથી. પરમપૂજ્ય શ્રી હંસદેવજી મહારાજ એક વાત સસ્મિત વદને વારંવાર કહેતા હતા કે મનુષ્યની મૂર્ખતા એની બુદ્ધિમાંથી જ ઊતરી આવે છે. તેઓ હસીને કહેતા કે દરેક મનુષ્ય થોડી થોડી મૂર્ખતાથી તો ભરેલો જ હોય છે. ઘમંડ અને મૂર્ખતા સાથે સાથે જ હોય છે.

ઘણા કહે છે કે ઈશ્વરમાં અમે નથી માનતા. હું કહું જ છું કે ન માનશો. પણ તમારો આ અહંકાર ઘટાડવા માટે કાંઈક સાધન તો જોઈશે. આપણાથી કોઈક અધિક છે. તેનાથી કોઈક અધિક છે, એમ કરતે કરતે ઈશ્વર સુધી જરૂર આવી પહોંચશો. આપણી અશક્તિ કેટલી છે તેનું ભાન થતાં કોઈ વધુ શક્તિની કલ્પના થશે. એના કરતાં કોઈ વધુની, એમ પણ આખરે ઈશ્વર પાસે પહોંચવું પડશે હું કબૂલ કરું છું કે જે મનુષ્ય પોતાને સર્વશક્તિમાન અને સર્વજ્ઞ માને તેને ઈશ્વરની કશી જ જરૂર નથી, પરંતુ મારું શું ?



મહીદાસ ઐતરેય મહર્ષિ હતા. વેદના ઋષિઓમાં તેમનું સ્થાન અગ્રે હતું. એમણે જે ઉપનિષદનું દર્શન કર્યું તેનું નામ ઐતરેય ઉપનિષદ. એ ઉપનિષદ ઋગ્વેદનો એક ભાગ છે.

મહીદાસના પિતાને બે ત્રણ જાતિની પત્નીઓ હતી. તેમાંની એક પત્નીનું નામ 'ઈતરા' હતું. એમ મનાય છે કે તે સ્ત્રી નીચલા વર્ગની હતી. મહીદાસ એના પુત્ર હતા.

મહીદાસમાં આર્ષ પ્રતિભા જન્મસિદ્ધ હતી. એમની માતાએ એમને વેદોનું અધ્યયન કરાવવા નિશ્ચય કર્યો. પરિણામે મહીદાસની પ્રતિભા સોળે કળાએ ખીલી અને તેઓની ગણના ઋષિઓમાં થવા લાગી. આખું ઐતરેય બ્રાહ્મણ એમણે રચ્યું. અને ઐતરેય ઉપનિષદ તેમની પ્રતિભાનો પ્રસાદ છે.

મહીદાસે ૧૧૬ વર્ષનું દીર્ઘ આયુષ્ય ભોગવ્યું હતું. તેઓને પ્રાણ સિદ્ધિ હતી.

ઐતરેય ઉપનિષદમાં શું છે તે ઉપર હવે થોડો વિચાર કરીએ.

આદિમાં એક ફક્ત આત્મા જ હતો, બીજું કાંઈ જ નહોતું. એણે પછી ઇચ્છા કરી કે 'હું વિશ્વ રચું' આ ઉપરથી સમજાય છે કે મહીદાસ ઐતરેય ઋષિના મત પ્રમાણે આદિમાં માત્ર ઇચ્છાશક્તિ જ હતી. 'ઈશ' ધાતુનો અર્થ 'અમલ કરવો' થાય છે. આપણે એવું અનુમાન કરી શકીએ કે આ સઘળી ઉત્પત્તિ ઇચ્છામાંથી જ થઈ છે. હવે, ઉત્પત્તિનું મૂળ જો ઇચ્છા

છે તો પછી લય પણ ઇચ્છામાં જ હોવો જોઈ એ. ઇચ્છા ઉત્પન્ન થઈ એવું કહી શકાય નહિ કારણ કે ઇચ્છા તો આદિ શક્તિ જ છે. આ વિશ્વ એ આદિ શક્તિનું જ સ્વરૂપ છે.

એમાંથી કશું ઉત્પન્ન થતું નથી. જો કશું ઉત્પન્ન થતું નથી તો પછી ક્રિયા એ માત્ર આભાસ છે, જેને વેદાંતીઓ 'અધ્યાસ' કહે છે. મૂળ જે સ્વરૂપ છે તેના વિવર્તોને જ આપણે સૃષ્ટિ કહી શકીએ. કોઈ સ્વતંત્ર પદાર્થ જેવી એ વસ્તુ નથી. વિવર્ત એટલે આભાસ રૂપ ક્રિયા. વિવર્તને કારણે કાળ અને અવકાશનો, એટલે કે Time અને Space નો આપણને ભ્રમ થાય છે.

મહીદાસ ઐતરેયના ચિંતનનો સાર ઉપનિષદના એક જ મહાવાક્યમાં આવી જાય છે. તે મહાવાક્ય: "પ્રજ્ઞાનં બ્રહ્મ." મારી સમજ પ્રમાણે ઋષિ એવું કહેવા માગે છે કે ઇચ્છા શક્તિનો આધાર તો આખરી જ્ઞાનશક્તિ જ છે. કારણ કે મનુષ્યમાંથી જો જ્ઞાનશક્તિ લઈ લો તો કાંઈ રહેતું જ નથી. જગત, જીવ, ઈશ્વર, કે જે કાંઈ કહો તે આખરે તો 'જ્ઞાતૃત્વ'ની એટલે કે જ્ઞાનશક્તિની અંદર જ છે. જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ એ ત્રણે અવસ્થાઓ 'જ્ઞાતૃત્વ શક્તિ'ની મર્યાદામાં જ રહેલી છે, તેની બહાર નથી.

ઐતરેય ઉપનિષદના આ મહાવાક્યને આપણે જરા વધુ ઝીણવટથી વિચારવા જેવું છે. આત્મા એ આખરે તો જ્ઞાનશક્તિ જ છે. કર્તૃત્વશક્તિ જેવી કોઈ સ્વતંત્ર શક્તિ જ નથી. કારણ કે કર્તૃત્વ પણ જ્ઞાતૃત્વની અંદર જ સમાઈ જાય છે. જે બાબતનું : નથી તે બાબતનું કર્તા કે ભોક્તાપણું માની લેવું તે પોતાની

મર્યાદા ઓળંગવા જેવું છે. મર્યાદા કદી ઓળંગી શકાતી નથી, કારણ કે જ્ઞાનશક્તિની બહાર કોઈ પણ વસ્તુનો અનુભવ સંભવી શકતો જ નથી. દાખલા તરીકે હું પોતે ગમે તેટલો જડ અગર અભાન હોઉં પણ મારું એ જડપણું અગર તો અભાનપણું કોઈની જ્ઞાનશક્તિનો વિષય બનવો જ પડે. હું જડ છું. એવું કહેનારો જડ હોઈ શકે જ નહિ.

તો પછી આ બધો ભ્રમ ક્યાંથી ? મનુષ્ય જો પોતાની જ્ઞાનશક્તિ અખંડ રાખી શકે તો ભ્રમ રહે નહિ. જ્ઞાનશક્તિ જ્યારે 'સખંડ' એટલે કે વિચ્છિન્ન બને છે ત્યારે જ કાળનો ઉદય થાય છે. યોગીજનો આપણને એ જ કહે છે. યોગીજનો હંમેશાં કહેતા જ આવ્યા છે કે કાળ એ મનોભ્રાંતિ જ છે. સ્વપ્ન આવ્યું એવું આપણે કહી ન શકીએ. કારણ કે જાગ્રત અને સ્વપ્ન એ બે ચૈતન્યની ભિન્ન દશાઓ છે. જાગ્રત સમયના કાળમાપનો સ્વપ્નના અનુભવમાં ઉપયોગ કરવો તેનું નામ જ ભ્રાંતિ. સ્વપ્ન જૂઠું હતું એવું જે આપણે કહીએ છીએ તે જાગ્રતના આધારે જ.

હકીકત એવી છે કે પ્રમાતા એટલે કે જાણકાર, તો એક જ છે, પરંતુ જે પ્રમાતા જાગ્રતમાં હોય છે તે જ પ્રમાતા સ્વપ્નમાં પોતાને પારખતો નથી. ચૈતન્યની ભૂલભૂલામણીને જ આપણે માયા કહી શકીએ. ભૂલભૂલામણી ભલે મિથ્યા હો, પણ તેથી ચૈતન્ય મિથ્યા કરતું નથી.

માયા મિથ્યા છે. એનો અર્થ એટલો જ કે તેની મારફતે થતો અનુભવ 'કેવળ' નથી. અનુભવ જ્યારે 'કેવળ' હોય ત્યારે જ માયાનો અભાવ થાય. આખરનું સ્વરૂપ માત્ર એક,

અદ્વિતિય સ્વરૂપાનંદ જ છે. એને બ્રહ્મ કહે છે અને એ આનંદનું નામ છે બ્રહ્માનંદ.

બ્રહ્મ એ પ્રજ્ઞારૂપ છે. એને કર્તૃત્વ કે કાંઈ નથી. કર્તૃત્વ અને ભોકતૃત્વ માયાવી છે. દુઃખ એ સાચી વસ્તુ છે. પણ દ્રષ્ટાને દુઃખ નથી. સ્વપ્નમાં દુઃખનો અનુભવ થાય છે પણ વાસ્તવિક રીતે એ માત્ર આભાસ છે. દુઃખનો અનુભવ થાય છે કેમકે આપણો ચૈતન્યનો અનુભવ અખંડ મટીને વિચ્છિન્ન બન્યો છે. ટૂંકમાં, જ્ઞાનશક્તિ જ્યારે અત્યંત વિકસિત અને અવિચ્છિન્ન બને છે ત્યારે મનુષ્ય પ્રબુદ્ધ બની જાય છે.

વળી વધુ વિચાર કરીએ. હું મને જીવતો માનું છું તે કયા આધારે ? એ આધાર મારી જ્ઞાનશકિત જ છે. મનુષ્યમાં જે જ્ઞાતાપણું છે. તે અજર અને અમર છે. જ્ઞાતાપણાનો લોપ સંભવે ખરો ?

કહે છે કે પૃથ્વી ઉપર મનુષ્ય જ્યારે નહોતો ત્યારે શું ? જવાબ એ કે મનુષ્ય ભલે નહોતો. પરંતુ તેથી જ્ઞાતાપણું એટલે કે જ્ઞાતૃત્વશક્તિ નહોતી. એવું કોણ કહી શકશે ? આજે પણ મનુષ્ય કરતાં ચઢીયાતી શકિતવાળું જ્ઞાતૃત્વપણું નહિ હોય એવું માનવાને શું કારણ ? એવા કોઈ વિશિષ્ટ પ્રકારના જ્ઞાતૃત્વપણાને શરીરરૂપી ઉપાધિ ના પણ હોય. આ લેખ શું કોઈ શરીરધારી નામરૂપનો છે ? શરીરધારીના તો માત્ર અક્ષરો જ છે. મારામાં 'યશોધર' રૂપનું જે મર્યાદિત જ્ઞાતૃત્વ અમર્યાદ અનેવિશાળ યશોધરના જ્ઞાતૃત્વનો એક અંશ નહિ હોય એવું માની લેવાને શું પ્રયોજન ?

હું એવું માનું છું કે જ્ઞાતૃત્વને માનુષી શરીરનું બંધન નથી. જેને આપણે ' હું ' કહીએ તે તો ઇન્દ્રિયોના સંઘાતથી જ છે. જ્યારે એ સંઘાત ન હોય ત્યારે ' હું ' નષ્ટ થતું હશે પણ આખરી જ્ઞાતૃત્વ એટલે કે ' બ્રહ્મ ' નષ્ટ થતું નથી. ઇંદ્રિયોનો સંઘાત ન હોવો એનો અર્થ એટલો કે એ વસ્તુઓ આ આત્માથી જુદી છે એવી જાગૃતિ કેળવવી. જ્યારે એવી જાગૃતિ કેળવાય ત્યારે આત્મા અવિચ્છિન્ન પ્રકાશે છે અને સંઘાતો ફક્ત દશ્યરૂપ બને છે.

મહર્ષિ મહીદાસ ઐતરેયનું ' પ્રજ્ઞાનં બ્રહ્મ ' એ મહાવાક્ય દરેક મનુષ્યના રોજીંદા અનુભવનું છે.

આપણે સાધારણ રીતે જેને ' જ્ઞાન ' કહીએ છીએ તે ઇંદ્રિયોના પ્રતિબંધવાળું હોવાથી સ્વચ્છ નથી, ડહોળાયેલું છે. ઇંદ્રિયોનો નિષેધ થઈ શકતો નથી, પરંતુ તેમને પ્રશાંત અવસ્થામાં સ્થાપી શકાય છે. આત્માનો અનુભવ કરવો હોય તેણે ઇંદ્રિયોની પ્રશાંત અવસ્થા માટે ઉપાયો કરવા પડે. પ્રાણોપાસના એ એક ઉપાય છે.

પ્રશાંતિનો અર્થ ? ઇંદ્રિયોના તમામ વેગોનું સ્થાન જે આપણું મન તે જ્યારે શાંત થાય ત્યારે પ્રશાંતિ. મન ક્યારે શાંત થાય ? પાણી ક્યારે શાંત થાય ? તેમાં જ્યારે કાંઈ નાખવામાં ન આવે ત્યારે, મનમાં જ્યારે કાંઈ નાંખીએ જ નહિ પણ તેને જોયા જ કરીએ ત્યારે તે શાંત થાય. એ શાંતિમાંથી શૂન્યતા પેદા થાય, આત્મા નિરાવરણ બને.

' પ્રજ્ઞાનં બ્રહ્મ ' એ મહાવાક્ય પ્રશાંત મનુષ્યો જ સમજી

તથા ઉચ્ચારી શકે. સામાન્ય મનુષ્યો માટે એ વાક્ય નથી. સામાન્ય મનુષ્યોને બ્રહ્મનું નહિ પણ મનના તરંગોનું જ દર્શન થાય છે.

બીજી એક વાત. માણસ જ્યારે પ્રજ્ઞાસંપન્ન બને છે ત્યારે તે આપોઆપ ઇચ્છાથી પરાઙ્મુખ બને છે. ઇચ્છા એ મનનો જ ધર્મ છે, પ્રજ્ઞાનો ધર્મ નથી. પ્રજ્ઞા ફેલાતાં મન સંકોચાઈ જાય છે.

મહીદાસ ઐતરેયનું આ 'પ્રજ્ઞાનં બ્રહ્મ' મહાવાક્ય જ્ઞાન માર્ગની એક મોટી જ્યોત છે. ઉપનિષદનાં મહાવાક્યોની ખૂબી જ એ છે કે તેમાંથી પ્રકાશની જ્યોતો નીકળે છે અને આપણા અંતરના અંધકારને જોતજોતામાં દૂર કરે છે.

✡

## ૧૧. સંત મહાત્માઓનો પ્રદેશ

સંત મહાત્માઓ અંગે મારા ઉપર ઘણા પત્રો આવ્યા છે. બધા પત્રોનો સાર એકંદર લગભગ સરખો હોવાથી તે પત્રોના પ્રતિનિધિ તરીકે નીચેનો એક પત્ર ટુંકાવીને તથા સમારીને હું આપું છું.

"સંત મહાત્માઓ સ્થૂલ દેહના વિલય વખતે પોતાનું તત્ત્વરૂપ અસ્તિત્વ કદી વીસરતા નથી. પરંતુ તેજોમય શરીર રૂપે સાચવી રાખે છે. આવા તેજોમય શરીરને સ્થળ અને કાળની મર્યાદા હોતી નથી. અને તે કદી જીર્ણ થતું નથી. સામાન્ય મનુષ્યોને ભૌતિક જીવનની તથા ભોગવિલાસ સિવાયની બાકીની સૃષ્ટિ કેવળ ભ્રમ લાગે, કારણ કે, તેમની ચેતના કેવળ અન્નમય અને પ્રાણમય કોશ સુધીની હોય છે. આનાથી આગળ કેટલાક વળી મનોમય પ્રદેશ સુધી ગયા હોય છે. તેમને જિજ્ઞાસા હોય છે. પરંતુ બુદ્ધિના ડહોળાએલા પ્રદેશની બહાર તેઓ જઈ શકતા નથી. ત્યારપછી આપણે જેને સાચી સમજશક્તિ કહીએ તે તો વિજ્ઞાનમય ભૂમિકાની હોય છે. ત્યાં માનવ આત્મા રાગદ્વેષથી પર સાક્ષીભૂત બની જાય છે. મને એવું લાગે છે કે, શ્રી નૃસિંહાચાર્યના લખાણો વિજ્ઞાનમય ભૂમિકામાંથી પ્રસરતા સ્પંદનો છે અને એક બ્રહ્મમય વિભૂતિના અનુગ્રહનો પ્રસાદ છે. અરૂઢ યોગીઓના અનુભવસિદ્ધ શબ્દોમાં એક પ્રકારની વિદ્યુતૃશક્તિ ભરેલી હોય છે અને એ શબ્દો પ્રાકૃત મનુષ્યોને

ઊંચી ભૂમિકા પ્રતિ પ્રયાણ કરાવવા માટે હોય છે. શ્રીકૃષ્ણ, બુદ્ધ, મહાવીર, જીસસ, મોહમંદ, જરથુષ્ટ્ર, રામકૃષ્ણ પરમહંસ, અરવિંદ, રમણ મહર્ષિ, સાંઈબાબા, એ બધી વિભૂતિઓ તેમજ શ્રી નૃસિંહાચાર્યજી તત્ત્વતઃ બ્રહ્મતત્ત્વના જ ઉપાસકો હતા તેમાં શંકા જ નથી."

ઉપરનો પત્ર વિચાર કરવા પ્રેરે છે. હું તે ઉપર મારી રીતે વિચાર કરીશ.

મહર્ષિઓ અને પયગંબરો કહે છે કે સુખ એ અનંત અને સ્વયંસિદ્ધ વસ્તુ છે અને શરીર જેવી એક નાશવંત અને આગંતુક વસ્તુ દ્વારા જેઓ તે અનુભવે છે તેઓ નાહક એવું માની લે છે કે સુખ શરીરજન્ય જ છે. સુખ જો અનંત અને સ્વયંસિદ્ધ વસ્તુ છે તો પછી શરીરના નાશ પછી સુખનો નાશ થાય છે એવું કોઈપણ વિચારશીલ મનુષ્ય સ્વીકારી શકે નહિ. હકીકત એ છે કે ઈંદ્રિયો મારફતે અનુભવાતું સુખ ઈંદ્રિયોના લય પછી કે શરીરના નાશ પછી નિરિંદ્રિય બને છે અને તેથી તે કેવળ વિજ્ઞાનમય અનુભવ બની જાય છે. જે સુખ આપણે અશરીર રૂપનું એટલે કે મનોતીત રૂપનું અનુભવીએ છીએ તેમાં વિક્ષેપો હોતા નથી. મને એવું લાગે છે કે મનુષ્યની મજલ આવા શરીરાતીત, સવિશેષ અને શાશ્વત સુખ અર્થે છે. શરીર એ આપણાં વિકાસક્રમમાં આપણે પાછળ મૂકી દેવાની વસ્તુ છે.

આ આપણું શરીર અન્નમયમાંથી પ્રાણમયમાં અને પ્રાણમયમાંથી મનોમયમાં અત્યારે આવી ઊભું છે. તેની ગતિ મનોતીતમાં એટલે કે વિજ્ઞાનમયમાં થઈ રહી છે. એનો અર્થ એવો નથી કે સ્થૂલ

શરીરોના કીડીયારારૂપ આ સંસારનો અંત આવવાનો છે. નવાં અને નવાં શરીરો તો આવ્યા જ કરશે. સંસારની ઉત્ક્રાંતિનો પ્રશ્ન જ નથી, કેમકે સંસાર તો વર્તુલાકાર કે ચક્રાકાર છે, તેની ઉત્ક્રાંતિ કઈ? તેનું ઉત્ક્રમણ કયું? ભિન્ન ભિન્ન શરીરોની ઉત્ક્રાંતિ કે ઉત્ક્રમણ હોઈ શકે, સંસારની ઉત્ક્રાંતિ કે ઉત્ક્રમણ ન હોઈ શકે, કારણ કે સંસાર તો ચક્રમાંની એક માત્ર અવસ્થા છે, માત્ર પ્રતીતિ છે, તે નથી મિથ્યા, નથી સત્ય. વેદાંત દર્શનની આ સૂક્ષ્મ સમજ ધરાવનારાઓ સંસારની નહિ પરંતુ આત્માની ઉન્નતિને જ પુરુષાર્થનો વિષય ગણે છે.

ઉત્ક્રાંતિ તેથી ભિન્ન ભિન્ન જીવોની સંભવે છે. જીવની ઉત્ક્રાંતિ ઈશ્વર કરાવી જ રહ્યો છે અને ગુરુ એ તો ઈશ્વર સત્તાનું માત્ર પ્રતિબિંબ જ છે. મનુષ્યની ચિત્ત–વૃત્તિ નામરૂપાત્મક વસ્તુને સહેલાઈથી ગ્રહણ કરનારી હોવાથી ઈશ્વરતત્ત્વ નામરૂપાત્મક સ્વરૂપે આવિર્ભાવ પામે છે. પયગંબરો ઈશ્વર તત્ત્વનાં જ સાંકેતિક તનુઓ ગણાય છે.

બેશક, શરીર રૂપે તો બધા સરખા જ છે. સંતો અને પામરો બંનેના શરીર તો સરખાં જ છે. કાશીવિશ્વનાથના મંદિરમાં પણ ચૂનો, માટી તથા ઈંટો છે અને એક શૌચગૃહમાં પણ ચૂનો માટી તથા ઈંટો છે. ચૂનો, માટી તથા ઈંટોને જ જે મનુષ્યો તત્ત્વરૂપે જુએ છે તેમને મન એ બંને સરખા છે. પરંતુ આપણે જાણીએ તથા જોઈએ છીએ કે, એ બંને વસ્તુઓ નિરાળી છે.

સંત પુરુષો કે જેઓ ઈશ્વરતત્ત્વનાં જ સાંકેતિક તનુઓ હોય છે, તેઓ સામાન્ય કોટિના જીવોને ઊંચે લાવવા સદા પ્રયત્ન કરતા હોય છે. એ કાર્ય એમને ઈશ્વર તરફથી જ મળેલું હોય

છે એવું કહેવું તેમાં અતિશયોક્તિ નથી. આવાં સાંકેતિક તનુઓને નામરૂપાત્મક જગતની પ્રસિદ્ધિનો મોહ હોઈ શકે નહિ. એમની પ્રવૃત્તિ વિજ્ઞાનમય ભૂમિકાની હોવાથી લોકૈષણારૂપી મનોમય ભ્રાંતિથી તેઓ કદી પીડાતા હોતા નથી.

અને આ લેખ હું પંદરમી ઓગસ્ટે લખી રહ્યો હોવાથી મને બીજા આનુષંગિક વિચારો આવે છે. તે વિચારોનું સ્વરૂપ નીચે મુજબ છે.

મનુષ્યની શોધ અવિનાશી તત્ત્વની છે. આ રાજકીય સ્વરાજ વિનાશી અને ક્ષણભંગુર છે. એનો મોહ નિવૃત્ત કરવાનો હોય. વળી હું મને પૂછી રહ્યો છું કે, આ સ્વરાજ કયું છે, કોનું છે? ક્યાંથી આવ્યું છે, ક્યાં જઈ રહ્યું છે? કયા પ્રકારનું છે? સ્વપ્ન છે, જાગૃતિ છે કે ભ્રાંતિ છે કે શું છે તેનો નિર્ણય કર્યા વગર આત્માને કઈ શાંતિ મળવાની છે? અને આ પ્રસંગે પરમ પૂજ્ય ગાંધીજીએ સ્વ. સુ. શ્રી. હરિપ્રસાદ દાક્તર ઉપર સને ૧૯૪૭માં લખેલું પોસ્ટકાર્ડ દાક્તર મુરબ્બીએ મને વંચાવેલું તેના શબ્દો યાદ આવે છે. ગાંધીજીએ સ્વરાજના ઉમંગમાં આવેલા દાક્તર સાહેબને લખ્યું હતું કે, 'શાના ઉમંગો છો? કયું સ્વરાજ?'

ઉપરના પાંચ શબ્દોનો ધ્વનિ હું આજે સાંજે સાંભળું છું. જેવી રીતે જડ સંપ્રદાયોના વિધિનિષેધો અને ક્રિયાકાંડો આપણને આંતરિક શાંતિ તથા તૃપ્તિ આપવા માટે સર્વથા અસમર્થ છે તેવી જ રીતે આ બધાં ધ્વજવંદનાદિ અને ઈતર ક્રિયાકાંડો આપણને આંતરિક શાંતિ આપવા માટે અસમર્થ છે. એના અતિરેકથી આપણો વ્યામોહ વધુ દૃઢ થાય છે એટલું જ.

અંતરના પ્રકાશ વગરનું કોઈ પણ સ્વરાજ મિથ્યા છે. સ્વરાજ્ય એ ખરું જોતાં તો આત્મવિકાસનો સૂચક શબ્દ હોવો ઘટે. આપણે કેટલા સ્વાયત્ત, શાંત અને સ્વસ્થ બન્યા છીએ તે ઉપરથી જ આપણા સ્વરાજનો આંક નીકળી શકે. આજે આખી દુનિયામાં કોઈ પણ ઠેકાણે મને સ્વરાજ દેખાતું નથી. સ્થૂલ વસ્તુઓના સર્જન, રક્ષણ અને સંહાર સિવાય બીજી કોઈ પણ પ્રવૃત્તિ મને તો દેખાતી નથી. સાથે સાથે મને લાગે છે કે, કરોડો શરીરોનું પૃથ્વી રૂપી આ મોટું કીડીયારૂં બીજું કરી પણ શું શકવાનું છે? એની પાસે બીજી અપેક્ષા રાખવી તે જ ભૂલ છે.



સંસારમાં દરેક મનુષ્ય સુખની આશા ધરાવે છે અને પોતાની દરેક પ્રવૃત્તિ સુખને માટે કરે છે, નિવૃત્તિ પણ સુખને માટે લે છે. તપસ્વીઓ પોતાનાં તપ પણ સુખને અર્થે જ કરે છે અને યોગી તથા ભોગી જે દુઃખો સહન કરે છે તે સુખને અર્થે જ કરે છે. કોઈપણ મનુષ્યની પ્રવૃત્તિ કે નિવૃત્તિ દુઃખને અર્થે હોતી નથી. આ બાબતમાં હું નથી માનતો કે કોઈ જાતનો મતભેદ હોય.

સુખની પ્રાપ્તિ શક્તિ વગર નથી. નસીબ જોગે કદાચ થાય છે, તો શક્તિ વગર સુખ ટકતું પણ નથી, ભોગવી પણ શકાતું નથી. આ વાત જો સ્વીકારીએ તો માનવું પડે કે સુખ મેળવવામાં, ભોગવવામાં તથા ટકાવવામાં ત્રણે ક્રિયામાં શક્તિ એ મુખ્ય વસ્તુ છે અને તેથી શક્તિ એ દરેક મનુષ્યે મેળવવા જેવી વસ્તુ છે.

નવરાત્રિ એ શક્તિનું પર્વ ગણાય છે તેથી આજે આપણે શક્તિ ઉપર જ વિચાર કરીએ.

શક્તિ એ શી વસ્તુ છે? પૃથ્વી ઉપરના દરેક પદાર્થમાં શક્તિ તો રહેલી જ છે. પાણીમાં, પથ્થરમાં, લાકડામાં, કોલસામાં, ધાતુમાં, ઝાડમાં, પાનમાં દરેક વસ્તુમાં નિયત એટલે કે મુકરર શક્તિ રહેલી જ છે. તેવી જ રીતે આપણા શરીરના દરેક અવયવમાં એની નિયત એટલે કે મુકરર શક્તિ રહેલી જ છે.

આ નિયત શક્તિને વેદના ઋષિઓ 'અધિભૂત' શક્તિ કહેતા હતા. એ નિયત શક્તિને આપણે ભૌતિક શક્તિ, પ્રકૃતિ શક્તિ અગર કુદરતનું નિયમ બળ જે કહેવું હોય તે કહી શકીએ. નામ ગમે તે આપીએ પણ સમજણ સ્પષ્ટ હોવી જોઇએ. અત્યારે આપણે જે વિષે આટલું બધું સાંભળીએ છીએ તે અણુશક્તિ પણ ખરું જોતાં અણુની અંદર રહેલી ભૌતિક શક્તિ જ છે, બીજું કાંઈ નથી.

આ શક્તિ કયાંથી આવી? પદાર્થોમાં એને કોણે મૂકી? જેટલી કલ્પનાઓ કરો તેટલી ઓછી છે. શક્તિ છે એ વસ્તુ નિર્વિવાદ છે. શક્તિ પદાર્થમાંથી ઉત્પન્ન થઈ કે શક્તિમાંથી પદાર્થ ઉત્પન્ન થયો કે શક્તિ અને પદાર્થ એક જ વસ્તુ છે જેને જે રુચે તેવી કલ્પના કરો અને તેમાં ઇશ્વરવાદ લાવો કે નિરીશ્વરવાદ લાવો કે અજ્ઞેયવાદ લાવો, જે લાવવું હોય તે લાવો, પણ શક્તિ છે એનો ઇન્કાર થઈ શકે તેમ નથી.

પદાર્થમાં શક્તિ છે. પરંતુ તેની યોજના કર્યા વગર એ શક્તિ આપણને સુખનો અનુભવ કરાવી શકતી નથી. યોજના કરવાની જે શક્તિ તેને વેદના ઋષિઓ 'અધિદૈવ' શક્તિ કહેતા અને જુદા જુદા પદાર્થોમાં રહેલી જુદી જુદી શક્તિઓ કેવી રીતે ઉપયોગમાં લેવી એના ઉપર બધું કર્મકાંડ રચાયુ. જે જે ઇંદ્રિયો દ્વારા જે શક્તિનો આપણને અનુભવ થાય તે તે ઇંદ્રિયોની નિયામક શક્તિની કલ્પના થઈ અને તેને 'દેવ' કહેવામાં આવ્યો.

પરંતુ ઇંદ્રિયો ઉપર આખરી સ્વામિત્વ કોનું? કલ્પના એવી થઈ કે સ્થૂલ પદાર્થો ઉપર તથા સ્થૂલ પદાર્થોનો ઇંદ્રિયો દ્વારા સુખનો અનુભવ કરાવનાર શક્તિ ઉપર દરેક ઉપર આખરી

સ્વામિત્વ એક જ શક્તિનું છે અને તે શક્તિનું નામ બ્રહ્મ કહો, ઈશ્વર કહો, અલ્લાહ કહો, ગૉડ કહો જે કહો તે.

અને એ મહર્ષિઓને તુરત સ્ફૂર્યું થઈ કે મનુષ્યને સુખ આપનાર જે શક્તિ છે તેનો અંતિમ આધાર ઈશ્વર છે. તેથી એમણે ઈશ્વરની ભક્તિને જ મુખ્ય ગણી. ઈશ એટલે રાજ્ય કરવું એવો સંસ્કૃતમાં અર્થ થાય છે. વર એટલે સૌથી મહાન. ઈશ્વર એટલે અંતિમ સત્તાધારી શક્તિ.

શક્તિનો અંતિમ આધાર ઈશ્વર છે અને મનુષ્યના શરીરમાં તેને આત્મા કહેવામાં આવે છે. આખરી શક્તિ આત્મામાં વસેલી છે. તેથી તેને 'આધ્યાત્મિક' શક્તિ એવું નામ વેદોના ઋષિઓએ આપ્યું છે. 'અધિ'નો અર્થ આધારે અને 'આત્મિક'નો અર્થ આત્માના.

શક્તિ છે એ બાબતમાં હિંદુ, બૌદ્ધ, જૈન તથા મુસલમાન કે ખ્રિસ્તી કોઈ પણ ધર્મમાં શંકા જ નથી. શક્તિ ક્યાંથી અને કેવી રીતે મેળવવી તે વિશે જુદા જુદા મતો છે.

શક્તિ પોતે સારી પણ નથી અને ખરાબ પણ નથી. સારું અને ખોટું એ તો વ્યવહાર ધર્મની બાબત છે. દેશકાળ પ્રમાણે સારા ખોટાની વ્યવસ્થા થાય છે. શક્તિ મેળવ્યા પછી કેવી રીતે તેને વાપરવી તેનું નામ વિવેક. એ પ્રદેશ બુદ્ધિનો છે, ઉપાસનાનો નથી. મનુષ્ય સુખને માટે પ્રવૃત્તિ કરીને શક્તિ મેળવે તેમાં જો વિવેક ન વાપરે તો સુખને બદલે દુઃખ પણ મેળવે. તેથી આભાસ એવો થાય છે કે, અમુક શક્તિ 'ખરાબ' છે.

નવરાત્રિમાં જે હિંદુ ભાઈબહેનો માતાજીની ઉપાસના કરે છે તેઓની ભાવના અનુસાર તેમને શક્તિ મળે છે. ભાવનામાં

જો વિવેક નથી હોતો અગર દંભ હોય છે તો ઓડનું ચોડ થઈ બેસે છે; એવા ઘણા દાખલાઓ જોવામાં આવ્યા છે. માતાજી એટલે શક્તિ. વિવેકી હિંદુ માતાજી પાસે કાંઈ માગતો હોતો નથી, તેની પ્રાર્થના નીચે મુજબ જ હોય છે.

'હે મા, મને સંભાળ્યા કરજે, મારે બીજું કાંઈ નથી જોઈતું.'

વિવેકી હિંદુ માતાજીને પ્રસન્ન કરવા માટે પોતાના અંતઃકરણને પહેલું શુદ્ધ કરે છે. આ ક્રિયાને માર્જન કહે છે.

માર્જન કરવા માટે દ્વેષ અને ઈર્ષ્યાની વૃત્તિઓને દબાવી દેવી પડે છે. મા જેમ મારી છે તેમ એનાં અનેક સંતાનોની છે. એનાં બાળકોનો હું દ્વેષ કરું તે માનો પોતાનો જ દ્વેષ કર્યા બરોબર છે. ચિત્તવૃત્તિનું આવું માર્જન કર્યા વગર જે હિંદુ ઉપાસનામાં પ્રવેશ કરે છે એના ઉપર માતાજી પ્રસન્ન થતાં નથી અને ક્રૂર ભાવે એને મળે છે. પરિણામે તેઓ દુઃખી થાય છે.

માતાજી પાસે ધનસંપત્તિ કે એવી કોઈ સ્થૂળ વસ્તુ જે હિંદુ માગે છે તેના ઉપર માતાજી અપ્રસન્ન થાય છે અને તેને પોતાનો ભક્ત માનતાં નથી. એવા પામરને તેઓ તિરસ્કારથી ધનસંપત્તિ આપે છે અને પછી એ ધનસંપત્તિ એના વિનાશનું દ્વાર ખોલી નાંખે છે.

માતાજી પાસે જે અવિવેકી મનુષ્યો બાળબચ્ચાં માગે છે તેમનો પણ તે તિરસ્કાર કરે છે આખી સૃષ્ટિ એના બાળકોથી ભરેલી છે, ત્યાં સંતાનની કઈ ખોટ ? અને ક્રૂર હાસ્યથી તે જો તેમને સંતાન આપે છે તો એ સંતાનો મનુષ્યોને સુખ નહીં પણ દુઃખનું કારણ બને છે.

માટે મહાશક્તિની પાસેથી કોઈપણ વસ્તુ વિવેકી હિંદુએ કદાપિ ન માગવી ઘટે. આપણી જરૂર માતાજી પોતે નક્કી કરે તે સાચી, આપણે કરીએ તે ખોટી. આ શરીર એણે આપ્યું છે. આ શરીરની ચિંતા એને છે. મારું કામ એને સાફસુફ રાખવાનું છે.

નવરાત્રિ એ જ્ઞાનસત્ર છે. ભૌતિક અને ક્ષણભંગુર એવા દુઃખદ પદાર્થોની ઝંખના માટેનું પર્વ નથી. એવી ઉપાસના મનુષ્યને અંધકાર તરફ ઘસડી જાય છે. જ્ઞાન, ઇચ્છા અને ક્રિયા એ શબ્દો ભૌતિક વસ્તુઓની પ્રાપ્તિ અર્થે નથી. પ્રકાશનું જ્ઞાન, પ્રકાશની ઇચ્છા અને પ્રકાશ માટેની ક્રિયા, એને શક્તિની ઉપાસના કહે છે. ભૌતિક વસ્તુઓ માયાવી હોવાથી અંધકાર છે. એને મેળવીને પણ શું અને ન મેળવીને પણ શું? શક્તિની ઉપાસના એને અર્થે નથી.



## ૧૩. શક્તિવાદની સમાલોચના

શક્તિની ઉપાસના આપણે ત્યાં વેદકાળ જેટલી જૂની છે. પાછળના સમયમાં 'શક્તિવાદ' રૂપે તે એકદમ ઊભી થઈ ગઈ છે, એ માન્યતા બરાબર નથી એવું વિદ્વાનો હવે સ્વીકારતા થયા છે.

ઉપનિષદોમાંથી પ્રાણશક્તિનું રહસ્ય સમજાવી ગુરુ પોતાના શિષ્યને તેની ઉપાસના કરવાનું કહેતા. રહસ્ય સમજવું તે એક વાત છે અને રહસ્ય અનુભવવું એ બીજી વાત છે. માત્ર સમજ પડે ત્યાંથી અટકી જવાની વાત ઋષિઓ કદી કરતા નહિ. તેઓ તો હંમેશા પોતાના શિષ્યને બોધકને અંતે 'उपासीत' શબ્દથી પ્રબોધતા. એનો અર્થ એટલો જ કે જે વસ્તુ બુદ્ધિ દ્વારા જાણી, તેની ઉપાસના કરવી. જીવ અને ઈશ્વર એક છે; જે પિંડમાં એટલે કે શરીરમાં છે તે જ વિશ્વમાં એટલે કે બ્રહ્માંડમાં છે; આત્માની શક્તિ જ અનેક અને અનંત રૂપે વિસ્તરેલી છે; આવી બધી વસ્તુઓ આપણે ઉપનિષદોમાં તથા તેમના આધાર ઉપર રચાયેલા ફિલસૂફીના ગ્રંથોમાં વાચીએ છીએ. દાખલા, દલીલો અને દૃષ્ટાંતોથી વસ્તુ સમજાવવામાં આવે પછી કાંઈ કરવાનું રહેતું નથી, એવી જાતની માન્યતા આપણે ત્યાં કદી હતી નહિ. પ્રોફેસર પાસેથી કે પુસ્તકોમાંથી માત્ર બુદ્ધિની મદદથી સમજણ મેળવવી તેને આપણા પૂર્વજો 'જ્ઞાન' શબ્દથી ઓળખતા

નહોતા. આપણે પણ એને માટે જ્ઞાન નહિ પણ માહિતી શબ્દ વાપરી શકીએ.

ઋષિઓ ઉપાસના કરવાનું શા માટે કહેતા? કારણ એ હતું કે તેઓની માન્યતા પ્રમાણે કેવળ તર્કની એટલે કે બુદ્ધિની ભૂમિકા ઉપરથી મેળવેલી સમજણ દૃઢ હોતી નથી. શેરડીનો રસ ચાખ્યા વગર તેના ઉપર પુસ્તકો વાંચો અગર પ્રવચનો સાંભળો તેનો કશો અર્થ નહિ. પુસ્તકો અને પ્રવચનો આપણી જિજ્ઞાસાને ઉત્તેજવા અર્થે ઠીક છે, પરંતુ તેથી આપણને અનુભવ થઈ ગયો છે એવું માની લેવાય નહિ. અનુભવ વગરનું પાંડિત્ય મેના-પોપટની વાણી છે. જરા વિગતે જોઈએ: આપણે દાક્તરી શીખવા માટે 'સર્જરી' ઉપર કે 'મેડિસિન' ઉપર મોટા ગ્રંથો વાંચીને તેના વડે તેના વિષયની રૂપરેખા, તેનું ખોખું જરૂર સમજી શકીએ, પરંતુ તેથી આપણને દાક્તરીનું જ્ઞાન થયું છે એવો દાવો કરી શકાય નહિ. એને માટે આપણે પ્રયોગો કરવા પડે.

ઉપાસના એ ખરું જોતાં આપણી અંદર આપણે કરેલો પ્રયોગ છે. પ્રાણશક્તિ ઉપર પ્રયોગ કરી મન અને ઇંદ્રિયોનો નિરોધ કરવો અને તેવા નિરોધના અંતે ચિત્તવૃત્તિઓ કાબૂમાં લેવી તેનું નામ યોગ. પ્રાણશક્તિ ઉપરનો પ્રયોગ ઓમ્‌કારથી થતો. એની ઉપાસનાને ઉદ્‌ગીથની ઉપાસના પણ કહેતા. આની કદાચ અનેક રીતો હતી. એ બધી રીતો જુદી જુદી ઉપાસનાઓના નામે ઓળખાતી ઉપનિષદોના કાળમાં એ ઉપાસનાઓ કેવી રીતે થતી હતી તેની હાલ કોઈને પાકી ખબર નથી. પરંતુ

ઇતિહાસ હંમેશા પરંપરાથી જળવાય છે. ઉપનિષદકાળની ઉપાસનાપદ્ધતિઓ પરંપરા પ્રમાણે ચાલી આવી, રૂપરંગ, ઘાટ-ઘુટ જમાના પ્રમાણે બદલાતાં ગયાં, પરંતુ અંતઃસત્ત્વ ચાલુ રહ્યું. અને એ બધી ઉપાસનાપદ્ધતિઓ પાછળના સમયની તાંત્રિક ઉપાસનામાં વણાઈ ગઈ છે એવું શ્રી અરવિંદ જેવા સમર્થ વિચારક ઉપરાંત યોગસિદ્ધ પુરુષ માને છે. તેવી જ માન્યતા તંત્રોના ઊંડા અભ્યાસી શ્રી કપાલીશાસ્ત્રી, સ્વ. સ્વામી શ્રી ત્રિવિક્રમતીર્થ અને શાક્ત સંપ્રદાયના આપણા સુપ્રસિદ્ધ વિદ્વાન સ્વ. શ્રી નર્મદાશંકર દેવશંકર મહેતા, તેમજ શ્રી આર્થર એવેલોન (જસ્ટિસ વુડરોફ), એ બધા વિદ્વાનો પણ ધરાવતા લાગે છે.

જ્ઞાન એટલે આપણે જે થિયરી સમજીએ તો ઉપાસનાને આપણે પ્રેક્ટિસ કહેવી પડે. થિયરીને અમલમાં મૂકવાની કળાને પાછલા સમયમાં 'તંત્ર' કહેતા. તંત્રને શાસ્ત્રનું પદ મળ્યું. તંત્રશાસ્ત્રનો અર્થ સાધનશાસ્ત્ર થાય છે. વેદોએ અને ઉપનિષદોએ જે શક્તિનાં વર્ણનો કર્યાં અને આપણને નિઃશંક રીતે ઠસાવ્યું તે શક્તિ મનુષ્યની અંદર જ વસેલી છે. તે શક્તિનો અનુભવ કેવી રીતે કરવો? તે શક્તિની પાસે ધારેલાં કામ કેવી રીતે પાર પડાવવાં? તંત્રમાર્ગમાં શક્તિની સાધનાની વાતો છે. એ સાધનાઓની નિરનિરાળી રીતો પ્રમાણે નિરનિરાળાં તંત્રો રચાયાં છે. શક્તિ પોતાના આદિસ્વરૂપે તો એક જ છે, પરંતુ તેમાં જુદાં જુદાં રૂપો વ્યક્ત થાય છે. કયા સ્વરૂપની આપણને અભિલાષા છે તેનો નિર્ણય કરી પછી તે સ્વરૂપની ઉપાસના કરવી એવું તંત્રો કહે છે. નિર્ણય કરવાની જવાબદારી આપણી છે. આપણને

કયા સ્વરૂપની ઉપાસનાથી લાભ થશે તેની સલાહ આપણા અંતઃકરણની પરીક્ષા કર્યા પછી ગુરુ આપણને જે આપે તે અનુસાર ઉપાસના કરવી એવું જાણકારો કહે છે. તેમના કહેવાનો ભાવાર્થ એ છે કે આપણા ચિત્તની પરીક્ષા આપણા કરતાં આપણું નિરીક્ષણ કરનાર ગુરુ વધુ સારી રીતે કરી શકે છે.

તાંત્રિકો કહે છે કે એમનો સિદ્ધાંત વેદમાંથી જ ઊતરી આવ્યો છે. તેઓ કહે છે કે ઉપનિષદોમાં જે એક, અખંડ સર્વવ્યાપી અને સર્વશક્તિમાન તત્ત્વની વાત છે તે જ તત્ત્વને તેઓ શક્તિ કહે છે અને તે શક્તિ, આદિશક્તિ હોવાથી સર્વની જનની છે. એ જ શક્તિ આ વિશ્વમાં અનંતરૂપે વિસ્તરી છે. એ શક્તિ જ્યારે શાંત અને સ્પંદ વગરની સ્થિતિમાં હોય છે ત્યારે બિંદુરૂપે હોય છે. એ બિંદુમાંથી સ્પદંભાવ પામી તેનો સૃષ્ટિરૂપે વિસ્તાર થાય છે. તેવી જ રીતે અવળા ક્રમથી વિસ્તાર સંકેલાઈને પાછું બિંદુ થાય છે. મનુષ્યના શરીરમાં આ શક્તિ ગુપ્તરૂપે વસી છે. મનુષ્યના શરીરના ઉપયોગમાં હોય તેટલી જ શક્તિ પ્રગટ હોવાથી મનુષ્ય એવું માની લે છે કે એની પોતાની શક્તિ એટલી જ છે, વધુ નથી. ખરું જોતાં મનુષ્યમાં અપ્રગટ એવી સૂક્ષ્મ શક્તિ એટલી બધી છે કે જો તેને તેનો પૂરો ખ્યાલ હોય તો તે મહાન કાર્યો કરી શકે, અનેક સિદ્ધિઓ મેળવી શકે.

આ અપ્રગટ શક્તિ મનુષ્યમાં કુંડલિની એટલે કે ગૂંચળું વળીને સૂતેલી સાપણના જેવી છે. મનુષ્યના શરીરમાં સ્થૂલ સ્નાયુઓ ઉપરાંત જ્ઞાનતંતુઓનાં નાનાં મોટાં અનેક કેન્દ્રો છે. એ જ્ઞાનતંતુઓમાં ચેતનાશક્તિ અનેક રૂપે પ્રસરેલી હોય છે. ઉપનિષદો તેને 'અંગિરસ' કહે છે અને શાક્તો તેને 'શક્તિ'

કહે છે. આ શક્તિને પ્રાણશક્તિ દ્વારા આપણે ઓળખી શકીએ છીએ તેથી અને પ્રાણશક્તિનું નિયમન 'ઓમ્‌કાર' એવી શબ્દશક્તિથી થાય છે તેથી ઓમ્‌કારને સઘળી સિદ્ધિઓનું દ્વાર માનવામાં આવે છે. આ વિચારના પરિણામે આખા મંત્રશાસ્ત્રનો ઉદય થયો અને મંત્રશક્તિની મહત્તા તેથી જ આખાય તંત્રશાસ્ત્રમાં સ્વીકારાઈ છે.

કુંડલિની જે નાડીમાંથી પસાર થાય છે તેને સુષુમ્ણા નાડી કહે છે. એ નાડી આપણી કરોડરજ્જુમાંથી પસાર થાય છે. આ સુષુમ્ણા નાડીની આજુબાજુ બીજી બે નાડીઓ આવેલી છે. તેમનાં નામ ઈડા તથા પિંગલા છે. તે બે નાડીઓ ડાબા જમણી નસકોરાં વાટે પ્રાણનો સંકોચ–વિકાસ અનુભવે છે. સુષુમ્ણા નાડી સામાન્ય રીતે ચાલતી નથી, પરંતુ જેને આવડત હોય તે ચલાવી શકે છે. સુષુમ્ણા ચાલે ત્યારે કુંડલિની શક્તિમાં સ્પંદ થાય છે અને જ્ઞાનનો અદ્‌ભુત ચમકારો થાય છે એવું મનાય છે. કઠોપનિષદમાં બે અરણિની વચ્ચેના જે ગૂઢ અગ્નિની વાત છે તે આને જ લગતી વાત લાગે છે. બે અરણિ તે ઈડા અને પિંગલા, જેના ઘર્ષણથી સુષુમ્ણાની અંદરનો ચેતનારૂપ અગ્નિ પ્રદીપ્ત થાય છે. એ પ્રદીપ્ત થયા પછી મનુષ્ય ચેતનાના મહાસાગરમાં તરતો થાય છે.

શક્તિસાધનાનો પ્રધાન હેતુ મનુષ્યની સૂતેલી શક્તિને–કુંડલિનીને–જાગૃત કરવી એ છે. એને કેવી રીતે જાગૃત કરવી તેને અર્થે અનેક પદ્ધતિઓ છે, જેનું સામુદાયિક નામ 'તંત્ર' છે. જુદા જુદા સંપ્રદાયોમાં તથા જુદા જુદા ધર્મોમાં જુદાં જુદાં તંત્ર છે. શક્તિવાદમાં જેઓ માને છે તેમનાં શક્તિ

તંત્રો છે. વિષ્ણુની ઉપાસનામાં માને છે તેમનાં વૈષ્ણવ તંત્રો છે, કે જેમાં વિષ્ણુની શક્તિઓની ઉપાસના થાય છે. વૈષ્ણવ તંત્રમાં 'પંચરાત્ર' અને એને અનુસરતી અહિર્બુધ્ન્ય સંહિતા ઉપર પાછળનો આખો ભક્તિસંપ્રદાય ઊભો થયો છે. તેવી જ રીતે શિવને માનનારાઓનાં શૈવતંત્રો છે. આ બધું સાંપ્રદાયિક સાહિત્ય સાગર જેટલું વિશાળ છે અને તેને જોઈ જવા માટે જિંદગી ઘણી ટૂંકી પડે.

શક્તિવાદના સાહિત્યમાં બે મુખ્ય ભેદો છે: એકને વામ કહે છે, બીજાને દક્ષિણ કહે છે. બંને પદ્ધતિઓ સિદ્ધાંતની બાબતમાં એક છે, ફક્ત શક્તિની ઉપાસનાની બાબતમાં બંનેની રીતો જુદી છે. શક્તિ સિદ્ધાંત અદ્વૈતવાદી છે, પરંતુ ઈશ્વરની શક્તિને મિથ્યા માનવામાં આવતી નથી. એ શક્તિને ઈશ્વરની સ્વભાવજન્ય સત્તા તરીકે સ્વીકારવામાં આવે છે. શક્તિ વગર ઈશ્વરની કલ્પના પણ થઈ શકે નહિ. શક્તિ મિથ્યા ન હોઈ શકે. શાક્તો કહે છે કે એમનો સિદ્ધાંત જ તમામ ઉપનિષદોનો ધ્વનિ છે, તેઓ એમ પણ કહે છે કે ઉપાસના કરનારને આ વસ્તુ ઝટ સમજાય છે. તેમના કહેવા પ્રમાણે શંકરાચાર્ય પોતે પણ શક્તિના ઉપાસક હતા. શક્તિને જો તેઓ માયારૂપે મિથ્યા માનતા હોત તો ઉપાસના ન કરતા હોત. શાક્તોના કહેવા પ્રમાણે શંકરાચાર્ય પછીના વેદાંતી વિચારકોએ જગતને મિથ્યા માનવામાં થાપ ખાધી છે. જગત્ મિથ્યા નથી, શક્તિનો આવિર્ભાવ છે.

ઉપાસના માટે ગુરુ પોતાના શિષ્યને મંત્ર આપે છે. એ મંત્ર કાનમાં ફૂંકવાના માત્ર શબ્દો નથી. એને જે ક્રમથી આપવામાં

આવે છે તેને 'દીક્ષા' કહે છે. શિષ્યના અંતઃકરણની પરીક્ષા કર્યા વગર, એટલે કે એના અધિકારનો વિચાર કર્યા વગર ગુરુએ દીક્ષા આપવી ન જોઈએ એવું શાસ્ત્રનું વિધાન છે. શિષ્યની રીતભાત અને દૈનિક વ્યવહારનું બારીક અવલોકન કરવા માટે શિષ્યને પોતાની પાસે રાખવો પડે. એવા શિષ્યને 'અંતેવાસી' કહેવાય છે. શિષ્ય જ્યાં સુધી 'અંતેવાસી' હોતો નથી ત્યાં સુધી તેના અંતઃકરણની છબી ગુરુના મગજમાં બરાબર પડી શકતી નથી. એનામાં એકલી બુદ્ધિશકિત ભલે હોય, પરંતુ અહંકારાદિ બીજાં દૂષણો જો પ્રબળ હોય તો તેવો શિષ્ય મદમત્સરમાં સરી પડીને અનર્થો ફેલાવે છે. તેવી જ રીતે, શિષ્ય જો ચંચળ મગજનો હોય તો તેવાને પણ દીક્ષા ન આપવી એવું શાસ્ત્ર કહે છે. મિથ્યા કુતૂહલોથી ભરેલાને પણ દીક્ષા ન આપવી એવો નિયમ છે. પોતાના શિષ્યના મગજને યમનિયમથી દૃઢ કર્યા પછી જ્યારે પાકી ખાતરી થાય કે ઘડામાં હવે કાણું નથી ત્યારે જ ગુરુએ એને દીક્ષાનો અધિકારી ગણી ક્રમે ક્રમે એનામાં શકિતસંપાત કરવો, એવો નિયમ શાસ્ત્રમાં રાખવામાં આવ્યો છે. જો વિચાર કરીએ તો આ બધી તકેદારી અયોગ્ય નહિ ગણાય. મનુષ્યના અંતઃકરણની સહેજ પણ પરીક્ષા કર્યા વગર આત્મવિદ્યા કે ગમે તે વિદ્યા શીખવવાથી તેનો કેવો દુરુપયોગ થાય છે તે આપણા સૌની જાણની વાત છે. આઈન્સ્ટાઈને આપેલા અણુશકિતના એક સમીકરણથી હિરોશીમાનો સંહાર થયો! આઈન્સ્ટાઈન પોતે પણ એ સંહાર પછી કકળી ઉઠ્યા કે અરે! મેં કયાં જગતને આ અણુરહસ્ય બતાવ્યું!

શકિતની સાધનામાં ત્રણ પ્રકારના અધિકારીઓ ગણાવ્યા છે:

૧. પશુ, ૨. વીર, ૩. દિવ્ય. પશુ અધિકારીમાં તમોગુણનું પ્રમાણ ઘણું હોય છે. એવા સાધકમાં કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, મત્સર આદિ અંધકારી તત્ત્વો વિપુલ પ્રમાણમાં હોય છે. સમર્થ ગુરુ તે તે તત્ત્વોનો નાશ તે તે તત્ત્વોની માત્રાઓથી જ કરે છે. 'વિષનું ઓસડ વિષ' એ નિયમ તાંત્રિક સાધનામાં સ્વીકારાયો છે. મોહની નિવૃત્તિ જ્ઞાનના ઉપદેશથી થતી નથી, પરંતુ મોહના ભેદનો પડદો ખુલ્લો કરવાથી થાય છે. વીર અધિકારીમાં અંધકાર અને પ્રકાશના સંલગ્નવાળી માનસિક સ્થિતિ હોય છે. તેવા શિષ્યને ગુરુ જુદી રીતે કામે લગાડે છે. દિવ્ય અધિકારીમાં પ્રકાશનું તત્ત્વ વિપુલ પ્રમાણમાં હોય છે, એટલે કે તેનામાં અમાનિત્વ, અદંભિત્વ વગેરે ઊંચા સાત્ત્વિક ગુણો ખૂબ વિકસેલા હોય છે. આવા શિષ્યમાં શક્તિસંપાત જલદી થાય છે અને ગુરુને બહુ પ્રયત્ન કરવો પડતો નથી.

ગુરુ શક્તિસંપાત કેવી રીતે કરે છે? દૃષ્ટિથી કરે છે, સ્પર્શથી પણ કરે છે અને સ્વપ્નમાં પણ કરે છે. તે ઉપરાંત, જીવનમુક્ત કોટિના ગુરુઓ વિદેહ હોય છતાં સૂક્ષ્મ શરીરથી પણ કાર્ય કરે છે એવું આ વિષયના જાણકારો કહે છે. રામકૃષ્ણ પરમહંસે વિવેકાનંદની છાતી ઉપર જમણો પગ ટેકવી શક્તિસંપાત કર્યો હતો તેવું સાંભળવામાં આવ્યું છે. ગુરુ પોતાના ઘૂંટેલા સંકલ્પને શિષ્યના ચિત્તમાં કેવી રીતે પ્રાણબળથી સંલગ્ન કરે છે તેનો ખ્યાલ હું આપી શકું તેમ નથી. ચિત્ત પોતે ચેતનાના પ્રવાહમાં જ હોય છે અને ચેતનાનો કયો આવળો ગુરુ ક્યારે અને કેવી રીતે પકડે છે તે આખો વિષય વૈખરીની બહારનો છે.

આ બધી વસ્તુઓમાં શું હું માનું છું? આવો સવાલ

મને ઘણા મિત્રો પૂછે છે. મારો જવાબ એટલો જ છે કે પ્રાણશક્તિના મહિમા વિષે વેદો, ઉપનિષદો તથા પાછળનું આખું તંત્રશાસ્ત્ર એટલો બધો ભાર મૂકે છે કે એની પાછળ અનુભવનું બળ હોવું જોઈએ એવું મને લાગે છે. શક્તિને પ્રાપ્ત કરવા યોગની આવશ્યકતા હિંદુ શાસ્ત્રો ઉપરાંત બૌદ્ધ અને જૈન દર્શનોએ પણ સ્વીકારી છે. બૌદ્ધ અને જૈન તંત્રોમાં પણ સાધનાઓ લગભગ સમાન છે. મંત્રની આવશ્યકતા દરેક તંત્રમાં સ્વીકારાઈ છે અને મંત્રના બીજાક્ષરો જ શરીરનાં નાડીચક્રોમાં કલ્પવા માટે જુદાં જુદાં યંત્રો હોય છે. યંત્ર એ ખરું જોતાં શરીર જ છે. તેની અંદર શરીરની સાંકેતિક રચના કરી હોય છે.

પરંતુ હું એટલું તો જરૂર માનું છું કે શક્તિની ઉપાસના દરેક યુગના માનસને બંધબેસતી હોવી જોઈએ. આપણો યુગ પ્રાચીન પદ્ધતિની ઉપાસનામાં શ્રદ્ધા ધરાવી શકે તેવો નથી. આપણો યુગ વૈજ્ઞાનિક પદ્ધતિનો છે. મનોતીત અને અચિંત્ય વસ્તુઓ સમજવાની રીત હવે તદ્દન બદલાઈ ગઈ છે. વિજ્ઞાન એ અર્વાચીન યુગનું તંત્ર જ છે. મનની અગોચર સૃષ્ટિ અને આત્માની અવ્યક્ત શક્તિ સમજવા માટે નૂતન મનોવિજ્ઞાન અને શરીરવિજ્ઞાનની મદદ આપણે લેવી પડશે.

સાથે સાથે હું એટલું જરૂર માનું છું કે જુદી જુદી શક્તિઓ અને ચમત્કારોનું મૂળ પ્રાણશક્તિ જ છે અને યોગી જનો આપણને જે કહે છે તે અનુભવ વગર નહિ કહેતા હોય. જે આશ્ચર્યકારક શક્તિઓ આપણે યોગીજનોમાં જોઈએ છીએ તેની પાછળ પ્રાણોપાસના જ હશે. પ્રાણ કાબૂમાં આવવાથી મન

કાબૂમાં આવે છે અને તેના પરિણામે મનની સંકલ્પશક્તિ ધારેલાં ફળ ઉપજાવવા સમર્થ થાય છે એવું યોગીજનો તો જરા પણ સંદેહ વગર કહે છે.

આ આખો વિષય એવી જાતનો છે કે તેમાં અશ્રદ્ધા અને અતિશ્રદ્ધા બંને પણ જોખમ છે. આપણે જો સાવધાનતાથી અને તટસ્થતાથી અભ્યાસ કરીએ તો જ નિર્ણય બાંધી શકીએ.



મનુષ્ય કદી એકલો પડે છે ખરો? બાહ્ય એકાંત એ એકાંત નથી. માણસ જ્યાં સુધી આંતર એકાંત ન સેવે ત્યાં સુધી પોતાને સાંભળી શકે નહિ. તત્ત્વજ્ઞાન, ખાસ કરીને ઉપનિષદોમાંનું તત્ત્વજ્ઞાન, માણસની પાસે આંતર એકાંત માગે છે. ઉપનિષદોના શબ્દો, એમનો આખો ઝોક, મનુષ્યને આંતર એકાંતમાં આણી મૂકે છે.

આપણે જેને સામાન્ય રીતે વિચાર કહીએ છે તે તો વાચા જ છે. વિચરવું એટલે ફરવું, ભમવું. વિચાર એ ફરવાની તથા ભમવાની ક્રિયા છે. મનના ભ્રમણને વિચાર કહો તો મનની સ્થિરતાને વિશ્રામ કહી શકો. આજના યુગમાં આપણે વિશ્રામ જોતા જ નથી.

વિશ્રામ કેવી રીતે મેળવવો? એ કળા યોગીજનો પાસે જ હોય છે. યોગી પાસે આંતરિક એકાંત મેળવવાની કળાને જ આપણે યોગ કહી શકીએ. આંતરિક એકાંતની પ્રાપ્તિ કેળવેલી વિરક્તિથી થાય છે. વિરક્તિ કેળવવી હોય તેણે અંતર્મુખતાનો રસ્તો પકડવો પડે છે.

આંતરિક એકાંતમાં આવનાર માણસે પોતાના મનની સીમાઓ વટાવવી પડે છે. સીમા વટાવી એટલે એકાંત શરૂ થયું. એનો અર્થ એટલો જ કે જેણે એકાંતની ઉપાસના કરવી હોય તેણે પોતાના મનને ઇંદ્રિયોની સરહદની બહાર આણવું પડે. ઇંદ્રિયોની સત્તા એ માત્ર મર્યાદા છે. મનની શક્તિ અનંત

છે. એનો અર્થ શો ? જે મન ઇંદ્રિયાતીત બન્યું હોય છે તે મનની શક્તિ જ અનંત હોય છે, અને જે મન ઇંદ્રિયમગ્ન હોય છે તે મન ઘણું જ અશક્ત હોય છે. જે માણસ પોતાના અંતરના એકાંતમાં આવી પહોંચ્યો હોય છે તે માણસ જ આ વસ્તુ સમજી શકે છે.

મન તેથી બે પ્રકારના ગણી શકાય : (૧) પાર્થિવ, (૨) અપાર્થિવ. પાર્થિવ મન ઇંદ્રિયમગ્ન હોય છે. અપાર્થિવ મન ઇંદ્રિયાતીત હોય છે. પાર્થિવ મન ઇંદ્રિયોના પડછાયા જેવું હોય છે. એ મનમાં શક્તિ હોતી નથી. એમાં જો શક્તિ હોત તો માણસના મનોરથો અપૂર્ણ રહેતા ન હોત. ઇંદ્રિયોના પોતાનામાં પણ ઘણી જ તુચ્છ શક્તિ રહેલી છે. ઇંદ્રિયોમાં જો સવિશેષ શક્તિ હોત તો દૂર અને અનાગત વસ્તુઓ મનુષ્ય જોઈ તથા જાણી શકતો હોત.

સત્ય એ છે કે શક્તિ શૂન્યમાં રહેલી છે અને શૂન્યનો અનુભવ મનુષ્યને આંતરિક એકાંતમાં થાય છે. શાંતિનો આવિર્ભાવ શૂન્યમાંથી થાય છે. માટે જેઓ શાંતિ ચાહે છે તેઓ પોતે શૂન્ય થવા પ્રયત્ન કરે છે. શૂન્ય એ જ સત્ છે અને સત્‌માંથી સંત થાય છે. બધા સંતો શૂન્ય હોય છે. શૂન્ય એ આત્મા છે.

મનોજય અને વાસનાક્ષય શૂન્યતામાંથી જ પેદા થાય છે. મન જ્યારે ઉપરામ પામે છે ત્યારે વાસના અલોપ થઈ જાય છે. મન અને સંસાર એક જ વસ્તુ છે. મન જ્યારે પદાર્થગત મટી જઈ આત્મગત બને છે, ત્યારે ચિત્ત શાંત બને છે, શોક મોહ નષ્ટ થાય છે.

ઉપર પ્રમાણે આપણને યોગીઓ, અનુભવીઓ કહે છે. તેઓ વગર અનુભવે નહિ કહેતા હોય. આત્માનુભવનો અર્થ એટલો જ કે મન પદાર્થગત મટી ગયુ છે, વિક્ષિપ્ત મટી ગયું છે, સળંગ બની ગયું છે, મહાચેતનામાં પ્રવેશ્યું છે.

શૂન્યતા કેવી રીતે પ્રાપ્ત કરવી એની પ્રક્રિયાઓ જુદી જુદી હોવી સંભવે છે. યોગના વિવિધ પ્રકારો છે. મનને અનેક જાતના સંકલ્પવિકલ્પોમાંથી ખેંચી લઈ એક જ બિંદુ ઉપર સ્થિર કરવું જોઈએ પોતાનું બિંદુ સૌએ પોતે વિચારી લેવું ઘટે. મનની બાહ્ય ગતિ પ્રાણના આધારે છે. જે માણસ પ્રાણનો અપવ્યય અટકાવે છે તે માણસ પોતાના મનને વધુ સહેલાઈથી લગામમાં રાખી શકે છે. શૂન્ય થવા માટે પ્રયત્ન કરવો પડે છે. માત્ર વિચારના જોર ઉપર શૂન્ય થવાતું નથી.

મનુષ્ય જ્યાં સુધી સંયમી હોતો નથી ત્યાં સુધી શૂન્યતાના રાજ્યમાં પ્રવેશ કરી શકતો નથી. આપણી શાળાઓ તથા મહાવિદ્યાલયો, વિદ્યાર્થીઓને સ્થૂલ માહિતીઓ પૂરી પાડવામાં પોતાનાં કાર્યની પરિસમાપ્તિ જુએ છે, પરંતુ વ્રતબદ્ધ જીવન અને આધ્યાત્મિક વિચાર, એ બાબતોને જ્યાં સુધી કેળવણીનાં અંગભૂત નહિ માનવામાં આવે, ત્યાં સુધી સાચું જ્ઞાન આધું જ રહેશે. ઉપનિષદોના સમયમાં આધ્યાત્મિક વિદ્યા જ કેળવણીનું મુખ્ય લક્ષ્ય હતું અને બીજી બધી જ કેળવણી તેના અંગભૂત ગણવામાં આવતી હતી.

યોગનો માર્ગ અંતર્મુખતાનો છે. એને તત્ત્વજ્ઞાનનો માર્ગ જ કહી શકાય. તત્ત્વનું જ્ઞાન અંતર્મુખતા વગર પ્રાપ્ત થતું નથી.

તત્ત્વજ્ઞાન એટલે આત્મજ્ઞાન, કેમ કે આત્મા એ જ આખરી તત્ત્વ છે. તત્ત્વજ્ઞાન વગર માનવસમાજની મુક્તિ જ નથી.

તત્ત્વને જાણવા માટે મનુષ્યે અંદર ઊતરવું જ પડે છે, બહાર રહીને તત્ત્વને જાણી શકાતું નથી. બધાં જ કારણો તત્ત્વમાં સમાઈ જાય છે. રાજકારણ, અર્થકારણ, સમાજકારણ, કે જે કારણ કહો એ બધાની અંદર જો તત્ત્વવિચાર નહિ હોય તો સાર જ નથી. મનુષ્યસમાજ જો તત્ત્વાભિમુખ નહિ હોય તો એ સમાજ ગમે તેટલાં સાધનસામગ્રીઓ પેદા કરશે તોપણ સુખ અને શાંતિ પામી શકવાનો નથી.

અશાંતિનું કારણ તત્ત્વવિચારનો અભાવ છે. આપણી આજની પરિસ્થિતિ જ વિચારીએ. મનુષ્ય અને રાજ્ય અંધકારમાં ખેલ્યા કરે છે. અંધકારની લીલામાં એક જાતની ઉડઝૂડિયા પ્રવૃત્તિ છે. બધા એમ માની લઈએ છીએ કે પ્રગતિને પંથે ચઢ્યા છીએ. ગતિ જરૂર છે, પણ પ્રગતિ કઈ છે? માણસ વધુ અને વધુ પશુહિંસા કરે છે, વધુ અને વધુ જરૂરિયાતો ઊભી કરીને વધુ અને વધુ અશાંત બને છે. ટૂંકમાં, એ હિંસક અને વિષયી બનતો જાય છે. આમાં કયું સ્વરાજ છે?

વિષયોપભોગના વિકાસ સિવાય બીજો કોઈ વિકાસ દેખાતો નથી. માણસની અણસમજમાં કશો ઘટાડો દેખાતો નથી. અણસમજના કારણે એ પ્રજોત્પત્તિનો આંક વધારી રહ્યો છે. એ અણસમજને પહોંચી વળવા આપણે વધુ અનાજ ઉગાડવાની ચિંતામાં પડી ગયા છીએ. એની એ અણસમજની ખાતર નિર્દોષ મૂંગાં પ્રાણીઓનો વધુ અને વધુ સંહાર થયા કરે છે.

હકીકત સ્વીકારવી જ રહી કે મનુષ્ય અણસમજુ અને

એકાબૂ છે. એટલા માટે તત્ત્વવિચાર અને સંયમ એ બે વસ્તુઓ એને માટે જરૂરી બને છે. સંયમ અને તત્ત્વવિચાર વગર માનવઉત્ક્રાંતિ દેખાતી નથી. ઉપનિષદો આપણને સંયમ અને તત્ત્વવિચાર એ બન્ને વસ્તુઓ સાથોસાથ કરવાનું કહે છે. ઉપનિષદો કહે છે કે માણસની પાસે બત્તી છે છતાં એ બત્તીને એક કોરાણે મૂકી પોતે અંધકારમાં અફળાય છે.

ઉપનિષદો એકાંતનો અને આત્મસંયમનો માર્ગ છે. તેઓનો ઉપદેશ છે કે આત્મસુધારણા કરનારે આત્મજ્ઞાન મેળવવું પડશે. આત્મજ્ઞાન વગર સ્વરાજ હોઈ શકે નહિ. સ્વરાજનો અર્થ પોતાના ઉપર પોતાની હકૂમત છે. મારી જાત ઉપર મારી હકૂમત છે? આ સવાલ દરેકે પૂછવો ઘટે. મારી કઈ કઈ ઇંદ્રિયો મારા તાબામાં છે? લોભથી મારી ચેતના હરાઈ ગઈ છે અને કામનાથી હું ગાંડોતૂર બન્યો છું છતાં હું મને પોતાને સ્વતંત્ર માનું છું.

આ બધો વિચાર હું મારા હૃદયમાં જ્યાં સુધી એકાંત ન શોધું ત્યાં સુધી ન કરી શકું. મારું મન એની પાર્થિવ શૃંખલા ત્યજીને અપાર્થિવ ન બને ત્યાં સુધી હું તત્ત્વ પામી શકું નહિ. એકાંતમાં રહીને સમજ મેળવવાને બદલે હું સદા બહાર જ રઝળ્યા કરું છું. મનોવિકારોનો હું ભોગ બન્યો છું.

આ મનોવિકારો મનુષ્યની શૂન્યતાને, શાંતિને, આધ્યાત્મિકતાને ડહોળી નાખે છે. દુનિયાની કોઈ પણ પ્રવૃત્તિ મનની તંદુરસ્તી વગર સુખ આપી શકતી નથી. આમ હોવાથી મનને કેળવવાનું શાસ્ત્ર આપણે ત્યાં ઉત્તમમાં ઉત્તમ ગણાયું છે. એ શાસ્ત્રનું નામ યોગ છે.

યોગ વગર કોઈ પણ વસ્તુ મનુષ્યના કાબૂમાં આવતી જ નથી. યોગશક્તિ વગરના ભોગો માત્ર વલખાં છે, તરફડિયાં છે. ઉપનિષદો યોગશક્તિ ઉપર ભાર મૂકે છે. તત્ત્વવિચાર યોગશક્તિનું જ ફળ છે. ખરું જોઈએ તો યોગ અને તત્ત્વવિચાર એ બન્ને એક જ વસ્તુ છે. અંતર્મુખતા વગર વિચાર નહિ અને વિચાર વગર અંતર્મુખતા નહિ.

શું મનુષ્ય કે શું પ્રજા, તત્ત્વવિચાર વિના અંધ જ રહે છે. આ તત્ત્વવિચાર આંતરિક એકાંતમાંથી મળતો હોવાથી ભગવદ્‌ગીતાની પરિભાષામાં આપણે એને યોગવિધિ કહી શકીએ. આંતરિક એકાંતની આ વાચા જેવી રીતે ઉપનિષદો અને ગીતામાં છે તેવી જ રીતે બાઈબલ અને કુરાનમાં પણ છે. એ વાચા જો આપણે અંતરમાં ઊંડા ઊતરીને સાંભળીએ તો જ સમજી શકાય. એક જ ઉદાહરણ લઈએ.

અત્યારના સમાજમાં મૂડીવાદી એમ માને છે કે સંપત્તિનો સ્વામી પોતે છે. મજૂરો એવું માને છે કે એમના આધારે જ સંપત્તિ છે. ખરી વાત એ છે કે માટીના માણસની માલિકી એના પોતાના ગણાતા શરીર ઉપર પણ નથી તો બીજી કોઈ વસ્તુ ઉપર તો શાની જ હોય? ઈશ્વર સિવાય માલિકીનો દાવો કોણ કરી શકે? આ વસ્તુને સમજાવવા ઈશાવાસ્ય ઉપનિષદના ઋષિએ કહ્યું કે તારા પોતાના અજ્ઞાન સિવાય કશું જ તારું નથી. અજ્ઞાનને લીધે જ તને તું દેખાય છે. અજ્ઞાન દૂર થતાં તને બધે ઈશ કહેતાં ઈશ્વર દેખાશે.

માલિકીનું ઘેલું દૂર નહિ કરીએ તો દુઃખી થઈશું. જે નાશવંત છે તેને માલિકી કઈ? એને સ્વામીત્વ કયું? પોતે કોણ છીએ,

કયાં છીએ, કયાંથી આવ્યા છીએ અને કયાં જવાના છીએ, એમાંની એક પણ વસ્તુ આપણે જાણતા નથી છતાં 'હું', 'મારું', 'મને' એવા બધા અર્થહીન શબ્દનો ઉપયોગ કરીએ છીએ. બધા શબ્દો શાંતિનો ભંગ કરનારા છે, એમાં સત્ય નથી, આભાસ છે. કજિયાકંકાસનું મૂળ આભાસનો મોહ છે.

જે માણસ આંતર એકાંતમા ઊતરે છે તેના આભાસો દૂર થાય છે. આભાસો દૂર થતાં શૂન્યતા, સળંગતા, તદ્રૂપતા એ પ્રાપ્ત થાય છે. મનુષ્ય ત્યારે પોતાનું પાર્થિવ મન વટાવી જાય છે, આખો બની જાય છે. ભગવદ્ગીતાના શબ્દોમાં કહીએ તો એનો મોહ નષ્ટ થાય છે અને આત્માની સ્મૃતિ પ્રાપ્ત થાય છે.

આજે આપણો મોહ નષ્ટ થયો નથી, સ્મૃતિ પ્રાપ્ત થઈ નથી, છતાં આપણે એવું માની બેઠા છીએ કે આપણને સ્વરાજ મળી ગયું છે, આપણે સ્વતંત્ર છીએ. સ્વરાજ એ આત્મરાજ્ય છે, બીજું કોઈ રાજ્ય નથી. સ્વરાજ એ આપણી અંદર મેળવવાની વસ્તુ છે, બહાર તો માત્ર આભાસ જ છે. વૃત્તિઓની અંધેરી નગરી છે.



## પુનર્વિચાર અને પુનર્મૂલ્યાંકન

**મનુષ્યને** સર્જન અને વિસર્જન બંને શક્તિઓ ઉપયોગી છે. સર્જનમાંથી એને ઉલ્લાસ વ્યાપે છે, વિસર્જનમાંથી એને શાંતિ મળે છે. એકમાંથી પ્રવૃત્તિધર્મનો ઉદય થાય છે. બીજામાંથી નિવૃત્તિધર્મનો ઉદય થાય છે. સર્જન અને વિસર્જન ઉભયને જે સમતાથી જોઈ શકે છે તે જ યોગી છે.

મારા જેવો રજોગુણપ્રધાન આત્મા નિવૃત્તિના ક્ષેત્રમાં લાંબું રહી શકે નહિ. એ ક્ષેત્રમાંથી પ્રવૃત્તિના ક્ષેત્રમાં આવી પહોંચવા મન ઝંખે તે સ્વાભાવિક છે. મનુષ્યને પરમાત્માએ એવો ઘડ્યો છે કે પ્રવૃત્તિ એ એનો સ્વભાવ છે. મનુષ્યે પોતાનો ઉત્કર્ષ પોતાના સ્વભાવ દ્વારા કરવાની કળા પ્રાપ્ત કરવી જોઈએ. કેવળ ઇંદ્રિયોના દમનથી ઉત્કર્ષ સાધી શકાતો નથી, પરંતુ તેના નિયમનથી તે વસ્તુ બની શકે છે. જેઓ ગીતાના અભ્યાસીઓ છે તેઓ આ વાત બરાબર સમજી શકશે.

પ્રવૃત્તિ એ રજોગુણ છે. આખો સંસાર રજોગુણ છે. રજોગુણની અંદર નહિ પરંતુ રજોગુણ દ્વારા તત્ત્વશોધ કરી કરીને સંસારી જીવે ઉત્કર્ષ સાધવાનો હોય છે. સંસારથી ઉપરામ થવું એ દરેક મનુષ્ય માટે શક્ય નથી. દરેક મનુષ્યના મગજનું અસ્તર જુદી જુદી જાતનું હોય છે. પોતાની પ્રકૃતિ અનુસાર જે પોતાનું ઘડતર કરે છે, તે જ સાર પામે છે. योगः कर्मसु कौशलम्। એટલે કે કુશળતાથી કાર્ય કરવું તેનું નામ યોગ–કુશળતાથી

એટલે કે સારાસારવિવેક સમજીને પોતાની વૃત્તિઓને નિયમમાં રાખીને.

મનુષ્યના હૃદયમાં જે સ્વાભાવિક ઉત્સાહ હોય છે તે રજોગુણ છે. એને જો નિયમથી અને કુશળતાથી વાળવામાં આવે તો મનુષ્ય ભગીરથ કાર્યો કરી શકે છે. ઘણા માણસો એવી ખોટી માન્યતા ધરાવે છે કે, ઘરબાર છોડી ભિક્ષા માગી અમુક વેષ ધારણ કર્યો એટલે ત્યાગી થઈ ગયા! ખરું જોતાં તો આવી માન્યતા એ નિરુત્સાહનું લક્ષણ છે અને નિરુત્સાહ એ સત્ત્વગુણ નથી, પરંતુ તમોગુણ છે. તમોગુણ મારફતે આત્માનો ઉદ્ધાર થઈ શકતો નથી.

હું અંગ્રેજો અને તેમના ભૂતકાલીન સામ્રાજ્યનો વિચાર કરું છું, ત્યારે એમ થાય છે કે જે પ્રજાએ એવા મહાન અને શક્તિશાળી સામ્રાજ્યનું સર્જન કર્યું હશે, તેના અંતઃકરણમાં કેટલો બધો પ્રબળ ઉત્સાહ ભર્યો હશે! એ પ્રબળ ઉત્સાહને એ પ્રજાએ કેટલી બધી ખૂબીથી નિયંત્રિત અને વ્યવસ્થિત કર્યો હશે! આવી પ્રજાને જ આપણે પુરુષાર્થી પ્રજા કહી શકીએ. અને આવા પ્રબળ ઉત્સાહ વગર શું શ્રીરામચંદ્રે, શ્રીકૃષ્ણે, મહંમદ પયગંબરે કે મહાત્મા ગાંધીએ દિગ્વિજયો કર્યા હોત? નવી દુનિયાનું સર્જન કર્યું હોત?

પરમાત્માને પામવા માટે કોઈ પણ મનુષ્યે કે પ્રજાએ પોતાની સ્વાભાવિક પ્રવૃત્તિ છોડી દેવી તે ભૂલ છે. મનને કેળવીને અને પોતાની પ્રકૃતિનું નિયંત્રણ કરીને પ્રવૃત્તિરૂપી એન્જિન ચલાવવાથી સંસાર સાર્થક બને છે. એન્જિનડ્રાઈવરે પોતાનું એન્જિન સમજી વિચારીને ચલાવવું એ જ એની ફરજ છે.

એન્જિન ઉપરથી ઊઠી જવું એ ખોટું છે. ભગવાન શ્રીકૃષ્ણે અર્જુનનો રથ હાંકયો એની પાછળ તાત્ત્વિક રહસ્ય એટલું જ છે કે આત્માએ વૃત્તિઓનું નિયંત્રણ કરી સંસારનો જંગ ખેલ્યો. ગીતાનું રહસ્ય કર્મયોગી મનુષ્યો તો આ રીતે જ સમજે છે.

મન અને ઇંદ્રિયોને મારીમચડીને ચગદી નાખવાં તેનું નામ યોગ નથી, પરંતુ તેમનો સંયમ કરવો તેનું નામ યોગ છે. સંયમ વિના તો કોઈ પણ મનુષ્ય, પ્રવૃત્તિના ક્ષેત્ર માટે તૈયાર ગણાતો જ નથી. એટલા માટે સંસારવ્યવહારમાં પણ આત્મસંયમ એ મુખ્ય વસ્તુ બની જાય છે. હવે આપણે આ વસ્તુ ઉપર જરા વિગતે વિચાર કરીએ.

રાજકારણ એ વ્યવહાર ધર્મ છે. આમાં જો કાંઈ ભલીવાર આણવો હોય તો દરેક મનુષ્યે તથા પક્ષે આત્મસંયમ કેળવવો જોઈએ. આખરે રાજકારણ એ શું છે? પ્રજાની સામુદાયિક શક્તિનું નિયોજન કરી દેશનો અભ્યુદય સાધવો એને હું રાજકારણ માનું છું. છૂટક છૂટક માણસોના અંગત લાભ અર્થે એ પ્રવૃત્તિ નથી, ન હોવી જોઈએ. આ આદર્શ ક્યારે પાળી શકાય? એ ક્ષેત્રમાં પડેલા મનુષ્યો જો આત્મસંયમ ન શીખ્યા હોય તો એ ક્ષેત્રને બગાડે એટલે હું તો માનું છું કે રાજસત્તા વીતરાગ જ્ઞાની મનુષ્યોના હાથમાં હોવી જોઈએ. તો જ એ રાજદંડ ધર્મચક્ર ફેલાવી શકે, પરોપકારનો પાઠ શીખવી શકે.

તેવી જ રીતે વેપાર એટલે કે અર્થપ્રાપ્તિનું સમજવું. વેપાર એ વ્યવહાર ધર્મ છે. સમાજને તેની જરૂરિયાતની વસ્તુઓ મેળવવાની અનુકૂળતા કરી આપવી તેનું નામ વેપાર. એ પ્રવૃત્તિ કર્યા બદલ પોતે મહેનતાણું લેવું તેનું નામ નફો.

પરંતુ વેપાર એ માત્ર પોતાના અંગત લાભ અર્થેની પ્રવૃત્તિ નથી, પણ સામાજિક હિત અર્થે છે એવું ભાન રાખ્યા વગર એ ક્ષેત્રમાં પડનારા એને બગાડે છે. વેપારમાં પડેલામાં જો આત્મસંયમ કેળવાયો હોય તો આવું ન બને.

આપણે જો વિચાર કરીએ તો તુરત સમજાશે કે આજે મનુષ્ય બેફામ રીતે અસંયમી બન્યો હોવાથી એનો વ્યવહારધર્મ અધર્મરૂપ બની ગયો છે અને આત્મસંયમ વગર રાજકારણ અને અર્થકારણ બંન્ને લગભગ નિષ્ફળ બની ગયાં છે. બેપાંચ માણસો પંતપ્રધાનો થાય કે બેપાંચ વેપારીઓ કરોડપતિઓ બને તે ઉપરથી પ્રજાનો ઉત્કર્ષ થયો છે એવું માનવાની ભૂલ કોઈ નહિ કરે.

અંગ્રેજ પ્રજા, જર્મન પ્રજા, અમેરિકન પ્રજા કે રશિયન પ્રજાનો પ્રવૃત્તિધર્મ એટલે કે વ્યવહારધર્મ આપણા કરતાં વધુ સફળ બન્યો છે એમાં જો કાંઈ રહસ્ય હોય તો એક જ છે કે એ પ્રજાઓમાં આપણા કરતાં આત્મસંયમ વધુ છે. આપણા કરતાં જે વધુ આત્મસયમી હોય તેને આપણા કરતાં ચઢિયાતો કહેવો પડે. પ્રજાની મહત્તા તત્ત્વજ્ઞાનનાં પુસ્તકોથી અગર સાધુઓનાં ટોળાં ઉપરથી આંકી શકાતી નથી.

આત્માની વાતો કરનારને આત્મા જાગતો છે કે ઊંઘતો છે એનો ખ્યાલ હોવો જોઈએ. માણસનો આત્મા જાગતો છે એનો અર્થ એટલો જ કે તે આત્માનું માણસજાત ઉપર પ્રભુત્વ છે અને આત્માના નિયંત્રણથી જો મનુષ્યની પ્રવૃત્તિ થાય તો તે પ્રવૃત્તિ સાર્થક બને છે, ફળ પેદા કરે છે. આત્માના નિયંત્રણ

એવો નથી કે આપણી જરૂરિયાત કરતાં વધુ વાપરીને આપણે દેશબાંધવોને લાંઘણ કરાવવા પેદા થયા છીએ.

પૈસો એટલે કે નાણું વધે તેથી અનાજ વધતું નથી. પૈસો વધાર્યાથી નહિ પરંતુ અનાજ વધાર્યાથી દેશની આબાદી છે. ખરો ઉદ્યોગ અનાજ વધારવું તે છે. વેદો અને ઉપનિષદો એ જ કહે છે. ઉપનિષદો કહે છે કે અન્ન એ જ ઇશ્વર છે. આપણે પરદેશથી અનાજ લાવવું ન પડે તેવી સ્થિતિ પેદા કરવી તેનું નામ જ રાષ્ટ્રવ્યાપી સંયમ. એ સ્થિતિ બે રીતે પેદા થઈ શકે: (૧) વધુ અનાજ ઉત્પન્ન કરીને, (૨) પ્રજોત્પત્તિ ઉપર, એટલે કે અનાજના વાપરનારાઓની ઉત્પત્તિ ઉપર અંકુશ મૂકીને. પોતાના આહાર ઉપર અંકુશ રાખવો એનો પણ આમાં સમાવેશ થઈ જાય છે.

અનાજ કેટલું છે તેનો વિચાર કરીને જ બીજી બધી યોજનાઓ કરવી ઘટે. દરેક વ્યક્તિએ પણ પોતાના સંસારની યોજના અનાજની છત–અછત ઉપર કરવી જોઈએ. હાલના સંજોગોમાં પોતાના ઘરમાં અનાજની છૂટ બરાબર રહ્યા કરે એટલા માટે દરેક દંપતીએ બે કરતાં વધુ સંતતિનું ઉત્પાદન ન કરવું જોઈએ. પ્રજોત્પત્તિની બાબતમાં બેધ્યાન રહેવું એ કોઈ પણ આત્મવાન મનુષ્યને છાજતું નથી. વળી વધુ પ્રજા એટલે વધુ માયા. વધુ માયા એટલે વધુ ઉપાધિ. વધુ ઉપાધિ એટલે વધુ વ્યગ્રતા અને વધુ વ્યગ્રતા એટલે વધુ કલેશ. કયો આત્માર્થી મનુષ્ય વધુ કલેશની ઇચ્છા ધરાવી શકે? ભૂમિને પૂછ્યા વિના ભૂમિ ઉપર વધુ ભાર ભરવો તે કોઈ પણ વિચારશીલ મનુષ્યને શોભતું નથી.

આપણે પૈસાદાર હોઈએ તેથી વધુ સંતતિ પોષી શકીએ એ માન્યતા પણ ઊંડા વિચારવાળી નથી. આપણી પાસે પૈસો ગમે તેટલો હશે, પરંતુ દેશની જમીન અને અન્ન બંન્ને મર્યાદિત હોવાથી તે બેની ખેંચ રહ્યા જ કરે. આપણે વધુ અનાજ 'ખરીદીશું' તેથી બીજાને ભૂખે મારીશું જ. પ્રજોત્પત્તિના વધારા જેટલી નવી જમીન અને વધુ અનાજ આપણે પેદા કરી શકતા નથી તો પછી આત્માને પૂછીએ કે વધુ પ્રજોત્પત્તિ કરવી તેમાં અનાજની લૂંટ સિવાય બીજું શું છે? વધુ પૈસાવાળો વધુ અનાજ લૂંટી શકે છે તે સિવાય આનો બીજો કશો અર્થ થતો નથી.

અર્થશાસ્ત્રની કોઈ પણ વાત આત્મશાસ્ત્રથી અળગી પાડી શકાય જ નહિ. અળગી પાડો તો અવળા ચક્કરમાં ભરાઈ જ જાઓ. જેવું અનાજની બાબતમાં તેવું જ મકાનોની બાબતમાં.

આટલા બધાં મોટા અને કિંમતી મકાનોમાં મોંઘો પૈસો વેડફી દેવાની શી જરૂર હશે? આ બધા ઈંટવાડામાં આત્માની કઈ કળા ખીલી છે? સરકાર આ બધા રાજમહેલો બાંધવામાં કયો વટ જોતી હશે? કોની આગળ આપણે આ બધું પ્રદર્શન કરવું છે? પ્રજા તો ગરીબ અને ચીંથરેહાલ છે. એની પાસેથી કરવેરા ઉઘરાવી આ બધી બિહામણી, અવાસ્તવિક અને આલીશાન ઈમારતો બાંધી આપણે શું સાબીત કરવું છે? ગરીબાઈના ઘા ઉપર મીઠું ભરવામાં શો હેતુ હશે?

હકીકત એટલી જ છે, અને તે વહેલી સ્વીકારાય તેવું ઇચ્છીએ કે, આપણે સરકારરૂપે કે પ્રજારૂપે ગમે તે રૂપે ઊભા હોઈએ,

વગરની કોઈ પણ પ્રવૃત્તિ એ કેવળ સ્વચ્છંદ જ છે અને તેથી નિષ્ફળ છે.

પ્રવૃત્તિધર્મનો વિચાર કરીએ તો માણસ અને પશુ વચ્ચેનો આ જ ખાસ ભેદ છે. માણસમાં આત્મસંયમ હોઈ શકે છે, પશુમાં આત્મસંયમ હોઈ શકતો નથી. અગર જો હોય છે તો બહુ અલ્પ હોય છે. પશુ પોતાની વૃત્તિઓનું નચાવ્યું નાચે છે અને તેવી વૃત્તિઓને તાબે રહે છે. માણસ જો ધારે તો પોતાની વૃત્તિઓને તાબે રાખી તેમના સંયમમાંથી યથેચ્છ ફળ પ્રગટાવી શકે છે.

માણસનો આત્મા આ અર્થમાં જ જાગતો ગણાય છે. આ પ્રમાણે તે જાગતો હોવાથી માણસની જવાબદારી પણ ઘણી વધી જાય છે. માણસ પોતે જો સંયમ ગુમાવે છે તો તે માણસ મટી પશુ બની જાય છે. સારનો સાર એટલો કે જેટલો જેટલો સંયમ તેટલું તેટલું પ્રભુત્વ. જે મનુષ્ય આત્મનિગ્રહ વગરનો હોય તે પશુ જ છે. એવો મનુષ્ય કોટ, પાટલૂન ને ટાઈ પહેરે કે ચૂડીદાર પાયજામો ને શેરવાની પહેરે અને મોટરમાં ફરે કે મોટી ખુરસીમાં બેસે તેથી હકીકતમાં કશો જ ફેર પડે નહિ.

હાલનો માનવસમાજ નવ્વાણુ ટકા પશુસમાજ જ છે. ઇંદ્રિયો અને મનના નિગ્રહ વગરનો આ સમાજ પૂંછડું નથી ધરાવતો માટે મનુષ્યસમાજ છે, એ સમજ કાચી છે. સામાન્ય પશુ કરતાં એનામાં વિશેષ બુદ્ધિ હોવાથી એ વધુ ભયંકર બની ગયો છે એટલી જ એની વિશેષતા છે.

આવો મનુષ્યસમાજ અને તેની જરૂરિયાતો અને તે જરૂરિયાતોની તૃપ્તિ ઉપર મુસ્તાક રહેનારું અર્થશાસ્ત્ર અને તેને

ચીલે ચાલતી રાજ્યસત્તા મને તો ભ્રાંતિની મુસાફરી લાગે છે. માણસની જરૂરિયાતો વધી રહી છે કે તેનો પશુભાવ વધી રહ્યો છે તેનો આપણે એકાગ્ર ચિત્તે વિચાર કરવાનો છે.

સ્થૂળ ઉત્પાદન કરવાની ધૂનમાં આપણે સૂક્ષ્મ ઉત્પાદનને વેગળું મૂકયું છે. કાપડ, ઘર અને રેડિયો, એ જો 'જરૂરિયાત' છે, તો આત્મસંયમ એ શું જરૂરિયાત નથી? સંયમથી આત્મશક્તિ અને પ્રભુત્વ વધે છે એ વાતને બરાબર સમજીને જો આપણે સ્વીકારીએ તો મનુષ્યને માટે સંયમ એ સર્વોપરી જરૂરિયાત બની જાય છે.

પરંતુ અત્યારે તો, અને ખાસ કરીને ભારતમાં, એવો વિચિત્ર ખેલ નજરે પડે છે કે મનુષ્યને પોતાને બરાબર ઘડ્યા વગર તેની જરૂરિયાતોને પહેલી ઘડવામાં આવે છે! એ બધી જરૂરિયાતોની બાબતમાં આપણે સ્વસ્થ ચિત્તે વિચાર કરતા નથી. સ્વસ્થ ચિત્તે આપણે વિચાર કરી શકતા નથી કારણ કે સંયમના અભાવે આપણે મનને એકાગ્ર કરી શકતા નથી. કેટલાક દાખલા લઈએ.

અન્ન એ આપણી પ્રાથમિક જરૂરિયાત છે એ વાત સૌ કબૂલે છે. પરંતુ કેટલું અન્ન જરૂરી છે અને કેટલું અન્ન જરૂરી નથી તેનો નિર્ણય દરેકે પોતે કરવાનો છે. ચાર રોટલીની જરૂર હોય છતાં બાર રોટલી ખાવી એનો અર્થ એટલો જ કે બીજા બે માણસોને આપણે રોટલી વગરના રાખવા. વધુ ખાઈ જવું અને ચોરી કે લૂંટ કરવી એ બે કૃત્યોની વચ્ચે મને તફાવત દેખાતો નથી. ઘરમાં જે અન્ન છે તે આપણું છે એનો અર્થ

પરંતુ આત્મચિંતન કરતા નથી. જો આપણે આત્મચિંતન કરતા હોત તો આ બધો નાટારંગ આપણને આનંદ ન આપત. આજે આપણે રાજારૂપે કે પ્રજારૂપે આત્મવાદી રહ્યા નથી, પાટા ઉપરથી ઊતરી ગયા છીએ.

આપણે સમાજવાદની વાત કરીએ છીએ, પરંતુ સમાજવાદને માટે આત્મચિંતન જોઈએ. જે પ્રજામાં સાચી ધર્મબુદ્ધિ હોય તેને સમાજવાદ શીખવવો પડતો જ નથી. સમાજવાદ એ ભારતીય સંસ્કૃતિનું તો પ્રધાન અંગ જ છે. મહાકવિ કાલિદાસે ભારતીય આત્માનો ઉદ્‌ગાર રઘુવંશના પોતાના એક નાના સરખા વાકયમાં રજૂ કર્યો છે: त्यागाय संभृतार्थानाम् । એટલે કે રઘુવંશના રાજાઓ ત્યાગને અર્થે જ સંપત્તિ એકઠી કરનાર હતા.

ત્યાગનું બળ કયાંથી આવે છે? આત્મબળ વગર એ વસ્તુ સંભવે ખરી? માણસમાં પોતાની જરૂરિયાતો વધારવાની તેમ જ ઘટાડવાની બંને શક્તિઓ પૂરેપૂરી વિકસી હોવી જોઈએ. પ્રજાએ ધનસંપત્તિ પેદા કરવી જ જોઈએ. ધનસંપત્તિ વગર ત્યાગની ઉન્નત ભાવના કઈ? ધનસંપત્તિ એ આત્મશક્તિનું જ જો પ્રતિબિંબ નથી તો બીજું શું છે? યુરોપ–અમેરિકાની પ્રજાઓમાં જે છલોછલ ધનસંપત્તિ છે, તે એમની પ્રબળ આત્મશક્તિનું જો પરિણામ નથી તો બીજું શું છે? એ ધનસંપતિ શ્રમ અને સંયમનો મહાયજ્ઞ જ છે. પોતાના વિકાસ સંબંધમાં એ પ્રજાઓ કેટલી બધી જાગતી છે? અર્થતંત્ર એ આખરે તો આત્મતંત્રનું જ પ્રતિબિંબ છે. ભારતમાં ગરીબાઈ છે, કારણ કે ભારતમાંથી આત્મબળ ક્ષીણ થયું છે. આ દેશમાં

વસ્તુઓના ઉત્પાદન કરતાં નાણાંની ઘેલછા વધુ છે. શ્રમ અને સંયમ વગર ઉત્પાદન વધી શકે જ નહિ. ઉત્પાદન વધાર્યા વગર, નાણાં મેળવવાની ઘેલછામાં અને ભીખમાં કશો તફાવત નથી. આપણા સૌને માટે આ પુનર્વિચાર અને પુનર્મૂલ્યાંકનનો સમય છે.



## આગ્રહો, સમાધાન અને પ્રેમ

એક નાની સરખી કેડી ઉપર સામસામા બે માણુસો આવી ઊભા. એક જણ ઉત્તર તરફ જતો હતો અને બીજો જતો હતો દક્ષિણ તરફ. પહેલાનો એવો સિદ્ધાંત હતો, (અગર તો એ સિદ્ધાંત છે એવું એ માનતો હતો) કે ઉત્તરે જવું. બીજાનો એવો સિદ્ધાંત હતો (અગર તો એ સિદ્ધાંત છે એવું એ માનતો હતો) કે દક્ષિણે જવું. બેમાંથી એકકે પાછો જાય નહિ, ફંટાય નહિ. બંને ત્યાં ઊભા રહ્યા અને એકબીજાના સિદ્ધાંતો ઉપર પુષ્પાંજલિ વરસાવવા લાગ્યા. આગળ તો કોઈ જઈ શકતો જ નહોતો, ફક્ત ઉગ્ર ચર્ચા જ આગળ જતી હતી.

આજકાલ સિદ્ધાંતનું આવું થઈ રહ્યું છે. અણુસમજ અને સિદ્ધાંતની વચ્ચે ખાસ ફરક દેખાતો નથી. સત્યને નામે હઠ વધી રહી છે. પોતાના નાના મોટા અહંકારોને મનુષ્ય જો ઓળખતો થાય તો હઠનો ત્યાગ કરી શકે. સત્ય અને હઠ એ બેનો વિવેક કરવો એ વાત સહેલી નથી. આગ્રહોમાં અને વિવાદોમાં જ સત્ય રહેલું છે એવું માનનારા વીસરી જાય છે કે સત્યનું સૌંદર્ય તો નિરાગ્રહ અને નિર્વિવાદમાં રહેલું છે. બુદ્ધ ભગવાન તો એવું કહેતા અને ઝઘડા વહોરવાની ક્રિયાને અસત્ય કહેતા.

મનુષ્ય જો સિદ્ધાંતનો આગ્રહ મૂકી દઈ પ્રેમનો આગ્રહ સેવે તો કેટલા બધા ઝઘડા ઓછા થઈ જાય! સમજુ માણુસ

કદી બાંયો ચઢાવતો જ નથી. નાની સરખી કેડી ઉપર બંને જો સામસામા આવી જાય તો સમજુ હોય તે પહેલો ફંટાઈ જાય. એ વખતે એ એવી જીદ ન પકડે કે ફંટાઈ જવું એ મારો સિદ્ધાંત નથી. આમાં હારજીતનો સવાલ નથી. સવાલ સમજ–અણસમજનો છે.

વિરોધો કરવામાં અને હઠે ચઢવામાં સત્ય રહેલું છે એવો દુરાગ્રહ જીવનના દરેક ક્ષેત્રમાં નજરે પડે છે. જીદ એ અવિચાર જ છે અને મહોબતને બાળીને ભસ્મ કરનારી વસ્તુ છે. પ્રેમભાવનાનો વિકાસ કરવો એ સહુથી મોટો સિદ્ધાંત છે અને અહિંસાની સાચી પ્રતિષ્ઠા પ્રેમના વિકાસમાં રહેલી છે. વાદવિવાદો ઊભા કરવા અને પક્ષાપક્ષીની લીલામાં ઘસડાઈ જવું એ આખી પ્રવૃત્તિને સત્યની ઉપાસના કહેવા માટે મારું મન લલચાતું નથી. એમાંથી દ્વેષ મનદુઃખ ભ્રાંતિ અને અસત્ય જ પેદા થાય છે.

પ્રેમ એ જ સત્ય વસ્તુ છે, જીવનની ધારક તથા પોષક શક્તિ છે. એ એક જ વસ્તુનો જો આપણે આગ્રહ રાખીએ તો બીજા કોઈપણ જાતના સત્યના આગ્રહો નહિ રાખીએ તો ચાલે. પ્રેમથી ઉચ્ચારેલો શબ્દ દુનિયાને તંદુરસ્ત અને તાકાતવાન કરે છે.

પરમાત્માના આ સુંદર સંસારને આપણા નાના મોટા હઠાગ્રહોથી આપણે બગાડી મૂક્યો છે. વાદવિવાદોથી અને આક્ષેપો–પ્રતિ આક્ષેપોથી આપણે શાંત ઉપવનમાં વંટોળ છૂટો મૂકીએ છીએ. કેટલાં બધાં હૃદયો આપણે દુભવીએ છીએ? કેટલી બધી હિંસા એમાં રહેલી છે? એનો કયાં આપણે કશો વિચાર કરીએ છીએ? આપણા આગ્રહોમાંથી સામાના હૃદયમાં કલેશ અને કોપ ઉત્પન્ન થાય એમાં કયો પુરુષાર્થ રહેલો છે?

આવા વિવાદો સત્યના રૂપાળાં નામે કરવા તેના કરતાં મૌન શા માટે ન લેવું? મૌનમાં શું સત્ય નથી રહેલું? મૌનને શું વાચા નથી?

અને સત્યને નામે આ શી બધી વાતો ચાલી રહી છે? કયું સત્ય? કોનું સત્ય? ભગવાન તો હૃદયમાં બેઠો છે અને એણે તો પ્રેમ સિવાય બીજું એક પણ સત્ય બતાવ્યું નથી. માતાના સ્તનોમાં એણે દૂધ મૂકયું છે એમાં ત્યાગ અને સમર્પણનો મંત્ર છે. એ ત્યાગ અને સમર્પણ કયાંથી થાય છે? માતા એવું કહેતી નથી કે હું 'સેવા' કરું છું માતાના પ્રેમનું ઝરણું વહે છે, એનું નામ સત્ય. માતા મિત ભાષિ હોય છે. એનું હૃદય એ જ એની ભાષા છે. એનું નામ સત્ય.

પ્રેમ એ જ સત્ય છે. સત્યનો આગ્રહ એટલે પ્રેમનો વિસ્તાર. પ્રેમમાં અહંકાર અને મમત્વ ન હોય, હોય માત્ર સમર્પણ. પ્રેમની ઉપાસના કરનારે કેવળ નિર્વિવાદી બનવું ઘટે. એણે પક્ષાપક્ષીથી પર થવું જોઈએ. એણે જીદ ન કરવી જોઈએ. આગ્રહી ન બનવું જોઈએ. આગ્રહમાંથી જ અહંકારનો વિસ્તાર થાય છે.

જૈનોની ફિલસૂફી જીવનના પ્રત્યેક વહેવારમાં ઉતારવી જોઈએ. એ ફિલસૂફીનું નામ છે 'સ્યાદ્વાદ.' દરેક માણસ પોતાના એક નાના સરખા ખૂણામાંથી જ સત્યનું દર્શન કરતો હોય છે. એ સત્યને અંતિમ અને અબાધિત સત્ય માની લેવું તે ભૂલ છે, એવું સ્યાદ્વાદ કહે છે. આપણા આગ્રહો એવા ન હોવા ઘટે કે આપણે જોયું તે જ સત્ય. એવો આગ્રહ સેવનારને

જ્ઞાન થતું નથી. સ્યાદ્વાદનો જો અભ્યાસ કરીએ તો આપણામાં સૌમ્ય દૃષ્ટિ જાગે.

જો સાચું જોઈએ તો દરેક જ્ઞાની મનુષ્ય સ્યાદ્વાદી જ હોય છે. આગ્રહો આપણા પોતા પૂરતા ભલે રાખીએ. પરંતુ બીજાઓ પાસે આપણા આગ્રહો રખાવવાની હઠ કદી ન કરવી જોઈએ એવું દરેક સંત પુરુષ કહે છે. હું તો કહું છું કે સ્યાદ્વાદીનો અર્થ જ પ્રેમવાદી. મારો કક્કો જ ખરો એવું જે કહે તે સ્યાદ્વાદી નહિ પણ દુરાગ્રહી. જે ધર્મો, સંપ્રદાયો અને પક્ષોમાં આવાં દુરાગ્રહો પેસે તે બધા કોઈનું ભલું કરી શકે નહિ.

બુદ્ધ ભગવાન તો નિરાગ્રહની સાક્ષાત્ પ્રતિમા હતી. જૈનોનો જેમ સ્યાદ્વાદ તેમ બૌદ્ધોનો મધ્યમ માર્ગ. મધ્યમ માર્ગનું વહેવારુ રૂપ એવું કે કોઈને ક્લેશ ન થાય તેવો ઉકેલ. ગીતાકારે ચિત્તની એવી વૃત્તિને સમાધાનવૃત્તિ કહી છે. સમાધાન એટલે બન્ને પલ્લાં સમતોલ રાખીને રાગ અને દ્વેષની વચ્ચેની લીટી ઉપરથી શાંતિથી ચાલ્યા જવું. આખી હિંદુ ફિલસૂફી સમાધાન ઉપર ભાર મૂકે છે. સમાધાનની ભાવના ચાલી જાય એટલે જ આગ્રહોની ઝુંબેશ શરૂ થાય. આગ્રહોને ગમે તેવાં રૂપાળાં નામ આપીએ તેથી પીત્તળ કદી સોનું બનતું નથી.

આપણું ચિત્ત જ્યારે અતિશયતાઓની વચ્ચેની સમતોલ સ્થિતિમાં રહે ત્યારે જ આપણે તટસ્થતા અને સમભાવપણું કેળવી શકીએ. સત્યનું દર્શન હંમેશા સમભાવમાંથી થાય છે.

અંગ્રેજ પ્રજાનો જો મોટામાં મોટો ગુણ જોઈએ તો એ તેની સમાધાનની ભાવનામાં રહેલો છે. એ ભાવનામાંથી ઉગેલી એમની લોકશાહીની પદ્ધતિ ઘણી સૌમ્ય અને સ્વસ્થ દેખાય છે.

એક જ કુટુંબમાં બાપ રૂઢિચુસ્ત પક્ષમાં હોય, મા લિબરલ હોય અને દીકરો દીકરી લેબર હોય છતાં મતભેદો સહન કરીને જીવન જીવવાની કળા એ લોકોએ હાંસલ કરી છે. જુદા જુદા રાજકીય પક્ષોના માણસોને એકબીજાને ત્યાં સમભાવ અને સ્નેહથી નિમંત્રવામાં આવે અને 'શત્રુદળ' તરીકે જોવામાં ન આવે એ વસ્તુની પાછળ સમભાવ રહેલો છે.

સમભાવમાંથી એક સંસ્કારી પ્રજાને શોભે તેવી વિનયયુક્ત હાસ્યવૃત્તિ પણ અંગ્રેજોને પ્રાપ્ત થઈ છે. પોતાના ઉપર એટલે કે, પોતાનાં મંતવ્યો ઉપર પણ તેઓ હસી શકે છે, એટલું જ નહિ પણ બીજાઓ જો હસે તો તેમાં પોતે ભાગ પણ લઈ શકે છે. અમે જ ડાહ્યા એવું એ લોકો કદી માનતા નથી. એ લોકો એવું માને છે કે, ગાંડા હોવાની સ્વતંત્રતા સહુને છે.

દરેક પ્રકારના અતિશયોની વચ્ચેની મધ્યમ રેખા પકડવી જેથી આપણું મન તટસ્થ શાંત અને પ્રસન્ન રહી શકે. મન જો આવું રહે તો જ આત્માનું એટલે કે, સત્યનું દર્શન કરવા તે શક્તિમાન થાય. મનની નિરાગ્રહી સ્થિતિને જ યોગ કહી શકાય. ડાબે જમણે અને ચોતરફ દોડતી ચિત્તવૃત્તિઓને કાબુમાં રાખીને આગ્રહોની વચ્ચે તેમને સમતોલ રાખવી તે ક્રિયા જ જ્ઞાનમાર્ગ છે. સત્યનો આગ્રહ રાખવાની વાત શીર્ષાસન જેવી છે. ખરી વાત એ છે કે, મનને નિરાગ્રહી કરવાથી જ સત્યનું દર્શન થાય છે. મન જો આગ્રહી કે જીદ્દી બને તો સત્ય કેવું? હઠીલા મનમાં પડેલાં પ્રતિબિંબો વિચ્છિન્ન અને વક્ર હોય છે એટલે સત્યનો સંભવ હોતો જ નથી, એવું મને લાગે છે.

☆

## ૧૭. સરકારનો વિસ્તાર

સરકાર વધતી જાય છે અને પ્રજા પાંગળી બનતી જાય છે. હું તો આ બધાં સરકારી ખાતાંઓનું સ્થાન પ્રજાએ પોતે ઊભી કરેલી વહીવટી સંસ્થાઓને સોંપી દેવાનું પસંદ કરું. એક જ દાખલો લઈએ. કોઈ પણ નગર કે ગામનું પોલીસકામ ત્યાંનાં યુવક–યુવતીઓની જવાબદારી છે. એવાં દરેક યુવક–યુવતીએ અઠવાડિયે એક કલાક પોતાના નગર કે ગામને માટે મફત આપવો જોઈએ. કોઈ પણ નગર કે ગામને ભાડૂતી પોલીસની જરૂર હોવી જ ન જોઈએ. ભાડૂતી પોલીસને લીધે જ યુવાન પ્રજામાં નાગરિકપણાનું અભિમાન જાગતું નથી. સરકારી તંત્રનો જેટલો વિસ્તાર તેટલો નાગરિકતાનો સંકોચ એ સૂત્રની સચ્ચાઈ બાબતમાં મને શંકા નથી.

એવાં તો ઘણાં કામો છે કે પ્રજા પોતે જ જો તે ઉપાડી લે તો સરકાર તદ્દન હળવી, અને તેથી ઓછામાં ઓછી ખરચાળ બની જાય. સહકારની ભાવનાનો ફેલાવો થતાં સરકાર જેવી એક કૃત્રિમ સંસ્થા ઘસાતી ઘસાતી આખરે નામશેષ બની જાય. સાપની કાંચળી જેમ ઊતરી જાય તેમ પ્રજા ઉપરથી સરકાર પણ ઊતરી જાય.

સરકારી ખાતાંઓનો જેટલો વિસ્તાર થાય છે તેટલું સરકાર અને પ્રજા વચ્ચેનું અંતર વધતું જાય છે. પ્રજા જો જાગતી હોય

છે તો સરકાર સંકોચાઈ જાય છે, પ્રજા જો ઊંઘતી હોય છે તો સરકાર ફેલાઈ જાય છે. સરકાર એ સ્વપ્ન છે અને જાગ્રત કાળમાં એ સ્વપ્નનો લોપ થાય છે. સરકાર અને લોકશાહી એ બે સામસામી વસ્તુઓ છે. સરકાર વધે તો લોકશાહી ઘટે અને લોકશાહી વધે તો સરકાર ઘટે. અત્યારે સરકારનો ફેલાવો એટલો બધો થયો છે કે મારી માન્યતા મુજબ આ લોકશાહી નથી.

આપણા કમનસીબે આ યુગ અતિસરકારનો છે. અતિસરકારને લીધે કાયદાકાનૂનો વધી જાય છે. કાયદાકાનૂનો વધતાં ખાતાંઓ વધી જાય છે. ખાતાંઓ વધતાં ખરચા વધી જાય છે. ખરચ વધી જતાં કરવેરા વધી જાય છે. કરવેરા વધી જતાં લાંચરુશવત વધી જાય છે. લાંચરુશવત વધી જતાં સમાજ બગડે છે. માટે હું કહું છું કે સમાજના બગાડનું મૂળ સરકારનો વિસ્તાર છે.

ક્રાંતિ હંમેશાં વિચાર દ્વારા જ આવવી જોઈએ. એવી ક્રાંતિ જ સંગીન હોય. દંડા ઉછાળ્યાથી કે ભાંગફોડ કર્યાથી જેઓ ક્રાંતિનું સર્જન કરવા માગતા હોય તેઓ કદાચ સરકારો બદલી શકે પરંતુ ક્રાંતિ ન લાવી શકે. મતપેટીઓ દ્વારા પણ સરકારો કદાચ બદલી શકાય અને એકની ખુરશી બીજાને આપી શકાય, પરંતુ ક્રાંતિ ન સર્જી શકાય. આજની લોકશાહી ફક્ત ખુરશીઓ બદલાવવાની એક રમત છે.

સરકાર એ આપણી હાલની અવદશામાં એક જરૂરિયાત છે એ વાતનો હું પૂરો સ્વીકાર કરું છું. પરંતુ આપણી એ જરૂરિયાત ઘટાડવામાં આપણું હિત રહેલું છે એવું પણ હું માનું છું. શરીર ઉપરની અતિશય ચરબી જેમ શરીરની તંદુરસ્તી

બગાડે છે તેમ સરકારનો આ અતિશય ફેલાવો પણ આપણા સમાજરૂપી શરીરની તંદુરસ્તી બગાડી રહ્યો છે. મનુષ્ય આજે કેટલો બધો સરકારપરાધીન બની ગયો છે! પશુ જેમ પોતાના પાલક તરફ જોયા કરે તેમ મનુષ્ય આજે સરકાર તરફ જોયા કરે છે. સરકારના વધારા સાથે એના પશુત્વમાં પણ વધારો થઈ રહ્યો છે.



આશ્ચર્યો ઘણી જાતનાં હોય છે પણ આજે લોકશાહીને નામે જે આશ્ચર્ય જોવામાં આવે છે તેને તોલે બીજું કોઈ આશ્ચર્ય નથી.

આજે દરેક માણસ પોતાના હક્કની જ વાત કરે છે, પોતાની ફરજની વાત કોઈ કરતું નથી. આપણને અનુકૂળ વાત ન હોય ત્યારે આપણને હક્ક સાંભરી આવે છે. હક્ક એ સ્વાર્થનું બીજું નામ બની ગયું છે.

લોકશાહીમાં ફરજનું ભાન જો ન રાખીએ તો લોકશાહી અમૃત નથી પણ ઝેર છે. સ્વ–હક્ક, સ્વ–હિત, સ્વ આ, સ્વ તે, એમ બધી સ્વની જ નિરંકુશ લીલા જેવી લોકશાહી છેવટે આપણા સ્વનાશનું દ્વાર બની જશે.

તો પછી લોકશાહીમાં શું હોવું જોઈએ, એ સવાલ ઊભો થશે. હું તો માનું છું કે લોકશાહીમાં ફરજનું ભાન અગ્રસ્થાને હોવું જોઈએ. ફરજ એટલે જ ધર્મ. એ સિવાય ધર્મનો બીજો કોઈ અર્થ થતો જ નથી. જેને ધારણ કર્યાથી આપણું તથા સમાજનું એકંદર હિત થાય તેનું નામ ધર્મ, એવી વ્યાખ્યા મનુ, યાજ્ઞવલ્કય, પરાશર આદિ પ્રખર ધર્માચાર્યો આપે છે. એ બધા સંયમી વિચારકો હતા અને ફકત દીધે રાખનારાઓ નહોતા. એમણે ધર્મશાસ્ત્ર એટલે કે ફરજશાસ્ત્રની રચના કરી તેની પાછળ નક્કર નિરીક્ષણ, ચિંતન અને અનુભવ હતાં. મનુષ્ય સમાજ ફરજના અંકુશથી જ સુખી અને સમૃદ્ધ થશે એવી

એમની પ્રૌઢ વિચારસરણી હતી.

લોકશાહીમાં આમન્યા અને મર્યાદા એ બંને પ્રાણભૂત વસ્તુએ છે. વળી લોકશાહી એ ફકત માથાં ગણત્રી નથી કે નથી ફકત દલીલબાજી, જીભાજોડી કે ગાળાગાળી. લોકશાહી એ દરેક વ્યક્તિને પોતાનો અહંકાર ખેલવાનો અખાડો પણ નથી. લોકશાહી એ આમન્યાશાહી છે, એમાં પણ નેતા, ગુરુ, કે મુરબ્બીને સ્થાપવો પડશે અને સ્થાપીને તેનો શબ્દ પાળવો પડશે. એ રસ્તો આત્મ નિગ્રહનો છે એ વાત જેઓ ન સમજતા હોય તેઓ લોકશાહી નથી સમજતા.

આમન્યા એ આપણી સુંદર અને શિષ્ટ પ્રણાલિકા છે. તેનો જન્મ પ્રેમ અને સપર્મણની ભાવનામાંથી થાય છે, ભયમાંથી થતો નથી. આત્મનિગ્રહવાળા મનુષ્યોજ આમન્યા પાળી શકે છે. અને આમાન્યાવાળા મનુષ્યો જ ફરજનું પાલન કરી શકે છે. જેને આમન્યા નથી તેને હંમેશા હક્કો જ છે.

આપણી આખી ધર્મ ભાવના—આપણું ફરજશાસ્ત્ર—ઈશાવાસ્ય ઉપનિષદના એક નાના સરખા વાકયમાં સમાઈ જાય જાય છે. "તેન ત્યક્તેન ભુંજીથા." એટલે કે, તેનો ત્યાગ કરીને ભોગવજો. શેનો ત્યાગ ? ધનસંપત્તિનો એમ નહિ પરંતુ પોતાના તમામ હક્કોનો. ત્યાગ કરીને જે મનુષ્ય ફરજમાં લાગી જાય છે તે મનુષ્ય જ પોતાને તથા જગતને ઉપયોગી બની શકે છે, એવો એ નાનકડા વાકયનો વિશેષ અર્થ છે. માનવ ધર્મનો આખો ઇતિહાસ હક્કોના ત્યાગનો જ ઇતિહાસ છે. લોકશાહી-પણ હક્કોના ત્યાગમાંથી જ વિકાસ પામે છે. લોકશાહીમાં જો હક્કોની જ વાત હોય તો તે અધર્મ છે, બીજું કાંઈ નથી. અને

અને જો એમ હોય તો એનો સંહાર કરવો એને જ હું તો ધર્મની સ્થાપના કહું. પણ એવો અર્થ હોઈ શકે જ નહિ. હક્કો આપણી અંદર જ રહેલા છે અને ફરજના પાલનમાંથી હક્કો રૂપી નવનીત તરી આવે છે. એટલા માટે ભગવાન જેવા ભગવાને ગીતામાં આપણને કહ્યું કે પ્રવૃત્તિ હક્કને માટે નહિ પણ ફરજને માટે હજો. વેપાર ધંધો, રાજકારણ, તમામ વહેવાર ધર્મથી વિરુદ્ધ ન હજો, પણ ધર્મથી જોડાયલા હજો.

શિષ્ટાચાર અને શિસ્તો એ બે વસ્તુઓ વ્યક્તિની સ્વતંત્રતાની રુકાવટ કરનારી નથી પરંતુ વિકાસ કરનારી છે, એવું જે લોકો બ્રિટીશ રાજ્યબંધારણના અભ્યાસીઓ છે તેઓ સમજી શકશે. લોકશાહીનો વિકાસ ફરજના પાલનમાંથી થયો છે અને શિષ્ટાચાર અને શિસ્તો ફરજે અને આમાન્યાના પાલન ઉપર ભાર મૂકે છે. પક્ષની આમન્યા, પક્ષના નેતાની આમન્યા, પોતાના મતભેદો શમાવી દેવાની કળા, બધાના હિતનો તથા હક્કોનો સમગ્ર વિચાર, એ બધી વસ્તુઓ લોકશાહી રાજકારણમાં અનિવાર્ય બની જાય છે.

લોકશાહીનું બીજું આશ્ચર્ય તે ફરિયાદો. આજે લોકશાહી જાણે ફરિયાદશાહી બની ગઈ છે. લોકો એમ માનતા લાગે છે કે આપણું કામ સરકારની સામે ફક્ત ફરિયાદો કરવાનું છે. હકીકત એવી છે કે ફરિયાદોનું મૂળ લોકોની અંદર જ રહેલું છે. લાંચ રૂશ્વત લેવાય છે તેને આપનારા લોકો પોતે જ છે. લોકો લાંચ આપે છે, અમલદારો લાંચ લે છે અને સરકાર અધ્ધર લટકતી રહી જાય છે. લોકો અને

અમલદારો વચ્ચેની આ અપવિત્ર ભાગીદારીનો અંત સરકાર શી રીતે લાવી શકવાની છે? તમારાં ઘરની ગોળીમાં હું ઝેર રેડું અને પછી ફરિયાદ કરું કે તમે ઝેર પીવડાવો છો એના જેવો આ ઘાટ છે.

હું તો કાયદાના કડક પાલનમાં અને સખત શિક્ષામાં માનનારો માણસ છું. બ્રિટનમાં કાયદાઓ તરફનું માન અને દૈનિક જીવનમાં જે પ્રમાણિકતા નજરે પડે છે તેનું કારણ શું? બ્રિટિશ પ્રજામાં શિક્ષાનું ધોરણ કડક છે અને પાલન પણ કડક છે. આજથી ફક્ત એક જ સૈકા ઉપર એક તદ્દન નજીવા ગુના માટે પણ ત્યાં કંપારી છૂટે એવી શિક્ષાઓ થતી. એના પરિણામે આખી પ્રજામાં કાયદાઓ પ્રત્યે માન-બુદ્ધિ પેદા થઈ અને વારસામાં ઊતરી આવી.

વાતનો સાર જણાવું. લોકશાહી ક્યારે વિકસે? જો પ્રજાનો જીવનવ્યવહાર સંયમ અને આત્મનિગ્રહના રસ્તે હોય તો. પક્ષોમાં દૈવત ક્યારે આવે? પ્રજામાં દૈવત હોય તો. રાજકીય પક્ષો જો ફક્ત દોષદર્શનમાં જ લાગી જશે તો લોકશાહી નહિ ટકે. ચૂંટણીઓ આવી લાગી છે. દરેક પક્ષે પોતાનો મત સંયમ અને સચ્ચાઈથી રજૂ કરવાનો છે. સત્તારૂઢ પક્ષની ટીકાઓ કર્યાથી કે તેને ગાળો ભાંડ્યાથી કામ નહિ સરે. લોકો સામો સવાલ પૂછશે કે એમના દોષો એ શું તમારા દોષો નથી? આપણા સહુના દોષો નથી? સવાલ એમને કાઢવાનો નથી, આપણા સહુના દોષોને કાઢવાનો છે. અને એ કામ કોઈ પણ રાજકીય પક્ષથી થઈ શકે તેવું નથી. તો પછી આ બધો રાજકીય વિરોધ ભ્રાંતિની મુસાફરી છે. ✿

સોવિયેટ સેનાધિપતિ શ્રી. મેલિનોવસ્કી બોલ્યા કે, 'જો યુદ્ધ થશે તો રશિયાનો વિજય થશે અને મૂડીવાદનો સદાને માટે સંહાર થશે.'

શ્રી. મેલિનોવસ્કીના શબ્દો સાંભળીને કયા વિચારશીલ માણસને સંસાર અસાર અને મિથ્યા નહિ લાગે? પચાસ મેગાટનનો પેલો ભયંકર બૉંબ કરોડો માણસોનો તથા પશુપંખીઓનો અને લાખો ચોરસ માઈલ પૃથ્વીનો નાશ કરશે. કરોડો માણસોનો સંહાર કર્યા પહેલાં એ બૉંબ એમને પૂછવા નથી જવાનો કે તમે મૂડીવાદી છો કે સામ્યવાદી છો! મૂડીવાદ અને સામ્યવાદ એ બધું તો મનુષ્યના મગજમાં રહેલું છે, બૉંબને એનો સંબંધ નથી.

આ ભયંકર બૉંબગોળા મૂડીવાદી દેશોના મૂડીદારોના મહેલો તથા એમની પેઢીઓ ઉપર જ પડવાના છે એવું નથી. કરોડો સામાન્ય મનુષ્યોનાં ઘરો ઉપર પણ પડવાના છે. મેલિનોવસ્કી સાહેબ આનો શો જવાબ આપશે? રશિયા ગયેલા શ્રી. અજય ઘોષ તથા અહીં બેઠેલા શ્રી. રણદીવે વગેરે ભાઈઓ આનો શો જવાબ આપશે? સિગારેટનાં ઠૂંઠાં ફૂંકતા ફૂંકતા તમે બંધુઓ તમારી ભયંકર થીયરીઓ અને થીસિસો લખો છો, તે આનો શો જવાબ આપો છો?

યુદ્ધ થશે ? લક્ષણ તો બધાં એવાં લાગે છે. શ્રી. ક્રુશ્ચોવ કે શ્રી. કેનેડીના હાથની વાત એ રહી હોય એવું લાગતું નથી. ટેટો તૈયાર છે, પલીતો ચંપાયો નથી. બેમાંથી કોણ પહેલો પલીતો ચાંપવા માટે નિમિત્ત બનશે તે તો ભગવાન જાણે. રશિયા કે અમેરિકાને યુદ્ધ જોઈએ છે એવું નથી, પણ ભયને લીધે કોનું મગજ પહેલું અસ્થિર થાય છે તેના ઉપર બધો આધાર છે. યુદ્ધ કોઈને જોઈતું નથી પણ સંહારશક્તિ આગળ કોઈ પામર મનુષ્યનું ઉપજતું નથી. સંહારશક્તિ સામ્યવાદ અને મૂડીવાદ બંનેને પોતાની વિકરાળ દાઢમાં લેવા માગે છે. ક્રુશ્ચોવ, કેનેડી, આયુબ, ચાઉ ફ્રાઉ હાઉ, બધાને એ મહાશક્તિ સ્વાહા કરવા તૈયાર થઈ છે. પૃથ્વી ઉપરનો ભાર ઓછો કરવાની તાકાત માટીનો માણસ ધરાવતો નથી, એ તો ભાર વધારી જ શકે છે. ભાર ઓછો કરવાની શક્તિ માલિકના હાથમાં જ છે.

મૂડીવાદ અને સામ્યવાદ આપણો નશો છે. કામ અને ક્રોધ એ બે વૃત્તિઓનાં એ સ્વરૂપો છે. આધ્યાત્મિક રાહ જેમણે લીધો છે તેઓ કહે છે કે આત્મસંયમ વગર અંધારું જ છે. એ અંધારાને મૂડીવાદ કહો, સામ્યવાદ કહો, લોકશાહી કહો, દિલ ચ્હાય તે કહો, પણ તેથી હકીકતમાં જરા પણ ફેર પડતો નથી.

ઋષિઓ કહે છે કે શાંતિ અને પ્રેમ એ હૃદયમાં ઘૂંટેલા સમભાવનું ફળ છે. સમભાવ હંમેશાં આત્મનિગ્રહથી આવે છે. મનુષ્ય જ્યારે નિગ્રહી બને છે ત્યારે તે વિશિષ્ટ બને છે. માનવમાંથી વિશિષ્ટ માનવ કરવાની તાકાત, નથી મૂડીવાદમાં કે નથી સામ્યવાદમાં. માનવ જ્યાં સુધી પોતાની સંયમશક્તિથી વિશિષ્ટ ન બને ત્યાં સુધી તે પશુ જ છે. પોતાની જરૂરિયાતો

વધારી મૂકવાથી પશુતા વધી જ જશે એમ ઋષિઓ તો જરા પણ સંદેહ વગર કહે છે.

ઋષિઓની વાતો ખોટી છે એવું કહેનારાઓ કેવળ પાર્થિવ ભૂમિકામાં છે. પડદા પાછળ તેઓ જોઈ શકતા નથી. એટલે યુરોપ અમેરિકાની ઢબની પાર્થિવ સંસ્કૃતિની ઝાકઝમાળથી અંજાઈ જાય છે. તેઓ ભૂલે છે કે પાર્થિવ જીવન એ તો સપાટી ઉપરની વસ્તુ છે. સપાટી ઉપર આપણને શાંતિનો અનુભવ કદાપિ થતો નથી. મૂડીવાદ, સામ્યવાદ અને એવા તેવા અવનવા શબ્દો હેઠળ ચાલતી આ બધી ધાંધલ, સપાટી ઉપરની વસ્તુઓ છે. આશ્ચર્યની વાત છે કે સમજુ માણસો પણ આ વસ્તુઓમાં મોહ પામી એમને ધર્મનું સ્વરૂપ આપી દે છે. અંતરમાં ઊંડા ઊતરીને પૂછો કે, સામ્યવાદમાં તે કયો સિદ્ધાંત છે? મૂડીવાદમાં તે કયો સિદ્ધાંત છે? રજોગુણ અને તમોગુણની આ લીલાઓમાં મનુષ્યને અંધ કરી તેનો વિનાશ કરવા સિવાયનો બીજો કયો સિદ્ધાંત છે?

અણુશસ્ત્રોનો સંચય કરવામાં જો શક્તિ છે તો એ શસ્ત્રોનો ત્યાગ કરવામાં વધુ શક્તિ છે. ઋષિઓ પૂછે છે કે મોહનો વધારો કરવો તેનું નામ શક્તિ કે મોહનો ઘટાડો કરવો તેનું નામ શક્તિ?

પૃથ્વી ઉપર યુદ્ધ ફાટી નીકળશે અને કરોડો મનુષ્યોનો સંહાર થશે એનો શોક કરવો તે પણ મોહ જ છે. મનુષ્યનું શરીર એના હાથમાં નથી, કુદરતના હાથમાં છે. મનુષ્યના હાથમાં સંયમ સિવાય બીજું કાંઈ જ નથી. પૃથ્વી ઉપર સંહારનું પ્રચંડ મોજું ફરી વળશે તેમાં શોક કરવાનું કાંઈ પ્રયોજન નથી. ઈશાવાસ્ય ઉપનિષદના મહર્ષિએ તો હજારો વર્ષો

ઉપર અમર શબ્દો ઉચ્ચાર્યા છે કે, "સંભૂતિ અને વિનાશ બંનેને જે મનુષ્ય સમતાથી સાથે સાથે જુએ છે તે મનુષ્ય મૃત્યુની પાર જઈ અમરતાનો આસ્વાદ લઈ શકે છે."

મહર્ષિના શબ્દોનું તાત્પર્ય એ છે કે પાર્થિવ વૃત્તિઓની પારનો જે પ્રદેશ છે તે જ શાશ્વત જીવનનો પ્રદેશ છે. જે મનુષ્ય પાર્થિવ શરીરની આળપંપાળ અને જરૂરિયાતો પાછળ જ પોતાનો સમય ખરચી નાખે છે તેને પોતાનો સમય ટૂંકો અને અધૂરો લાગે છે, તેને સદા મૃત્યુનો ભય હોય છે. જે મનુષ્યને પાર્થિવ શરીર અને તેની જરૂરીઆતોનો મોહ નથી તેને કાળનો ભય નથી. કાળનું ભાન તો દુન્યવી ભોગો ઉપર નભેલું છે. આત્માના પ્રદેશમાં નથી કાળ, નથી મૃત્યુ.

મેલિનોવસ્કીના બૉંબની સામે આપણે શેનું રક્ષણ કરવું છે? શરીર તો કાળને સ્વાધીન જ છે અને મેલિનોવસ્કીના બૉંબથી કે મ્યુનિસિપાલિટીની બસથી ગમે તે નિમિત્તે ગમે ત્યારે પંચમહાભૂત છૂટું પડી જતાં એને માટે "મૃત્યુ" શબ્દ વપરાવાનો છે. હું તો એવું માનું છું કે, બૉંબ નાખવો કે ન નાખવો એમાંની એકકે વાત ક્રુશ્ચોવ કે કેનેડી કોઇના હાથમાં નથી, બંને કાળના કિંકરો છે.

સર્વશ્રી ક્રુશ્ચોવને તથા કેનેડીને હું એક ભારતવાસી તરીકે કહું છું કે, અમારા ભારતવાસીઓને મન તો જીવન અને મૃત્યુ બંને વસ્તુઓ ભગવાનની કૃપાનો પ્રસાદ જ છે. જીવન સાચી વસ્તુ છે અને મૃત્યુ ખરાબ વસ્તુ છે એવું અમારા ઋષિ મુનિઓએ અને સંતોએ અમને શીખવ્યું નથી. એમણે અમને એવું શીખવ્યું છે કે બંને વસ્તુઓ સરખી છે અને બંનેમાંથી

એકકે હર્ષ–શોકનો વિષય જ નથી. શ્રી મેલિનોવસ્કી બૉંબ નાખશે તો પણ બધા મરવાના છે અને નહિ નાખે તો પણ બધા મરવાના છે. મનુષ્યોના મરણ ઉપજાવવા તમે લોકો આટલો બધો કરોડો અને અબજો રૂપિયાનો ખર્ચ શા માટે કરો છો? કુદરત એ કામ વગર ખરચે કરવાની જ છે. અમારે મન ઈશ્વર એ મહત્ત્વની વસ્તુ છે. એની ઇચ્છા એ જ અમારો આનંદ છે. એનાથી ભિન્ન એવો એક પણ પદાર્થ અમે જોતા નથી. અમે એના સ્મરણ અને ચિંતનમાં જ અમરતાનું દર્શન કરીએ છીએ. એના સિવાય જ્યાં બધું જ ક્ષણભંગુર છે ત્યાં કોનો બૉંબ ક્યાં, ક્યારે અને કેમ પડશે એની અમને ફિકર નથી.



સત્યને લઘુમતી શી અને બહુમતી શી? ધર્મ જો સત્ય વસ્તુ હોય તો તેને નથી લઘુમતી કે નથી બહુમતી. ધર્મ એ માણસનું શાંતિ માટેનું સાધન છે અને સદા રહેશે. એની આજુબાજુ પક્ષ કે વાડો બાંધવો તેનું નામ અસત્ય, તેનું નામ અધર્મ.

આપણા રાજકારણમાં ધર્મનો જે દુરુપયોગ થઈ રહ્યો છે તેને કોઈએ ટેકો ન આપવો જોઈએ. રાજકારણ દરેક ધર્મ તથા કોમના માણસોના આર્થિક તથા સામાજિક પ્રશ્નો સાથે સંબંધ ધરાવે છે. હિંદુ, મુસલમાન, પારસી, ખ્રિસ્તી બધાને મોંઘવારી, કરવેરા, વસવાટની હાડમારી સરખાં જ લાગે છે. માલ સામાનની તંગી સરખી જ વેઠવી પડે છે. કેળવણી તથા આરોગ્યના સવાલો સરખા જ મુંઝવે છે, તો પછી હિંદુ સભા શા માટે અને મુસ્લિમ લીગ શા માટે? હિંદુને માટે ઘી, તેલ અને અનાજ, જો સસ્તાં થવાનાં હોય અગર બીજી કોમો માટે સસ્તાં થવાનાં હોય તો જુદી વાત છે.

રાજકારણ એ આખરે તો વહીવટનો સવાલ છે અને વહીવટ કંઈ કોમવાદ થવાનો નથી તો પછી કોમી પક્ષોનો અર્થ જ નથી. આ બધા કોમી પક્ષો આપણા જાહેર જીવનની ગાડી ઊંધે પાટે ચઢાવી રહ્યા છે. રાજકારણ જો મંદિરો કે

મસ્જિદો બાંધવાની અગર તોડવાની વાત કરતું હોય તો આવા પક્ષોને સ્થાન છે, તે સિવાય સ્થાન નથી.

આગામી ચૂંટણીમાં લોકોએ કોમી પક્ષોને કહી દેવું જોઈએ કે તમે નાહક ડખો ન કરો અને આઘા જાવ. તમારી પાસે જો અમારે મંદિરો કે મસ્જિદો બંધાવવાં હશે તો અમે આવીશું. પણ આ બધી વિધાનસભાઓમાં અને લોકસભામાં તમારે જવાનું પણ પ્રયોજન નથી અને અમારે તમને મોકલવાનું પણ પ્રયોજન નથી.

આપણું રાજકારણ હજી વિકાસ પામ્યું નથી એને કારણે આવા કોમી પક્ષો ફૂટી નીકળે છે. ભારતના લોકો આઝાદી પછી આજે પંદર વર્ષ બાદ પણ જો એમ માને કે રાજકારણ હિંદુ, મુસલમાન, પારસી, ખ્રિસ્તી છે તો જાણવું કે આપણે મધ્યયુગમાં જ છીએ.

ભારતમાં હિંદુ ધર્મ પાળનારાઓ એંસી ટકા છે. એમનો હિંદુ ધર્મ જોખમમાં નથી. મતદારો તરીકે તેઓ બહુમતીમાં છે. દેશના વહીવટમાં પણ તેઓ બહુમતીમાં છે. હિંદુ ધર્મ કે હિંદુ કોમ ઉપર કશું આક્રમણ નથી. લોકસભામાં હિંદુઓની બહુમતી છે, વિધાનસભાઓમાં તેમની બહુમતી છે, વહીવટી તંત્રમાં તેમની બહુમતી છે, તો પછી 'હિંદુ રાજ્ય' કરીને હિંદુઓને શું વધારે મળવાનું છે તે સમજી શકાતું નથી.

હવે લઈએ ભારતમાં ઈસ્લામ ધર્મ પાળનારાઓ. તેઓ લઘુમતીમાં છે. તેઓ ગમે તેવા અને ગમે તેટલા કોમી પક્ષો સ્થાપે પણ એ પક્ષો કદી બહુમતીમાં આવવાના નથી. તો પછી નાહક નાના બનવાની જરૂર શી? હિંદુઓથી 'અલગ' પડીને

લોકશાહીમાં તેઓ મેળવવાના શું છે? સરકાર સ્થાપવી હશે તો હિંદુઓના મત મેળવવા પડશે અને એમના મત મેળવીને 'મુસ્લિમ રાજ્ય' શી રીતે સ્થપાશે?

અને 'હિંદુ રાજ્ય' સ્થાપીને પણ પ્રશ્નો તો આખરે એના એજ કે બીજા? મોંઘવારી, બેકારી, કરવેરા, યોજનાઓ, નહેરો, રસ્તા, મકાનો વગેરે વગેરે. 'મુસ્લિમ રાજ્ય' સ્થાપીને પણ પ્રશ્નો તો એના એજ કે બીજા? હું હિંદુ બનું કે મુસલમાન બનું કે પારસી બનું પણ તેથી ઘી, તેલ, અનાજ, કાપડ, મકાન એમાંનું કશું સસ્તું થવાનું નથી. તો પછી રાજકારણમાં હિંદુ મુસલમાનના લેબલો મારો તેનો કશો અર્થ નહિ. વહેવારના સુખદુઃખો અમુક ધર્મ પાળ્યા કે પળાવ્યાથી વધતાં કે ઘટતાં નથી પણ આપણી વહીવટની રીતરસમથી તથા મહેનતથી વધે-ઘટે છે.

રાજકારણમાં ધર્મની ભાવના હોવી જોઈએ. પણ ધર્મનું લેબલ એટલે કે કોમ ન હોવી જોઈએ. ધર્મની ભાવના એટલે દરેકને મદદ કરવી, હિંસા ન કરવી, સમાજની ખાતર ભોગ આપવો, કરવેરારૂપી ચોરી ન કરવી, રાજ્યને વફાદાર રહેવું, લાંચરુશ્વત ન આપવી-ન લેવી, આ બધા સિદ્ધાંતો પાળવા એનું નામ ધર્મ. એમને હિંદુ કહો કે મુસલમાન કહો તેમાં કશો ફેર ન પડે.

આપણો રાજકીય વિકાસ જેમ જેમ થતો જશે તેમ તેમ આપણા રાજકારણમાંથી કોમવાદ આપોઆપ ચાલ્યો જશે. રાજકીય વિકાસ કરવો એ જવાબદારી ભણેલાઓની છે અને રાજકીય પક્ષોમાં ભણેલા અને વિચારશીલ માણસોની વધુ ભરતી

થાય તે જોવાની ફરજ દરેક રાજકીય પક્ષની છે. જે મનુષ્ય કેળવાયેલો નથી અને સાંગોપાંગ વિચાર કરી શકતો નથી તે મનુષ્ય જ સાધારણ રીતે ઝનૂની હોય છે. કેળવાયલા માણસો ઝનૂની નથી હોતા એમ નહિ પણ કેળવણી માણસના ઝનૂનને તથા આવેશને કમી કરે છે, તથા સન્માર્ગે વાળે છે, એ વાત સ્વીકારવી જોઈએ, રાજકીય પક્ષોએ તો ખાસ સ્વીકારવી જોઈએ.

મનુષ્યની માનસિક કેળવણીમાં આધ્યાત્મિક વિચાર બહુ અગત્યનો ભાગ ભજવે છે એવું હું માનું છું. રાજકારણમાં પડેલા જે મિત્રો આધ્યાત્મિક વસ્તુને નિરુપયોગી અગર ગૌણ માનતા હોય તેઓ ભૂલ કરે છે. મનુષ્ય જ્યાં સુધી આધ્યાત્મિક માર્ગે નથી હોતો ત્યાં સુધી તેના રાગદ્વેષો કાબુમાં નથી હોતા, તેના વિચારો પણ સાંગોપાંગ નથી હોતા. આધ્યાત્મિક ચિંતન વગરનો માણસ અંગત લાભ તથા ગેરલાભથી દોરવાઈ જાય છે, ટૂંકા રસ્તા લેવા લલચાય છે. આપણે બધા સંતો ભલે ન હોઈએ પણ સંતોનાં મૂલ્યોને સમજવાની તીવ્ર ઇચ્છાવાળા તો હોવા જોઈએ. એ મૂલ્યોની અવગણના કરવાથી કે ઉપહાસ કરવાથી બેસવાની ડાળ કાપી નાખીશું એ વાત રાજકારણમાં જો ન વીસરીએ તો સારું.

કોંગ્રેસમાં ગાંધીજી જેવા સંતે આત્મનિરીક્ષણની આધ્યાત્મિક વાત આણી એટલે એની બોલબાલા થઈ. સત્યનો અર્થ આત્મામાં ઊંડા ઊતરવું તે. હું કેવો છું? મારા દોષો કેવા છે? હું કેટલું અસત્ય બોલું છું? હું કેટલા કાવાદાવા કરું છું? શા માટે હું આ કાવાદાવા કરું છું? શા માટે મારી પ્રેમભાવના કડવી

બને છે? ખુરશીનો મોહ મને છે કે નથી? જો છે તો એ મોહને જીતવા માટે હું પ્રયત્ન કરું છું કે નહિ?

આ બધા સવાલો ઊઠવા તેનું નામ આત્મમાર્ગની તૈયારી. એ સવાલો ઉકેલવાનો પ્રયત્ન કરવો તેનું નામ આત્મમાર્ગ ઉપર આગેકૂચ. એ સવાલો ઉકેલીને સફળ થવું તેનું નામ આત્મસિદ્ધિ. રાજકારણ ભલે વ્યવહાર શાસ્ત્ર છે, પણ આત્માના ભાન વગરનો કોઈ પણ વ્યવહાર સુખ અને ફળસિદ્ધિ લાવતો નથી.

હું એવું માનું છું કે, ચૂંટણીનો પ્રસંગ આપણી આત્મશુદ્ધિનો પ્રસંગ બનવો જોઈએ. સામાના દોષો જોવા કે જોવડાવવા તેનો કશો અર્થ જ નથી. ઠઠ્ઠા મશ્કરીને વાંધો નહિ પણ ડંખ ન હોવો જોઈએ.



## ૨૧. સત્ય, સદ્‌ગુણ અને રાજકારણ

મનુષ્ય સમાજની ઉન્નતિ રાજ્ય વિના થતી નહિ હોવાથી જે મનુષ્યો રાજકારણથી દૂર રહે છે તે પોતાની ફરજ ચૂકે છે. રાજકારણ એ ખરાબ વસ્તુ નથી, પણ મનુષ્યો સત્ય અને સદ્‌ગુણને નેવે મૂકીને એને ખરાબ કરી મૂકે છે. સોક્રેટીસ, પ્લેટો અને એરિસ્ટોટલ તો એવું માનતા અને તેટલા માટે સદ્‌ગુણના વિકાસ સાથે રાજકારણની સિદ્ધિ થાય છે એવું કહેતા.

આજથી અઢી હજાર વર્ષ ઉપર ગ્રીસમાં સોક્રેટીસ નામનો એક મહાન તત્ત્વવિચારક પાકયો. એણે મનુષ્યના જીવનની મીમાંસા કરી અને રાજકારણને મનુષ્યના સંઘજીવનનું ઉત્તમ સાધન ગણી તેનું ઘડતર સદ્‌ગુણના પ્રચાર અને વિકાસ સાથે કરવાનું કહ્યું. સોક્રેટીસના પ્રહારો તેના જમાનાના જડવાદી અને નિરીશ્વરવાદી 'સોફિસ્ટો' ઉપર હતા. એ સોફિસ્ટો આપણા ચાર્વાકો જેવા હતા. તેઓ કહેતા કે નીતિ અને ધર્મ જેવું કાંઈ છે નહિ, બળ એ જ નીતિ અને ધર્મ છે. કાયદો એ માત્ર જંગી શક્તિ જ છે, અને તેના આધારે નીતિ અનીતિ પેદા થાય છે.

સોફિસ્ટોની તકવાદી ફિલસૂફીને સોક્રેટીસે ઊધડી લીધી અને સફળતાથી તેમનો સામનો કર્યો. એના વિચારો કેવા હતા એ સમજવા માટે આપણે એના અખર શિષ્ય પ્લેટોનાં પુસ્તકો જોવાં જોઈએ. પ્લેટોએ પોતાના ગુરુ સોક્રેટીસના ચરણે બેસી જ્ઞાન સંપાદન કર્યું અને એથેન્સની તે કાળની લોકશાહીએ સોક્રેટીસને

ઝેર આપી તેની હત્યા કરી. પછી પ્લેટોએ એથેન્સ છોડયું અને છેવટે આઠ વર્ષના પર્યટન પછી પોતે ફરી એથેન્સ આવ્યો અને પોતાના ગુરુના તત્ત્વવિચારોના શિક્ષણ સારુ તેણે 'એકેડમી' સ્થાપી.

પ્લેટોએ પોતાના તત્ત્વવિચારો 'સંવાદો'ના નામથી રજૂ કર્યા છે અને તેમાં પોતાના ગુરુ સોક્રેટીસનાં તત્ત્વચિંતન ઉપર પ્રકાશ પડે છે. પ્લેટોના રાજકીય વિચારોનો સાર નીચેના ત્રણ મુદ્દાઓમાં સમાઈ જાય છે:

(૧) માનવ જાતનું આખરી ધ્યેય સદ્‌ગુણનો વધારો કરવામાં રહેલું છે.

(૨) સદ્‌ગુણ અને જ્ઞાન એકબીજા ઉપર આધાર રાખનારી વસ્તુઓ છે.

(૩) સદ્‌ગુણનો વધારો કરવા માટે મનુષ્યે બુદ્ધિને કેળવવી પડે છે. રાજ્યસત્તા સદ્‌ગુણીના હાથમાં જ રહે તે માટે પ્રયત્નશીલ રહેવું ઘટે.

પ્લેટોના 'રીપબ્લિક' નામના પુસ્તકમાં તેના જમાનાની મિથ્યા લોકશાહી તથા મિથ્યા રાજાશાહી ઉપર પ્રબળ પ્રહારો છે. એના કહેવા પ્રમાણે એથેન્સમાં બુદ્ધિભ્રંશ થવાથી સદ્‌ગુણોમાં ઓટ આવી હતી અને એવા રાજકારણથી પ્રજાનો વિનાશ થઈ રહ્યો હતો. એણે એમ પણ કહ્યું કે, રાજકારણમાંથી જો સંયમી અને સદ્‌ગુણી મનુષ્યો સંન્યાસ લેશે તો પોતાની ફરજ ચૂકયા ગણાશે. સદ્‌ગુણનો વધારો આત્મનિગ્રહથી થાય છે, માટે માણસે ક્ષણે ક્ષણે જાગતા રહી આત્મનિગ્રહ કરતાં રહેવું જોઈએ. જે મનુષ્યોમાં આત્મનિગ્રહ નથી હોતો, ત્યાગની પ્રબળ શક્તિ નથી

હોતી, તે મનુષ્યો જ રાજકારણને બગાડે છે અને રાજ્યને પોતાના અંગત લાભનું હથિયાર બનાવે છે.

એટલા માટે પ્લેટો ગ્રીક સમાજને ત્રણ વિભાગમાં વહેંચી નાખે છે: (૧) આત્મનિગ્રહવાળા તત્ત્વચિંતકો (૨) યોદ્ધાઓ, (૩) કારીગરો અને વેપારીઓ. આ ત્રણ વિભાગો માનવ જીવનના શ્રેય અર્થે છે. તેમની વચ્ચે સ્પર્ધા કે સંઘર્ષ નહિ પણ સહકારની ભાવના હોવી જોઈએ.

પ્લેટોના વિચારો ઉપર ભારતીય તત્ત્વવિચાર તથા સમાજ રચનાની મોટી અસર હતી એવું ઇતિહાસકારો માને છે. શક્તિ હંમેશાં સંયમમાંથી એટલે કે આત્મનિગ્રહમાંથી જન્મે છે એ તત્ત્વવિચાર ઉપનિષદ કાળનો છે. વળી, સમાજની રચના ચાર વિભાગમાં આપણે ત્યાં કરવામાં આવી છે, તેની અસર પણ પ્લેટો ઉપર સ્પષ્ટ છે.

પ્લેટો કહે છે કે, તત્ત્વચિંતકો અને યોદ્ધાઓ પાસે માલ-મિલકત ન હોવાં જોઈએ અને તેમનો વ્યવહાર રાજ્ય તરફથી ચાલવો જોઈએ. તેવી જ રીતે આપણે ત્યાં પણ બ્રાહ્મણોને માલ-મિલકતના મોહથી દૂર રહેવા કહ્યું છે. પરિગ્રહ જેટલો ઓછો તેટલો પક્ષપાત ઓછો. આપણે ત્યાં રાજાઓ રાજ્ય ચલાવતા હતા તે પોતાના હિત અર્થે નહિ પણ પ્રજાના રક્ષણ તરીકેનો ધર્મ સમજીને પરિગ્રહ વિનાના ઋષિઓના આદેશ પ્રમાણે ચલાવતા હતા.

પ્લેટોનો શિષ્ય હતો એરિસ્ટોટલ. તે હતો મહાન તત્ત્વચિંતક. તેનો શિષ્ય વિશ્વવિખ્યાત સિકંદર બાદશાહ હતો. પ્લેટો અને એરિસ્ટોટલના વિચારો વચ્ચે ધ્યાન ખેંચે તેવો ફરક એ હતો કે પ્લેટો

તત્ત્વચિંતકો તથા યોદ્ધાઓ માટે અંગત માલ મિલકતમાં માનતો નહોતો, જ્યારે એરિસ્ટોટલ માનતો કે કુટુંબ અને મર્યાદાસરની માલમિલકત માનવસમાજનો વિકાસ કરનારી વસ્તુઓ છે. તે સિવાય, રાજકારણના વિચારોમાં પોતે પ્લેટોની સાથે છે.

એરિસ્ટોટલના મતે સ્વભાવથી જ મનુષ્ય એ રાજકારણી પ્રાણી છે. એનો આ વિચાર ઘણો સૂક્ષ્મ છે. એના કહેવા પ્રમાણે રાજ્ય એ કુટુંબનું આખરી રૂપ જ છે, અને કૌટુંબિક ભાવના મનુષ્યના સ્વભાવમાં રહેલી છે. પ્રાણીમાત્રને આ ભાવના વારસામાં ઊતરી આવેલી છે એટલે માનવ પ્રાણીને રાજકારણી અભિલાષા હોવી તે એનો સ્વભાવ છે. મનુષ્ય જેમ બુદ્ધિમાં આગળ જશે તેમ તેમ રાજ્યકારભારમાં વધુ ને વધુ જાગતો રહેશે. રાજકારણમાં પોતાની ઇચ્છા અનિચ્છા ઉપરાંત સહુનું એકંદર હિત અહિત પણ પોતે જોતો થશે.

આ બધી સમાલોચનાનો સાર શો? સાર એટલો જ કે કોઈ પણ મનુષ્યે પોતાના દેશના તથા વિશ્વના રાજકારણથી અલગ રહેવાની વૃત્તિ હિતકારક નથી અને તેવી વૃત્તિ ધરાવવાથી ફરજ ચૂક્યા ગણાઈએ. સદ્‌ગુણી અને સંયમી મનુષ્યોએ દેશના હિતનો વિચાર કરીને રાજકારણમાં જાગૃત મનોદશા કેળવવી જોઈએ અને નીરક્ષીર ન્યાયે વિવેક કરી જાણવો જોઇએ.

રાજકારણ એ આપણો ધર્મ નથી એવું માનવું તે ભૂલ છે. એવી માન્યતામાંથી જ અનિષ્ટ તત્ત્વો ફાવી જાય છે. લોકશાહીમાં આપણી જવાબદારી બહુ મોટી છે. લોકશાહીમાં લોકોનો વિચાર એ બહુ મહત્ત્વની વસ્તુ છે. એ વિચાર પ્રમાણે વહીવટ ચાલે છે કે નહિ તે જોવાનું કામ આપણું છે. પક્ષો

આપણને વફાદાર છે કે નહિ, આપણી ઇચ્છાનો અમલ કરે છે કે નહિ, તેમાંના માણસો કેવા છે, એ બધું જોવાની ફરજ આપણી છે. વળી આપણી ઇચ્છા એટલે શું ? રાજકારણમાં 'આપણે' શબ્દનો અર્થ અમુક નાત જાત કે વાડો નથી થતો. 'આપણે' એટલે ભારતના તમામ લોકો જેમાં નેવું ટકા નાગાભૂખ્યા આવી જાય. થોડા ધનિકો અને થોડા રાજા મહારાજાઓ એ 'આપણે' નથી. કહેવાતો 'મધ્યમ' વર્ગ એ 'આપણે' નથી. લોકશાહીમાં જો 'આપણે' શબ્દનો અર્થ બરાબર નહિ સમજાય તો દુઃખના દહાડા છે. લોકશાહીમાં વર્ગભેદ મટી જ જવા જોઈએ.

વળી લોકશાહીમાં અત્યંત ધનવાન અને અત્યંત ગરીબના ભેદ ટકાવવા એ લોકશાહીની કુસેવા છે. એક બાજુ કરોડપતિઓ અને રાજાઓ અને બીજી બાજુ માલ મિલકતમાં માથે છાપરું પણ નહિ એવા અસંખ્ય લોકો એ જાતની લોકશાહીમાં માત્ર આત્મવંચના જ છે. દેશની માનસિક તંદુરસ્તી માટે આ વસ્તુ ઘણી ખતરનાક છે.

અત્યારના રાજકીય પક્ષો આ બાબતનો વિચાર નથી કરતા એવું નથી. મને લાગે છે કે, તેમની આચારશક્તિ મંદ પડી છે. શાંતિ અને સુમેળ પસંદ કરવા જેવી વસ્તુઓ છે પણ સમાનતાના ધ્યેય તરફ જો જલદી પગ નહિ ઉપાડીએ તો ક્યાં શાંતિ અને સુમેળ ટકવાનાં છે? આવા એક ગરીબ દેશમાં પ્રજા જ્યાં નાગી ભૂખી અને ચીંથરેહાલ છે ત્યાં ધનવાનોના હાથમાં આટલી મોટી મિલકતો રહેવા દેવી અને એનું બેફામ પ્રદર્શન કરવા દેવું એમાં નથી સંયમ, નથી વિવેક, નથી સંસ્કારિતા.

આ પાંચ વર્ષમાં જો આપણે સંસ્કારી લોકશાહી તરફ

નહિ વળીએ તો દુનિયામાં સરમુખત્યારીનો પંજો ફેલાશે. પ્રજાની જાગૃત રહેવાની ઘડી આવી ચૂકી છે. આત્મ સંયમવાળી લોકશાહીનું નિર્માણ કરવાનું છે. એક તરફ વધતી જતી માલ મિલકતો અને બીજી તરફ વધતી જતી કારમી મોંઘવારી અને કૂદકે અને ભૂસકે વધતી હાડમારીઓ—એ બધી નિશાનીઓ સાચી લોકશાહીની નથી. વળી, જરૂરિયાતોનો આ બધો ફુગાવો પણ દાબમાં લેવાનો છે. લોકોએ પોતે જ પોતાની જરૂરિયાતો ઉપર અંકુશ મૂકવાનો છે. નિરંકુશ પ્રજોત્પત્તિ પણ દેશનું અહિત કરનારી છે. જે વસ્તુ આપણી પોતાની સત્તામાં છે તે વસ્તુ માટે રાજસત્તા તરફ દૃષ્ટિ ઢાળવી એ લક્ષણ જાગતા માણસનું નથી. આપણે શોર મચાવીએ તેથી જાગતા છીએ એવું સાબીત થતું નથી.

સત્ય, સદ્‌ગુણ અને રાજકારણ એ ત્રણેને જે લોકો સાથે સાથે વિચારે છે. તેઓ જ લોકસંગ્રહ કરી શકે છે. એ ત્રણને છૂટાં પાડવાં તેનું નામ વિનાશનો સમારંભ. આજે આ વિષય ઉપર પુખ્ત વિચાર કરીને મક્કમ પગલે આચાર કરવાનો વખત પાકી ગયો છે. રાજકારણમાંથી ભાગી છૂટવું એ ઉપાય નથી. શાહમૃગ પોતાનું માથું રેતીના ઢગલામાં ખોસી દે તેથી પરિસ્થિતિમાં ફેર ન પડે.



મારું માનવું એવું છે કે વિશ્વશાંતિ તત્ત્વવિચાર અગર તત્ત્વચર્ચામાંથી પેદા થતી નથી પરંતુ આત્મભોગ અને બલિદાનમાંથી પેદા થાય છે. જિસસના બલિદાનમાંથી મનુષ્યોનાં હૃદયોમાં જે પ્રકાશ થયો તે પ્રકાશ એમના બલિદાન વગર કેવળ તેમના તત્ત્વવિચારથી ન થાત. પયગંબર સાહેબે જે સખત અને સતત દુઃખો સહન કર્યા તે વગર એમના આત્માની ઉચ્ચ વાણીથી આટલી મોટી અસર ન થઈ હોત. બુદ્ધ ભગવાનનાં મહાભિનિષ્ક્રમણ અને યાતનાઓ વગર એ મહાત્માની વાણી આપણા હૃદયને સ્પર્શી શકી ન હોત. મહાવીર પ્રભુએ કરેલી ઉગ્ર તપશ્ચર્યા અને હસતે મોંએ સહેલાં દુઃખો વગર એમના શબ્દની આવી ભારે કિંમત આપણે ન આંકતાં હોત, એ જ ન્યાયે ગાંધીજીના શબ્દની કિંમત એમના જીવન સંગ્રામમાં એમણે વેઠેલાં વિતકો અને એમના આખરી બલિદાનથી જે અંકાઈ છે તે માત્ર એમના તત્ત્વદર્શનથી ન અંકાઈ હોત.

ઉપર પ્રમાણે જે જે મહાત્માઓ થઈ ગયા તે બધાએ એક કે બીજી રીતે આપણને એક વાત ફેરવી ફેરવીને કહી. મનુષ્યો વચ્ચે સમાનતાનો કાયદો ન હોય તો એકતાની ભાવના પેદા થતી નથી. એકતા વગર વેરઝેર વધે છે.

પરંતુ કઈ એકતા? સામ્યવાદ પણ એકતાની વાત કરે છે, ફાસિઝમ પણ એકતાની વાત કરે છે, સામ્રાજ્યવાદીઓ પણ

એકતાની વાત કરે છે. એકતાની વાત તો બધા ધર્મો પણ કરે છે.

(હકીકત એ છે કે જડ એકતા તે એકતા નથી અને સ્મશાનની શાંતિ તે શાંતિ નથી. શાંતિનો જન્મ હૃદયના મંથનમાંથી થાય છે. હૃદયો જ્યાં સુધી પીગળતાં નથી ત્યાં સુધી પ્રેમ અને કરુણા જન્મતાં નથી. દુઃખ, વેદના અને વ્યથા સહન કર્યા વિના પારકાનાં ચિત્તમાં પ્રવેશી શકાતું જ નથી. ત્યાગ અને બલિદાન વગર વિશ્વશાંતિ માટેની ભૂમિકા તૈયાર થતી જ નથી.)

સામ્યવાદથી એકતા અને સમાનતા આવે એ દુરાશાજ છે. મુડીવાદથી તે આવે તે પણ સંભવિત નથી.

વીસમી સદીમાં વિશ્વશાંતિનું વાતાવરણ પેદા કરવા માટે ગાંધીજીના સત્ય અને અહિંસાના પ્રયોગોએ જેવો ભાગ ભજવ્યો તેવો બીજા કોઈએ ભજવ્યો નથી. એમના પ્રયોગોએ જગતના વિચારકોને નવી દૃષ્ટિ આપી. ભયંકર યુદ્ધો અને સંહારલીલાની પાછળ સંકુચિત ધર્મવાદ, સંકુચિત રાષ્ટ્રવાદ અને સંકુચિત અર્થવાદ એ બધી માનવ એકતાને તોડનારી વૃત્તિઓ કામ કરી રહી છે. એ વૃત્તિઓનો સામનો જો હિંસાથી કરવામાં આવે તો એ બધી વિકરાળ વૃત્તિઓ ઘટવાને બદલે વકરી જાય છે. હિંસામાંથી પ્રતિહિંસા જ જન્મે છે. આવી જાતનો તત્ત્વવિચાર હતો તો પ્રાચીન, પણ ગાંધીજીએ તેને પ્રયોગાત્મક બનાવ્યો. તેમણે અહિંસાનો આદર્શ પકડ્યો, તેની પાછળ દલીલ એ હતી કે હિંસામાંથી જો પ્રતિહિંસા પેદા થાય છે તો પછી અહિંસામાંથી પ્રતિ–અહિંસા પણ પેદા થવી જોઈએ. પ્રતિ–અહિંસાનું નામ જ

પ્રેમ. અહિંસા જે કામ કરી શકે તે કામ હિંસા કરી શકે જ નહિ. એકતા અને સમાનતાની ભાવના ક્યારે પેદા થાય? મનુષ્યોનાં હૃદયો પીગળે ત્યારે. હૃદયો પ્રેમથી જ, પ્રતિ-અહિંસાથી જ પીગળે. ગાંધીજીએ આ વસ્તુ સાબિત કરી બતાવી અને એમની જાહેર પ્રવૃત્તિઓથી રોમાંરોલાં જેવા આધ્યાત્મિક વિચારકને વિશ્વશાંતિની ઉષાનું દર્શન થયું. આઈનસ્ટાઈન જેવા સમર્થ વૈજ્ઞાનિકે ગાંધીજીના પ્રયોગોને 'વિશ્વશાંતિની શોધ રૂપે બીરદાવ્યા અને એ પ્રયોગો પોતાના સાપેક્ષવાદના એટલે કે 'રિલેટિવીટી'ના સિદ્ધાંતો કરતાં પણ વધુ મહત્ત્વના છે એવું સને ૧૯૩૩માં વિશ્વ સમક્ષ ઉચ્ચાર્યું.

સામ્યવાદમાં હિંસાનો ત્યાગ નહિ હોવાથી માનવ એકતાની સિદ્ધિ અર્થે એ વાદ નિષ્ફળ ઠરી ચૂક્યો છે. એનાં અવિચારી કૃત્યોમાંથી 'ફાસિઝમ' નામની પ્રતિહિંસા પેદા થઈ અને ઘોર વિશ્વયુદ્ધ ફાટી નીકળ્યું. હિટલર અને મુસોલિનીનાં સ્થૂલ શરીરો ભલે જર્મન અને ઈટલિમાં પેદા થયાં હતાં પરંતુ એમનાં સૂક્ષ્મ શરીરો, એટલે કે લિંગ શરીરો, રશિયાની લોહીઆળ ક્રાંતિમાંથી સર્જાયાં હતાં. મુડીવાદ અને સામ્રાજ્યવાદની હિંસામાંથી સામ્યવાદની પ્રતિહિંસા પેદા થઈ. એ પ્રતિહિંસામાંથી પાછી ફાસિઝમરૂપી પ્રતિહિંસા પેદા થઈ. એ પ્રતિહિંસામાંથી આજનો રશિયા અને ચીનનો ભયંકર સામ્યવાદ પ્રતિહિંસા રૂપે વિસ્તર્યો છે. આ બધી ઘટમાળો ચાલ્યા જ કરે છે કારણ કે હિંસાને એક સાધન તરીકે સ્વીકારવાનું અજ્ઞાન ચાલુ જ છે.

અશાંતિનું કારણ તો ભેદભાવવાળું માનસ જ છે. ભેદભાવો દૂર કરવા માટે હિંસાનો આશ્રય લેવો તેના જેવી બીજી મૂર્ખતા

નથી. કોઈ પણ બે રાષ્ટ્રો જુદાં છે એવી માન્યતા ઉપરછલ્લી જ છે. ત્યાં વસતી માનવજાત એક જ છે. એક દેશનો માણસ બીજા દેશમાં મૈત્રી દાખવી શકે, લગ્ન સંબંધ બાંધી શકે, ઉપયોગી થઈ શકે, એ બધું થઈ શકે તો પછી જુદાઈ કઈ? વળી રશિયાનો ખેડૂત કે મજૂર લો કે અમેરિકાનો ખેડૂત કે મજૂર લો, બંનેને માથે છાપરાની અને શેર ધાનની જરૂર છે. બંનેમાંથી કોઈને એક બીજા ઉપર બૉંબ નાખવાની જરૂર જ નથી.

તેવી જ રીતે ચીનના સામાન્ય માણસને ભારતના સામાન્ય માણસ સાથે કયું વેર છે? ચીનની સામ્યવાદી સરકાર જો સાચેસાચ માનવ એકતામાં માનતી હોય તો ભારતની સરહદ ઓળંગવાનું એને કશું પ્રયોજન જ નહોતું ભારત અને ચીન બંને દેશોમાં દેખીતી જુદાઈ ગમે તે હશે પણ સુખ અને દુ:ખની જુદાઈ સંભવી શકતી જ નથી. ભારત અને ચીન એ તો માત્ર રાજકીય જુદાઈ છે, માણસે સર્જેલી જુદાઈ છે, બંને પૃથ્વી જ છે. જુદાઈઓ જો ગણવા બેસીએ તો પાર જ નહિ આવે. એક ગામમાં, એક શેરીમાં અને એક ઘરમાં પણ જુદાઈઓ શોધી શકીશું. એકતા ન જોવી અને જુદાઈ જોયા કરવી તેનું નામ જ અજ્ઞાન.

લુમુમ્બાનું આપણે ખૂન કર્યું. હું જાણીબૂઝીને 'આપણે' શબ્દ વાપરું છું. ખૂન કરનાર આપણામાંના જ હતા. આપણે જબલપુરમાં કેટલાય નિર્દોષ લુમુમ્બાઓને મારી નાખ્યા. આપણે પાકિસ્તાનમાં ભયંકર ખુનામરકી અને ભાંગફોડ કરી. આ બધામાં 'આપણે' નથી અને 'બીજાઓ' છે એવું માનવું એનું નામ જ અંધાપો. ભારતમાં 'હિંદુ' નામનું લેબલ લગાવીએ અને

પાકિસ્તાનમાં 'મુસલમાન' નામેનું લેબલ લગાવીએ તેથી આપણે જે છીએ તે મટી જતા નથી....ક્રૂર અને અધર્મી જીવો પોતાને ગમે તે ધર્મના કહે તેથી તેઓ તે તે ધર્મના બની જતા નથી. ધર્મનો અર્થ વૃત્તિઓ ઉપરનો સંયમ. મનુષ્ય જ્યારે અસંયમી બની જાય છે ત્યારે તે અધર્મી બની ગયો ગણાય છે. હિંસા એ અસંયમ જ છે. માટે હિંસા એ અધર્મ જ છે.

અધર્મમાંથી વિશ્વશાંતિ પેદા ન થઈ શકે. આપણે વિચાર કરવાનો મહાવરો ઓછો ધરાવતા હોવાથી બધા દોષો આપણી બહાર ખોળવા નીકળી પડીએ છીએ. જગતને આપણે પંચશીલનો ઉપદેશ આપીએ, પરંતુ આસામ અને બંગાળ જો ખંજર હુલાવે, ગુજરાત અને મહારાષ્ટ્ર જો એક પણ શીલ યાદ ન રાખે, શીખ ભાઈઓ પોતાના 'સુબા'નો શંખ ફૂંકે, દક્ષિણમાં દ્રાવિડસ્તાનનું ભૂત હાલે, ઘરમાં બે ભાઈઓ, પતિ પત્ની, માબાપ-અને સંતાનો, બધાં જ લઢવામાં શૂરાતન જુએ તો પછી કઈ વિશ્વશાંતિ? વિશ્વ તો આખરે આ બધાં ઘટકોનું જ બનેલું છે કે બીજું કાંઈ?

સમાનતા વગર વિશ્વશાંતિ ન હોય, એવું કહેનારાઓની ખોટ નથી પણ આપણા ઘર આંગણે શું છે? એક જણને દોઢસોના પગારમાં પાંચ સાત મનુષ્યોનાં પેટ ભરવાનાં હોય છે, ત્યારે બીજા પાસે લાખોની છોળો ઊડે છે અને આલિશાન બંગલાઓ તથા માથાદીઠ એક એક કે બબ્બે મોટર હોય છે, આ પરિસ્થિતિમાંથી અશાંતિ, ક્રોધ અને દ્વેષ પેદા ન થાય તો બીજું શું થાય? મહાત્માઓ જ આવી પરિસ્થિતિમાં નિર્વૈર ભાવે રહી શકે. આ પરિસ્થિતિ જો આપણે વેળાસર દૂર ન કરીએ તો પછી એકતા,

સમાનતા, વિશ્વબંધુત્વ, પંચશીલ અને એ બધા શબ્દો માત્ર સાહિત્યના ક્ષેત્રમાં અલંકારો રૂપે જ શોભે.

હું તો માનું છું કે વિશ્વશાંતિનું મંડાણ આપણા રોજીંદા વ્યવહારથી જ થઈ શકે. સમાનતાની દૃષ્ટિ આપણે અમલમાં મૂકવા સારુ જેટલા જેટલા પ્રયત્નો કરીએ તેટલી વિશ્વશાંતિ સ્થપાય. આપણા સ્વાર્થનું બલિદાન એકદમ જો ન આપી શકીએ; તો ક્રમે ક્રમે આપીએ. આપણો વ્યવહાર કેવો છે તે જોયા કરીએ. તો હું માનું છું કે, અગાઉ કદી ન જોએલું જોવા પામીએ. વિશ્વશાંતિ પણ આત્માના નિરીક્ષણમાંથી જ સમજી શકાય.

આપણે સમાનતા જેવું કાંઈ શીખ્યા જ નથી. આપણી એ ભાવના જો ઉત્કટ હોત તો આ બધા કરોડપતિઓ પોતાની પાસે આટલી બધી સંપત્તિ રાખીને આનંદ ન માનતા હોત. ભારતના ધનાઢ્યો શ્રી મોરારજીભાઈને કહી દેત કે ગરીબોનું જીવન વધુ કષ્ટકારક ન નીવડે તેટલા માટે અમે અમારી આ વધારાની સંપત્તિ દેશને આપી દઈએ છીએ. તેઓ જો સ્વેચ્છાથી આવું કરે તો મોરારજીભાઈને સાઠ કરોડના વેરા નાખવા ન પડે. પરંતુ દુર્ભાગ્યની વાત એ છે કે ધનવાનો પોતાને 'ગરીબી'થી અલગ માને છે. તેઓ એમ માને છે કે લોકોનાં દુઃખ કમી કરવા સારુ પોતાના જ વપરાશ કે ભોગવટા અર્થે એ ધન છે. કોઈ પણ ધનવાન પોતાની પાસે પાંચ લાખ રૂપિયા જેટલી સંપત્તિ રહેવા દઈ બાકીની સંપત્તિ ગરીબોનો બોજો હળવો કરવા શા સારુ ન આપે? એ સંપત્તિ એને જેટલી ઉપયોગી છે તેના કરતાં લાખ્ખો ગરીબોને શું વધુ ઉપયોગી નથી? ધર્મબુદ્ધિ એ કાંઈ બળજબરીનો વિષય નથી, આત્મ મંથનનો

વિષય છે. લોકો આજે કાતિલ મોંઘવારીથી પીડાઈ રહ્યા છે અને બે ટંક પૂરતું ખાવાના પણ સાંસાં છે, ત્યારે ભારતના કરોડપતિઓ એમને શું તટસ્થ ભાવે અને દુઃખી જોયા કરશે? ધર્મ એ શું મંદિરો અને પાઠશાળાઓનો જ વિષય છે? સમાનતા એ શું ઠરાવો કરવાની જ બાબત હશે? વિશ્વશાંતિ તો સ્વાર્થત્યાગમાંથી પેદા થાય છે, ઠરાવો અને ભાષણો દ્વારા એ સર્જી શકાતી નથી. એનું મંડાણ પોતાના ઘરમાંથી જ થાય છે. આજનું ભારત અસમાનતામાં પચેલું છે. વિશ્વશાંતિનો ઉપદેશ એનાથી થઈ શકે તેમ નથી.



## ૨૩. ભારતીય સંસ્કૃતિનું વિહંગાવલોકન

**મારા** ઉપર જે પત્રો આવે છે તેમાં કેટલાક મિત્રો આપણી સંસ્કૃતિ વિષે જાણવાને ઉત્સુક હોય છે. આમ હોવાથી મેં અહીં આપણી સંસ્કૃતિ ઉપર ઊડતી નજર નાખવાનું ધાર્યું છે.

કોઈ પણ મહાન પ્રજા જ્યારે સંસ્કૃતિના ઊંચા શિખર ઉપર આવે છે ત્યારે સંરક્ષણ એની સ્વાભાવિક વૃત્તિ બને છે. પોતાનો વિકાસ પછી ભલે ગમે તેટલો સ્થગિત થઈ ગયો હોય અગર રૂંધાઈ ગયો હોય, પરંતુ તેના પ્રત્યે સજાગ રહેવાને બદલે એ પ્રજા પ્રાચીન વસ્તુઓને પકડી રાખવામાં પોતાની તમામ શક્તિઓ વાળી દે છે.

આપણા દેશની સંસ્કૃતિનો ઇતિહાસ ઘણો ઉજ્જ્વળ છે. રાજ્ય વ્યવસ્થા, સમાજ વ્યવસ્થા, ગૃહ વ્યવસ્થાઃ એમ આપણું તમામ જીવન વ્યવસ્થિત ઘડવામાં આપણા ધર્મ તથા ફિલસુફીએ મોટો ભાગ ભજવ્યો છે. ખરું જોઈએ તો 'પ્લાનિંગ' એ ભારતીય સંસ્કૃતિનો આધારસ્તંભ છે. આચાર વિચાર, આહાર વિહાર, રહેણી કરણી, વાણી વર્તનઃ બધું જ પૂર્વયોજિત અને વ્યવસ્થિત હોવું જોઈએ એવો આપણી સંસ્કૃતિનો આદેશ છે. તમામ વ્યવહાર આખી સામાજિક ભાવનાને બંધબેસતો હોવો જોઈએ અને સામાજિક ભાવના ઋષિઓએ મૂકેલા ધાર્મિક આદર્શને બંધબેસતી હોવી જોઈએ, એવી આપણી પ્રાચીન માન્યતા છે.

હજારો વર્ષની આ એક પ્રકારની વ્યવસ્થિત એટલે કે યોજનાબદ્ધ સંસ્કૃતિ એની રીતે વિકાસ કરતી ગઈ, પરંતુ જે આંતરિક શક્તિનો વિકાસ કરવાનો હતો તે શક્તિ તેના સ્થૂલ સંરક્ષણ પાછળ વધુ ખર્ચાતી ચાલી. હજારો વર્ષના વ્યવસ્થિત વિકાસના પરિણામે સંપત્તિ વધી હતી. એ સંપત્તિ દેવસ્થાનોમાં અને રાજમહેલોમાં તથા શેઠ શાહુકારોના પ્રાસાદોમાં રેડાતી હતી. મનુષ્ય પોતે વીસરાતો ગયો અને દેવો, રાજાઓ અને શાહુકારોના વૈભવો અને સુખસગવડો એ જ આપણી સંસ્કૃતિનું જાણે લક્ષ્ય બની ગયુ. પરિણામ એ આવ્યું કે સમાજમાંથી ચેતન હરાઈ ગયું, મનુષ્ય નિસ્તેજ અને યંત્રવત બની ગયો, અને દેવમંદિરો, રાજમહેલો તથા હવેલીઓમાં જ બધી સંપત્તિ કેન્દ્રિત થઈ ગઈ, ભારતીય સંસ્કૃતિને ત્યારથી જીર્ણજ્વર લાગુ પડ્યો.

જે વિદેશી આક્રમણો પછી શરૂ થયાં તેની સામે ટકવાનું આપણી સંસ્કૃતિમાં બળ રહ્યું નહોતું. સોના અને ઝવેરાતના ઢગલા હતા, ભવ્ય મંદિરો તથા મહેલો હતા, એકાંતમાં બેસી ચિંતન કરનારા પ્રખર ચિંતકો પણ હતા. પરંતુ એ બધાં એકડા વિનાનાં મીંડાં હતાં. જનસમૂહ નિસ્તેજ હતો, રસકસ વગરનો હતો. એમાં એકતાની ભાવના નહોતી.

આ સંજોગોમાં ઇસ્લામનાં લશ્કરોનું નહિ તેટલું ઇસ્લામના વિચારોનું આક્રમણ થયું. ઇસ્લામ શબ્દનો અર્થ શાંતિ થાય છે. માણસ જાત એક છે, ઊંચનીચના ભેદ નથી. જે બધું છે તે અલ્લાનું છે, માણસ જાત જો એક બને તો યુદ્ધો ટળે, વેરઝેર મટી જાય અને દુનિયા કાંઈક વસવા લાયક બને એવી એવી વાતો ઇસ્લામમાં હતી. ઇસ્લામનું આક્રમણ માત્ર તલવારનું જ

આક્રમણ નહોતું. ભારતમાં લાખો મનુષ્યો દબાયલા, ચંપાયલા ને રોળાયલા હતા. એમના એ અંધકારમાં ઇસ્લામના શબ્દોએ પ્રકાશ કર્યો. ઈશ્વરની વાતો તો બંને ધર્મો કરતા હતા. પરંતુ હિંદુ ધર્મના ઈશ્વર કરતાં ઇસ્લામનો ઈશ્વર દલિતોને અને પીડિતોને વધુ પ્રેમાળ અને હૂંફાળો લાગ્યો.

ઇસ્લામ ભારતમાં આવ્યો ખરો, પણ એને લાવનારાઓએ ઈશ્વરને પછી વેગળો રાખી તલવારને જ વીંઝયા કરી. ભારતનો માણસ તો બિચારો એવો ને એવો જ પિસાતો ચાલ્યો. ભારતનો ઇસ્લામ માણસને રોટલો આપવાને બદલે 'મારઝૂડ અને કતલબાજીમાં પડ્યો. એ ઇસ્લામ નહોતો, ઇસ્લામનો ફક્ત આભાસ હતો. માણસનાં આંસુ લૂછવાની એની પાસે તાકાત ન હતી.

આવી પરિસ્થિતિમાં શિવાજીનો ઉદય થયો. એણે જોઈ લીધું કે ઇસ્લામને નામે આ તો એક જાતની નવી ગુલામી દાખલ કરવામાં આવી છે. જૂના ધર્મ અને સંસ્કૃતિને નષ્ટ કરીને પ્રજાની રહી સહી અસ્મિતાનો નાશ થઈ રહ્યો છે. જૂના ધર્મ અને સંસ્કૃતિમાં અનિષ્ટ ઘણું હતું, પરંતુ સંગીત હતું, ઉત્સવો હતા, કત્લેઆમ નહોતી, ગાયોનો સંહાર નહોતો, જૂની પ્રણાલિકાઓ હતી. આના બદલામાં આ નવી ધાંધલમાં કશું સુખ નહોતું. શિવાજી વહેવારુ માણસ હતો, એનામાં વસ્તુનો સાર પકડી લેવાની અજબ શક્તિ હતી.

શિવાજીએ હિંદુ ધર્મ અને સંસ્કૃતિનું રણશિંગું ફૂંક્યું એની પાછળ ઇસ્લામનો વિરોધ હતો એ કહેવું તે વાત બરાબર નથી. શિવાજીને ઇસ્લામનો વિરોધ નહોતો, ઇસ્લામને નામે ચાલી રહેલા જુલમનો વિરોધ હતો.

ઐતિહાસિક હકીકતોને પૂર્વાપર સંબંધ વગર જોવી તેનો કાંઈ અર્થ નહિ. શિવાજી મહારાજને 'હિંદુ પતના તારણહાર' કહેવા કે 'લૂંટારા' કહેવા એ બંને વિધાનો ભૂલ ભરેલાં છે. શિવાજી એ ખરું જોતાં ઇસ્લામને નામે ચાલી રહેલી શિરજોરી સામેનો પડકાર હતો. ઇસ્લામી રાજ્યનો અર્થ પ્રજાને કચડી નાખવી, એની પ્રાચીન ભાવનાઓને ઠોકરે મારવી, એવો જો થતો હોય તો એવા ઇસ્લામી રાજ્યનો વિરોધ કરવો એ ધર્મ છે એવું એનું કહેવું હતું.

પરંતુ શિવાજીના અનુગામીઓએ પણ 'હિંદુપત'ના નામે ભારે જુલ્મો કર્યા. જુલમ કરવા માટે 'ઇસ્લામ' 'હિંદુ' કે 'ખ્રિસ્તી' એવા શબ્દો રાજ્યકર્તાઓ તથા રાજ્ય મહેચ્છુઓ વારંવાર ધારણ કરે છે, જેથી પોતાના શરમજનક કૃત્યોને 'ધર્મ'ને નામે ખપાવી શકાય.

હિંદુ અને મુસલમાન એવા ભેદો ઇશ્વરે પાડ્યા નથી. ઋષિઓએ પણ પાડ્યા નથી. અને પયગંબર સાહેબે પણ પાડ્યા નથી. એમને મન આખી માનવપ્રજા એક અને અવિભક્ત હતી. એ ભેદ રાજ્ય લોલુપોએ પોતાના હલકા સ્વાર્થ ખાતર પાડ્યા અને ચલાવ્યા. એ ભેદો આપણે ત્યાં અંગ્રેજો આવ્યા તે અગાઉ પડ્યા હતા. જેનો કુશળ અંગ્રેજોએ પોતાની સત્તા ટકાવવા માટે મનગમતો ઉપયોગ કર્યો.

ભારતની સંસ્કૃતિમાં જ્યાં સુધી મનુષ્યની પુનઃ સ્થાપના ન થાય ત્યાં સુધી એ સંસ્કૃતિ નિષ્પ્રાણ રહે. એ સત્ય ભગવાન બુદ્ધ પછી અઢી હજાર વર્ષ પછી જો કોઈ મહાત્માએ જોઈ ...તેને પૂરેપૂરું આચરણમાં મૂક્યું હોય તો તે મહાત્મા

ગાંધીએ. ગાંધીજીને સંસ્કૃતિ અને ધર્મની પાંડિત્યપૂર્ણ વાતોની પડી નહોતી. એમને તો મનુષ્યના જીવનની પડી હતી. સંસ્કૃતિનું પ્રતિબિંબ જીવનમાં પડવું જોઈએ. મનુષ્યને હૂંફ અને રાહત મળે તેવું રાજ્ય તેનું નામ રામરાજ્ય. ગાંધીજીને મન રાજકારણ અને ધર્મ એ બંને એક જ બાબત હતી. ધર્મની અંદર જ આખો વહેવાર સમાઈ જવો જોઈએ, પરંતુ ધર્મ જો સચ્ચાઈ, સમાનતા અને પ્રેમ ઉપર ટકેલો ન હોય તો, તે અધર્મ બની જાય છે એવું એમણે કહ્યું. આવી વ્યાપક ધર્મ ભાવનાને હિંદુ કહો કે ન કહો, ઇસ્લામી કહો કે ન કહો, ખ્રિસ્તી કહો કે ન કહો, તેથી તે ધર્મભાવના મટી જતી નથી. ગાંધીજીની આવી સમુદાય ધર્મભાવનાએ હિંદુ ધર્મનું શુદ્ધિકરણ કર્યું અને બીજા ધર્મની પણ સેવા કરી. જૂનાં ઘરોની એ મહાત્માએ મરામત કરી. ગાંધીજીની ધર્મભાવનામાં હિંદુનું હિંદુત્વ, મુસ્લિમનો ઈસ્લામ, ખ્રિસ્તીનો ક્રોસ અને જરથોસ્તીનો સૂર્ય એમ બધાનું સમીકરણ થયું. ટૂંકમાં ભારતની સંસ્કૃતિનો એક મહાપ્રવાહ ઊભો થયો.

એ મહાપ્રવાહ જરા પણ કુંઠિત ન થાય અને આપણા ઉપર છેલ્લા અને અવાસ્તવિક ભેદોને દૂર કરી એક ભારતીય પ્રજા તરીકે વિશ્વશાંતિનાં યજ્ઞમાં આપણો આધ્યાત્મિક અર્ઘ્ય આપીએ એ જ આપણો ધર્મ—એ જ આપણી સંસ્કૃતિ.

☆

આજે બુદ્ધજયંતીને દિવસે આ પત્ર હું તમને લખી રહ્યો છું.

થોડા દિવસ ઉપરની વાત છે. એક જાહેર સભામાં મારાથી નીચે પ્રમાણે બોલાઈ ગયું :

'આપણા દેશમાં આટઆટલો ધર્મ, આટઆટલી પૂજાઅર્ચા, આટઆટલા આત્માપરમાત્માનાં પ્રવચનો, આટઆટલા સાધુસંન્યાસીઓ, આટઆટલા મંદિરો, મઠો તથા આશ્રમો, છતાં કેમ આટલું બધું અસત્ય, આટલી બધી અપ્રમાણિકતા, આટલો બધો દંભ ફાલ્યાંફૂલ્યાં હશે ? બ્રિટનમાં નથી આટલો ધર્મ, નથી આટલી પૂજાઅર્ચા, નથી આત્માપરમાત્માની આટલી વાતો, નથી આટલા સાધુસંન્યાસીઓ, નથી આટલાં મંદિરો, મઠો કે આશ્રમો, છતાં ત્યાં કેમ આટલી સચ્ચાઈ હશે ? કેમ આટલો સંયમ હશે ? કેમ આટલી પ્રમાણિકતા હશે ?'

સભાને અંતે કેટલાક ભાઈઓ મારી પાસે આવ્યા અને મને કહેવા લાગ્યા કે, 'પ્રમુખ તરીકે આપે કોયડા ઉકેલવાના હતા તેને બદલે આપે તો કોયડા રજૂ કર્યા !' પછી વાતચીતમાં એક ભાઈએ એમ કહ્યુ કે આ બધા દુર્ગુણો આપણે સૈકાઓથી પરાધીન રહ્યા તેને કારણે હોવા જોઈએ.

મને એ જવાબમાં થોડું તથ્ય લાગ્યું. ભૂતકાળમાં ભારતમાં આવેલા વિદેશી મુસાફરો આપણને એક સાચાબોલી તથા પ્રમાણિક

પ્રજા તરીકે દફતરે નોંધી ગયા છે. આજથી બે હજાર અને બસો વર્ષ ઉપર આપણે ત્યાં આવેલો ગ્રીક એલચી મેગેસ્થીનીસ આપણી સચ્ચાઈ અને નેકનીતિ ઉપર ખુશ હતો. તેરસો વર્ષ ઉપર આવેલો ચિનાઈ પ્રવાસી હુએન્સંગ પણ આપણને સાચાબોલી અને નેકટેકવાળી પ્રજા તરીકે નોંધી ગયો છે. લગભગ એક હજાર વર્ષ ઉપર આવેલો અરબી મુસાફર અલ્બરૂની આપણને કાંઈક અહંકારી અને ઘમંડી કહી ગયો પણ આપણી સચ્ચાઈ અને નેકી વિશે એણે શંકા ઉઠાવી નહોતી.

આ બધા ઉપરથી એવો સાર નીકળી શકે ખરો કે જ્યારે આપણે સ્વતંત્ર હતા ત્યારે સાચાબોલા અને ઈમાનદાર હતા પણ પાછળથી જ્યારે પરતંત્ર બન્યા ત્યારે આપણું હીર ચુસાઈ ગયું.

મને વળી એક બીજી વાત પણ એટલી જ સાચી લાગે છે. ભગવાન બુદ્ધના જીવનની અસર આપણા ઉપર લગભગ દોઢ હજાર વર્ષ સુધી સળંગ રહી અને એમના ‘શીલ’ ઉપર આપણી આસ્થા અચળ રહી, પરંતુ એ અસર અને એ આસ્થા છેલ્લાં એક હજાર વર્ષના ગાળામાં ઘસાઈ ગયાં.

બુદ્ધે એવું શું કહ્યું હતું કે જે આપણા હૃદયમાં ઊતરી ગયું? પહેલું તો એ કે એમણે આત્માપરમાત્માની કે સ્વર્ગનરકની વાત જ ન કરી. એમણે મનુષ્યનું સમારકામ મનુષ્યની માટીમાંથી જ શરૂ કર્યું. એમણે જોઈ લીધું કે ઈશ્વરવાદના અતિરેકથી મનુષ્ય બિનજવાબદાર બની ગયો હતો અને આત્માપરમાત્માની ગગનચુંબી વાતોથી તે આત્મવંચનાને રસ્તે ચઢી ગયો હતો. બુદ્ધે મનુષ્યની પાસે ઈશ્વરની નહિ પણ મનુષ્યની શોધ કરાવી.

અને બુદ્ધના શીલ એટલે કે ચારિત્ર્યધર્મ ઉપરથી આપણે મૂળ વાત ઉપર આવીએ. હું એમ માનું છું કે શક્તિ વગર નીતિ હોતી નથી. મનુષ્ય જો શક્તિનો સંચય અને સંવર્ધન નથી કરતો તો એની નીતિની કશી પ્રતિષ્ઠા હોતી નથી. નીતિ એ ખરું જોતાં તો સંયમ જ છે. વૃત્તિઓનો સંયમ એનું નામ જ આત્મસાધના, એનું નામ જ નીતિ. બધી ઉપાસનાઓ વૃત્તિઓના સંયમ અર્થે છે. સંયમી મનુષ્ય જ ત્યાગ અને ભોગની શક્તિ ધરાવી શકે છે.

બુદ્ધ પહેલાંની વાત લઈએ. ઉપનિષદોનો 'ઉત્તમ પુરુષ' એટલે કે મહામાનવ કે અતિમાનવ કે 'સુપરમૅન' જે કહો તે, તપશ્ચર્યા અને સંયમનું જ ફળ હતું. ઉપનિષદોમાં ભાખેલી બધી જ ઉપાસનાઓ મનુષ્યને શક્તિશાળી કરવાં અર્થે હતી. શક્તિશાળી બનવાની આકાંક્ષા રાખનારે તપ કર્યા વગર છૂટકો નથી એવું ઉપનિષદો કહે છે.

એક વસ્તુ મને સ્પષ્ટ લાગે છે: પૃથ્વી ઉપર મનુષ્ય પેદા થયો ત્યારથી તે અત્યાર સુધીનો તેનો ઇતિહાસ જો આપણે ઝીણવટથી જોઈશું તો, ખાતરી થશે કે એની એ આખી મજલ શક્તિ અર્થે હતી અને છે. વસિષ્ઠ, વિશ્વામિત્ર જેવા મહર્ષિઓ ઈશ્વરના નહિ પરંતુ શક્તિના ઉપાસકો હતા. શક્તિ વગરની કોઈ પણ વસ્તુ તેઓ સ્વીકારતા નહિ; કેમ કે તેની કિંમત તેઓ આંકતા નહિ. તેઓ નીતિનો નહિ પરંતુ શક્તિનો ઉપદેશ કરતા હતા. ઉપનિષદના કોઈ પણ ઋષિએ નીતિનો બોધ આપ્યો હોય તેવું વાંચ્યાનું મને સ્મરણ નથી. મારી સમજ પ્રમાણે વેદો અને ઉપનિષદોના સમયમાં શક્તિ અને નીતિ એ બંને

એક જ વસ્તુ હતી. સદાચાર નહોતો અગર સદાચારની કિંમત નહોતી એવું નહિ, પરંતુ શક્તિ વિના સદાચારનો સંભવ તેઓ સ્વીકારતા નહિ.

ઉપદેશકો એક વાત વીસરી જાય છે કે કોઈ પણ જમાનામાં કોઈ પણ મનુષ્ય ઉપર બહારના ઉપદેશની અસર કદી થઈ નથી. મનુષ્યને મોટા થવાની મહત્ત્વાકાંક્ષા ઊંડે ઊંડે રહેલી હોય છે. મોટા થવા માટે એ શક્તિ મેળવવા મથે છે. એ શક્તિ ક્યાં છે અને કેવી રીતે મેળવી શકાશે એ વસ્તુ બતાવનાર તરફ એ વળે છે. એને જો ખાતરી થાય કે ઇંદ્રિયો અને મનના સંયમમાંથી જ શક્તિનું ઉત્પાદન થાય છે તો સંયમને માર્ગે કોઈના વગર કહ્યે એ વળી જાય છે. એટલે હું એમ માનું છું કે મનુષ્યને 'તું સારો બન,' એમ કહેવું તેના કરતાં 'તું શક્તિશાળી બન,' એવું કહેવું તે વધુ સાર્થક છે. મનુષ્યની મજલ શક્તિ અર્થે છે, નીતિ અર્થે નથી. નીતિ તો એનું અવાંતર ફળ છે. આપણા દેશની દુર્દશા શક્તિના અભાવે થઈ છે.



## ૨૫. પયગંબર સાહેબ અને ઇસ્લામ

મહંમદ પયગંબર સાહેબ વિશે હું અગાઉ ઘણી વખત લખી તથા બોલી ગયો છું એટલે ફરી ફરીને કહેવામાં પુનરુક્તિનો ભય રહ્યા કરે. ઈશ્વર તથા તેના દૂતો બાબતમાં જો કે એ બયસ્થાને ન ગણાય કેમકે તેમનાં સ્મરણ તથા કીર્તન વારંવાર કરવાથી માણસમાં નવું બળ પ્રગટે છે.

પયગંબર સાહેબે માણસને તેના સ્થૂળ જીવનની પાર જોવાની હાકલ કરી છે. માણસનું સ્થૂળ જીવન ફક્ત માટીનું જ છે. એટલે માટીની આળપંપાળ કરવાથી માણસ સદા માટીમય જ રહે છે. એમણે કહ્યું કે, જેને આધારે આ માટી છે તે વસ્તુ માટી કરતાં મોટી છે. સંસારમાં ચોવીસે કલાક રચ્યાપચ્યા રહેવું તેનો અર્થ માટીમાં આળોટ્યા કરવું. એમાં કશી વિશેષતા નથી કારણ કે પશુ પણ જડ શરીરની આળપંપાળ કરતું હંમેશાં શરીરનાં સુખદુઃખ ભોગવે છે.

પયગંબર સાહેબે પોતાના અનુભવથી જે વાત કરી તે તરફ લોકો એટલા માટે આકર્ષાયા કે જડ આચારવિચાર અને પૂજા-અર્ચાથી તેઓ કંટાળી ગયા હતા અને માનસિક અશાંતિ ભોગવતા હતા. અશાંત માણસને સુખ ક્યાંથી ?

તેઓએ પહેલી વાત તો ઈશ્વરની હસ્તીની કરી. અનુભવીના શબ્દોનો રણકો જુદો જ હોય. એની સાબિતી આપવા એમને હજારો શબ્દો કે દલીલોની જરૂર ન પડી. ઈશ્વર છે કેમકે આ

બધું છે. એ જો ન હોય તો આમાનું કશું જ ન હોય. આંખ, કાન, નાક, જીભ, ત્વચા એ બધી ઇંદ્રિયો પોતાના વહેવારો એના આધારે કરે છે. એમાંની એક પણ વસ્તુ સ્વતંત્ર નથી, સ્વતંત્ર તો આખરી સત્તા અલ્લાહ છે. એ સ્વતંત્ર છે કારણ કે, એ સર્વશક્તિમાન છે. એનો પ્રકાશ જ્યારે હૃદયમાં થાય છે ત્યારે સંસારનો મોહ ઊતરી જાય છે.

માણસની મજલ ઇંદ્રિયોના અનુભવ અર્થે નથી પણ આ આખરી અનુભવ અર્થે છે. એવું એમણે સીધી સાદી અને લોકોની ભાષામાં કહ્યું. ફક્ત કહેવાથી તેઓ અટકી ન ગયા પણ ઈશ્વરનો અનુભવ કરવાનો સીધો રસ્તો પણ બતાવી ગયા.

એમણે કહ્યું કે, ઈશ્વરનો વાસ અંતઃકરણમાં હોવાથી સૌથી પહેલું કામ અંતઃકરણની શુદ્ધિ છે. અંતઃકરણની શુદ્ધિનો ધોરી રસ્તો પ્રાર્થના છે. પ્રાર્થના એ માત્ર શબ્દો નથી. ઇશ્વરની નજીક આવી ગદ્‌ગદ કંઠે એની આગળ હૃદય ખુલ્લું કરવું તેનું નામ પ્રાર્થના. પ્રાર્થના એ કેવળ પૂજા, અર્ચા, કર્મકાંડ કે એવો તેવો મંબોજંબો નથી; પ્રાર્થના એ પ્રપત્તિ છે, ખુલ્લા હૃદયની શરણાગતિ છે. આ સંબંધમાં સાહેબના પોતાના જ શબ્દો હું રજૂ કરીશ: 'જેમને પોતાની પ્રાર્થનાની સચ્ચાઈની પડી નથી તેમની પ્રાર્થના રે, નિરર્થક છે.'

શ્રદ્ધાની બાબતમાં ઇસ્લામની સમજ ઘણી ઊંડી છે. શ્રદ્ધા એ ફક્ત માન્યતા નથી. માન્યતા પ્રમાણે આચરણ કરવું એને ઇસ્લામમાં શ્રદ્ધા કહે છે. મનુષ્ય જો એકલી માન્યતા ધરાવીને બેસી રહે તો કદી આગળ વધી ન શકે. તેવી જ રીતે માન્યતા

વગરનો માત્ર જડ આચાર કરે તો પણ પશુનો પશુ જ રહે. માન્યતા તો ઈશ્વરની પણ હોય અને સેતાનની પણ હોય, પરંતુ ઈશ્વરને માનીને તેને રસ્તે જવું તેનું નામ શ્રદ્ધા. સેતાનને માનીને તેને રસ્તે કોઈ જતું નથી, તેનાથી ડરે છે, એટલે સેતાન એ શ્રદ્ધાનો વિષય નથી.

મનુષ્યમાં ઈશ્વરે આત્માની સ્વતંત્રતાની ચિનગારી મૂકી છે. એ સ્વતંત્રતા મનુષ્ય બે રીતે ભોગવી શકે: (૧) ઊંચે લઈ જનાર એટલે કે શ્રેયસને રસ્તે, અને (૨) નીચે લઈ જનાર એટલે કે પ્રેયસને રસ્તે. અંધકારના પ્રદેશમાંથી એ ધીમે ધીમે ઉપર આવી મનુષ્ય દેહમાં કાંઈક અજવાળાના પ્રદેશનો અનુભવ કરી રહ્યો છે. હવે જો તે ચૂક્યો તો પાછો નીચે પડવાનો. મનુષ્યે પોતાની સ્વતંત્રતા ઈશ્વર તરફ મજલ કરવા વાપરવી ઘટે એવું ઇસ્લામ કહે છે.

જેવી રીતે પ્રાર્થનાનું મહત્ત્વ ઇસ્લામમાં છે તેવી જ રીતે ઉપવાસનું મહત્ત્વ છે. ઉપવાસનો અર્થ ફક્ત 'નિરાહાર રહેવું' એવો નથી પણ અન્ન લીધા વગર બધી જ ઇંદ્રિયોને આરામ આપી તે દિવસે પરમાત્મા કે જે ઇંદ્રિયોની પાર છે તેનું ચિંતન કરવું. ઉપવાસ અને પ્રાર્થના એ બે વસ્તુઓ એકમેકને ઉપકારક છે.

ઇસ્લામમાં ત્રીજી મહત્ત્વની વાત જકાત છે. જકાત એટલે ગરીબોના હિતમાં ધનવાનો ઉપર નાખેલો કર. ઇસ્લામ સમાજવાદી ધર્મ છે. એમાં જેટલો ઈશ્વર છે તેટલો જ સમાજવાદ છે. એ રીતે જુઓ તો માનવ સમાજના ઇતિહાસમાં ઇસ્લામનું સ્થાન ઊંચું છે. ઈશ્વરની વાતો કરવી અને અનાથ અને દુ:ખી જનોને

રાહત આપવામાં ઉત્સાહ ન બતાવવો એ વાતને ઇસ્લામ સાંખતો નથી. મનુષ્યની મિલકત આખા સમાજના હિતને અર્થે છે એવી સંગીન અને સુરમ્ય ભાવના ઇસ્લામનું અનોખું અંગ છે. ઇસ્લામનો સમાજવાદ ઈશ્વરવાદી અને તેથી આધ્યાત્મિક હોવાથી હાલના સ્થૂળ સમાજવાદ જેવો તે બરછટ નથી લાગતો. ઇસ્લામની ભૂમિકા આધ્યાત્મિક હોવાથી કોઈનું પડાવી કે લઈ લેવાની વાત તે કરતો નથી. પરંતુ મનુષ્યના હૃદયને સ્પર્શીને તેની પાસે જવાબદારી રજૂ કરી તેને સ્વેચ્છાથી સ્વીકરાવી સમાજના નવનિર્માણનું કાર્ય ઇસ્લામે કર્યું છે. તેનો નકાર કોઈ પણ તટસ્થ વિચારક તથા ઇતિહાસવેત્તાથી કરી શકાય તેમ નથી. કાયદાના જોરથી નહિ, પરંતુ ઈશ્વરની વ્યાપક ભાવનાથી મનુષ્ય-સમાજનું ઘડતર કરવામાં ઇસ્લામનો જેટલો ફાળો છે તેટલો ફાળો ભાગ્યે જ બીજા કોઈ ધર્મનો હશે.

પુનર્જન્મ વિશે પણ ઇસ્લામના વિચારો સમજવા જેવા છે. મનુષ્યનો બીજો જન્મ એ કોઈ નવી વસ્તુ નથી પરંતુ આ જન્મનું જ અનુસંધાન છે. મૃત્યુ એક પ્રકારનો પુલ છે. અગર જીવનના બીજા પડને જોવા માટેનું દ્વાર છે. વર્તમાન જન્મ એ આપણાં કર્મોના અંકુર રૂપે છે. જેનો ફાલ ભાવિ જન્મમાં ઊતરે છે. મનુષ્યના સાચા નવા ભવ વિશે પયગંબર સાહેબના શબ્દો ઘણા સૂચક છે. તેઓ કહે છે ‘ આંખે જોએલી નહિ, કાને સાંભળેલી નહિ અને મનમાં જેની હસ્તી પણ નથી એવી એ વસ્તુ છે.’ હું એવું માનું છું કે પયગંબર સાહેબ વિજ્ઞાનમય ભૂમિકાની માનવ સમુત્ક્રાંતિની વાત કરી રહ્યા છે. મનુષ્ય વિકાસવંત પ્રાણી

છે અને નવો જન્મ એના વિકાસક્રમનું એક પગથિયું છે. મનુષ્યનું સ્થૂળ શરીર આ વિકાસક્રમમાં પાછળ મૂકી દેવાની વસ્તુ છે. એ સ્થૂળ વસ્તુનો મોહ જેને છૂટતો નથી તે વિકાસના માર્ગે ચઢી શકતો નથી. સ્થૂળનો મોહ છોડવા માટે ઈશ્વરની સતત આરાધના કરવી પડે છે. પયગંબર સાહેબના અર્થઘન શબ્દોનો સાર મેં આવો પકડ્યો છે.



જરથુષ્ટ્ર ઉપર હું શું લખું ? જે એકાદ બે પુસ્તકો હું જોઈ ગયો છું એટલી જ મારી જ્ઞાન સામગ્રી છે. એ પુસ્તકો કેટલાં પ્રમાણભૂત છે તે પણ હું જાણતો નથી. વિદ્વાન હોવાનો મારો દાવો નથી, એવો દાવો દાખલ કરું એવો હું મૂર્ખ નથી.

જરથુષ્ટ્ર ક્યારે થયા ? અનેક વિદ્વાનોએ અનેક અભિપ્રાયો ઉચ્ચાર્યા છે. એ બધાનો સાર કાઢીને હું તો એટલું સમજ્યો છું કે તેઓ આજથી લગભગ ત્રણેક હજાર વર્ષ ઉપર થઈ ગયા. સંભવિત છે કે કદાચ ચાર હજાર વર્ષ ઉપર થયા હોય. સ્વ. માનશંકર પીતાંબરદાસ મહેતા જેવા પુરાતત્ત્વના ઊંડા અભ્યાસી પોતાના ‘અહુનવર’ નામના પુસ્તકમાં લાંબી ચર્ચા બાદ નીચે મુજબ અનુમાનો તારવે છે :

(૧) જરથુષ્ટ્ર વેદના સમયના ઋષિ હતા અને તેમનું કુળ ‘શ્વેત’ કહેવાતું હતું.

(૨) તેઓ કૃષ્ણ યજુર્વેદના ઉપાસક હતા એમનું ગોત્ર ભૃગુ ઋષિનું હતું.

(૩) તેઓ સોમયાગ કરનારા ઉત્તમ બ્રાહ્મણ કુટુંબના હતા.

માનનીય વિદ્વાન પ્રો. શ્રી દાવરના મતે જરથુષ્ટ્રનો સમય વેદકાળના ઉત્તરાર્ધનો હતો. તેમણે પ્રાચીન વેદ ધર્મનો સમુદ્ધાર કર્યો અને અનેક દેવવાદમાંથી એકેશ્વરવાદનું પ્રતિપાદન કર્યું. તેમણે યજ્ઞોમાં થતી પશુ હિંસાનો વિરોધ કર્યો અને ઈશ્વરની સૌમ્ય ભક્તિનો ઉપદેશ કર્યો.

મારી દૃષ્ટિએ જરથુષ્ટ્રનું મહત્ત્વ એમની સત્યની અખંડ આરાધનામાં રહેલું છે. સત્યને તેઓ 'અષોઈ' કહેતા અને ઈશ્વર એટલે કે 'અહુર્મંદસ્દ'ની પ્રાપ્તિ સત્યના માર્ગે જ છે એવો અમર સિદ્ધાંત અહુનવર મંત્ર દ્વારા રજૂ કર્યો, એ મંત્ર નીચે મુજબ છે.

'પરમાત્મા સત્યરૂપ છે, તેથી પ્રિયરૂપ છે, આનંદ રૂપ છે. તેની પ્રાપ્તિ સત્યના પાલનથી જ થાય છે, બીજી કોઈ રીતે કદાપિ થતી નથી.'

ભગવાન જરથુષ્ટ્રે તેથી મનુષ્યોને ત્રણ વસ્તુ પોતાના જીવનમાં પાળવાનો આગ્રહ કર્યો: (૧) સદ્ વિચાર (૨) સદ્ વચન (૩) સદ્ વર્તન. તેમણે કહ્યું કે, વિચારમાં જો સત્ય નહિ હોય તો વચનમાં સત્ય નહિ આવે અને વચનમાં જો સત્ય નહિ હોય તો વર્તનમાં પણ સત્ય નહિ ઊતરે. આમ જરથુષ્ટ્રની ફિલસૂફીનો સાર છે સત્યની ઉપાસના.

પરંતુ સત્યની પ્રાપ્તિ સહેલી વસ્તુ નથી. જરથુષ્ટ્ર કહે છે કે મનુષ્યની અંદર બે તત્ત્વો સામસામી દિશામાં છે. એક તત્ત્વનું નામ છે 'અંગ્રે', જેનો અર્થ જડ તત્ત્વ થાય છે. બીજા તત્ત્વનું નામ છે 'ફ્રવશી', જેનો અર્થ ચેતન તત્ત્વ થાય છે. મનુષ્યે જડમાંથી ચેતન તરફ પ્રવાસ ખેડવાનો છે. ઉત્ક્રાંતિનો અર્થ જ એ છે, પરંતુ જડ અને ચેતન વચ્ચેનો ભેદ સમજવો તે પણ સહેલી વસ્તુ નથી. જ્ઞાન ઈશ્વરની પ્રાર્થનાથી આવે છે અને જ્ઞાન પ્રમાણે વર્તવાની શક્તિ પોતાના પુરુષાર્થથી આવે છે. જ્ઞાન હોય, પરંતુ જો શક્તિ ન હોય તો ચૈતન્યના પ્રદેશમાં પહોંચાતું નથી. એટલે ભગવાન જરથુષ્ટ્રના દર્શનમાં ભક્તિ અને કર્મનો સમુચ્ચય

છે. જ્ઞાન તો ભક્તિથી આવે જ છે, પરંતુ પરમાત્માની પ્રાપ્તિ માટે ભક્તિમાં કર્મનો વિનિયોગ કરવો પડે છે.

જરથુષ્ટ્ર સ્પષ્ટદર્શી છે. જગતનો અનુભવ જે રીતે થાય છે તે રીતે સ્વીકારીને તેઓ આગળ વાત કરે છે. મનુષ્યમાં ઈશ્વરનો વાસ જરૂર છે. પરંતુ ઈશ્વરનો પ્રકાશ કોઈ અમંગળ અને અંધકારમય શક્તિથી ઢંકાયલો છે એ વસ્તુ પણ એટલી જ સત્ય છે. કામ, ક્રોધ, લોભ, મોહ એ બધાં અંધકારનાં તત્ત્વો અનાદિ અને અનંત છે. સત્યની આરાધના જેટલી વધુ અને વધુ ઉત્કટ તેટલાં એ તત્ત્વો પાછાં પડે છે. એ તત્ત્વોની ઉત્પત્તિ શાથી થઈ અને કોણે કરી એ ચર્ચામાં સ્પષ્ટદર્શી મહાત્મા જરથુષ્ટ્ર જરા પણ ઊતરતા નથી. એ ચર્ચા અસાર છે. તેઓ માનવજાતને એટલું જ અભયવચન આપે છે કે અંધકાર ઉપર વિજય મેળવવા માટે મનુષ્ય સર્જાયો છે. એકવાર વિજય મળી જાય પછી શત્રુ કોણ હતો, કેમ હતો, કયાંથી આવ્યો હતો, એવ ચર્ચા કોઈ વિજેતા કરતો નથી. જો વિચાર કરીએ તો જરથુષ્ટ્રની વાત સ્વીકારવી પડે. પ્રકાશ અને અંધકાર બંનેની હસ્તી અનાદિ અનંત છે, પરંતુ એક આવે તો બીજું ન રહે.

ઉપનિષદની પરિભાષામાં કહીએ તો શ્રેયસ અને પ્રેયસ બંને રસ્તા અનાદિ અનંત છે. કયો રસ્તો લેવો તેમાં આપણી સ્વતંત્રતા છે. જરથુષ્ટ્ર પ્રારબ્ધવાદી નથી, પુરુષાર્થવાદી છે. સત્યનું આચરણ કરવું એને જ તેઓ પુરુષાર્થ માને છે. એમ કરવામાં અંધકારની સામે તુમુલ યુદ્ધ કરવું પડે તો કરવું પણ પાછા ન પડવું, ડરી ન જવું, એ છે એમના ઉપદેશનો સાર.

એ મહાત્માના ઉપદેશને પોતાનો ધર્મ માને છે એવી

પારસી કોમનો વિચાર આપણને આ પ્રસંગે આવે તે સ્વભાવિક છે. કોઈ પણ ધર્મની કિંમત એના સિદ્ધાંતોથી એકલી આંકી શકાતી નથી, પરંતુ જીવન વહેવારમાં એ સિદ્ધાંતો કેટલા ઊતરી આવ્યા છે તે ઉપરથી એની કિંમત અંકાય છે. આપણા પારસી ભાઈબહેનોના રોજીંદા જીવનમાં જે સચ્ચાઈ અને પ્રેમ ભાવનાનો આપણને અનુભવ થાય છે તે ઉપરથી આપણે જરૂર કહી શકીએ કે ભગવાન જરથુષ્ટ્રનો ઉપદેશ એળે નથી ગયો. પ્રેમ અને દ્વેષ બંનેની હસ્તી ભલે હોય પણ પ્રેમ એ પ્રકાશ તરફ લઈ જનારી વૃત્તિ હોવાથી મનુષ્યે પ્રેમભાવનાનો વિકાસ કરવો એનું નામ પુરુષાર્થ છે. પ્રેમભાવનાનો વિકાસ શબ્દોથી નથી થતો, કર્મોથી થાય છે. અનાથ અને દુઃખીને મદદ કરવી, એના હૃદયને ઓળખવું, એ પણ સત્યની જ ઉપાસના છે. પારસીઓમાં પરોપકાર અને દાનની જે પ્રબળ ભાવના આપણે જોઈએ છીએ તેનું પ્રેરક બળ પરમ પૂજ્ય ભગવાન જરથુષ્ટ્ર જ છે. દાન અને દયા એ બે સાત્ત્વિક વૃત્તિઓ પ્રેમ ભાવનાનું જ પ્રતિબિંબ છે. વળી એ પ્રેમ ભાવના માત્ર પારસીઓ પ્રત્યે જ નહિ, પરંતુ આખી માનવજાત પ્રત્યે હોવી એ વસ્તુ અસાધારણ ધર્મ બુદ્ધિનો પ્રભાવ દર્શાવે છે. પારસી કોમ ભારત માતાએ અભિમાન લેવાં જેવાં સંતાનો છે અને એમણે ભારત માતાનાં માન–આબરૂ વધાર્યાં છે એ હકીકત નક્કર સત્ય છે.

★

## ૨૭. મહાવીરનું જીવનદર્શન

શ્રમણ ભગવાન મહાવીરના જન્મ દિવસે હું વિચાર કરી રહ્યો છું કે, એવો કયો બળવાન હેતુ હશે કે મનુષ્યો રાજપાટ અને દુન્યવી વૈભવ છોડીને ફકીરી ધારણ કરી બહાર નીકળી પડતા હશે ? મનુષ્યની અંદર જ એવી કોઈ અકથ્ય લાગણી રહેલી હોવી જોઈએ કે જેથી પોતે ત્યાગી અને તપસ્વીનું કઠણ જીવન પસંદ કરે.

આવા પ્રસંગો ઉપરથી આપણે જો અનુમાન બાંધવું હોય તો એટલું બાંધી શકીએ કે મનુષ્યને સ્થૂળ સુખોપભોગની પારની કોઈ અલૌતિક સુખની પ્રબળ વાસના જન્મની સાથે જ કદાચ હોય છે. બાહ્ય સંજોગોથી એની ફકીરીના રંગઢંગ ઉપર થોડી અસર થતી હશે, એ વસ્તુ જરૂર સ્વીકારીએ, પરંતુ તેથી ફકીરીનું કારણ બાહ્ય સંજોગો જ હોય છે એવો ઉતાવળિયો જવાબ આપી શકાય નહિ.

શ્રમણ ભગવાન મહાવીરે પોતાનો સ્થૂળ રાજ્યવૈભવ અને સાંસારિક ભોગ ત્યજીને આત્માના ગહન પ્રદેશ તરફ સફર ખેડી એ આખો બનાવ ઇતિહાસની એક અપૂર્વ ઘટના છે. એમનું મગજ કાચું કે પોચું એકકે નહોતું. ઘણું સાબૂત હતું. શરીર પણ તંદુરસ્ત અને પ્રતાપી હતું. કુટુંબીજનોનો પ્રેમ પૂરો હતો. આવી વ્યક્તિ ઘરબાર ત્યજીને ફકીરી લે એટલું જ નહિ પરંતુ ઉગ્ર તાપથી દેહનું પૂરેપૂરું અને આપણી કલ્પનામાં પણ ન-

આવે એવું દમન કરે તેની પાછળ કોઈ પ્રબળ હેતુ જ હોવો જોઈએ, આત્માના પ્રદેશની કોઈ જન્માંતરની સ્મૃતિ હોવી જોઈએ, અંતઃકરણના ઊંડાણમાં કોઈ પ્રકાશ જોયો હોવો જોઈએ. એ વગર આવો અપૂર્વ બનાવ બને જ નહિ.

પ્રકાશ જોયા પછી પ્રકાશનું મૂળ શોધવા વર્ધમાન નીકળી પડ્યા. એ મુસાફરી દુર્ઘટ હતી, શારીરિક દુઃખોની પરંપરાની હતી, પણ જેની દૃષ્ટિ પ્રકાશ તરફ હોય તેને દુઃખો ડોલાવી શકતાં જ નથી. ભગવાન બુદ્ધને અને જિસસને દુઃખોએ ડગાવ્યા નહોતા. પયગંબર સાહેબ પણ દુઃખોથી ચળ્યા નહોતા. એટલું જરૂર સાબિત થાય છે કે એકવાર પ્રકાશની રેખાનું દર્શન થયા પછી મનુષ્ય કદાપિ ચળતો નથી. ગમે તેવી અને ગમે તેટલી યાતનાઓ પોતે સહન કરીને પણ પોતાના આખરી નિશાન તરફ ચાલ્યો જાય છે. આવી અલૌકિક વ્યક્તિઓને જ 'વીર' કહેવામાં આવે છે. વર્ધમાન વીર તો હતા જ, પરંતુ તપ અને તિતિક્ષાની ટોચે પહોંચ્યા તેથી મહાવીરનું અનોખું પદ પામ્યા.

આત્મા છે એ સૂત્ર તેમણે ઉચ્ચાર્યું. એમણે એમ પ્રતિપાદન કર્યું કે આત્મા છે એ જાતનો અનુભવ કરવો હોય તો શરીરનો મોહ છોડવો પડશે. શરીરનો સ્વભાવ સુખોપભોગ કરવાનો છે, માટે જે મનુષ્યે આત્માના પ્રદેશમાં વિહરવું હોય તેણે સુખોપભોગ તરફ પીઠ ફેરવવી પડશે. શરીરનો મોહ, સુખોપભોગની લાલસાને લીધે જ હોય છે. વિષયોની પાછળ પાછળ દોડ્યા કરનારને આત્માનો પ્રકાશ દેખાય જ નહિ; કારણ કે બંને સામસામી દિશાઓ છે.

મહાવીરે આત્માનો સ્વીકાર પોતાની સબળ વાણીમાં અને

મનોહર ઉદાહરણો સાથે કર્યો છે, એનો ખ્યાલ જો કરવો હોય તો 'ગણધરવાદ' એ પુસ્તક જોઈ જવું. મહાવીરના અગિયાર શિષ્યો જેઓ સંપૂર્ણ અધિકારી હતા તેમને ગણધર કહેવામાં આવતા. મહાવીરની આર્ષવાણી આ ગણધરોએ સાચવી રાખી છે. પોતાના પ્રથમ શિષ્ય ઇંદ્રભૂતિની શંકાઓના સમાધાનથી 'ગણધરવાદ' શરૂ થાય છે. મહાવીર પોતે લોકભાષામાં જ આત્માનાં ગહન રહસ્યો ઉપર પ્રકાશ ફેંકતા. તેવી જ રીતે બુદ્ધ ભગવાન, ભગવાન જિસસ, પયગંબર સાહેબ બધા જ જ્ઞાનસમૃદ્ધ આત્માઓ લોકભાષામાં જ વહેવાર કરતા. જેમને કાંઈ કહેવાનું જ હોય છે એમને ભાષાની મુશ્કેલી કદી નડતી જ નથી. જેમને કાંઈ કહેવાનું હોતું નથી પણ પારકું બોલેલું કે લખેલું પીરસવાનું હોય છે તેમને એવી મુશ્કેલીઓ નડે છે.

મહાવીરે એક વાત આપણને ડંકાની ચોટ સાથે જણાવી. શરીર જો આત્માને અર્થે વાપરો તો જ એનું મહત્ત્વ છે. રસમલાઈ કે ગુલાબજાંબુ ખાઓ તો ભલે પણ આત્મા મલાઈમાં નથી, આનંદ મલાઈમાં નથી, આનંદ તો આત્માના પ્રદેશમાંથી આવે છે. મલાઈમાં જો આનંદ હોત તો મુડદાના મોંમાં મલાઈ મૂકી ખાતરી કરો. મુડદાના નાક આગળ ગુલાબનું ફૂલ મૂકી જુઓ, મરેલા પુરુષ આગળ અપ્સરાને ઊભી રાખો.

મહાવીરની દૃષ્ટિએ કશું પડળ નહોતું, તેઓ સ્પષ્ટ જોઈ શકતા એટલે એમની વાણી પણ સ્પષ્ટ જ હતી.

જેમનું દર્શન સ્પષ્ટ નથી હોતું તેમની વાણી પણ સ્પષ્ટ નથી હોતી. દર્શન થયા પછી સંશય હોતો જ નથી. મહાવીરને સંશય હોય જ શાનો? તેઓ સર્વજ્ઞ હતા કારણ કે, આત્માના

પ્રદેશમાંથી બધું જોતા હતા. એમની દૃષ્ટિ આપણી માફક મર્યાદિત નહોતી.

તેમણે કહ્યું કે સંસાર કર્માધીન છે. બીજાંકુરન્યાય છે. શરીર એ પણ ઉગેલી વસ્તુ છે. આત્માની સ્વતંત્રતા કર્મ કરવામાં રહેલી છે. એમાં ઈશ્વર જેવી કોઈ બાહ્ય સત્તાને વચ્ચે લાવવાની જરૂર નથી. આત્મા પોતે સ્વતંત્ર છે છતાં પોતાના હાથે પોતાનો બંધમોક્ષ કરે છે. પ્રારબ્ધ આવ્યું ક્યાંથી? ઈશ્વરે કશું જ આપ્યું–લીધું નથી. આત્માને ઓળખો એનો અર્થ એટલો કે તમે તમારાં કર્મો જોઈવિચારીને પૂરી જવાબદારીથી કરો. છતી આંખે અંધ ન રહો. મનુષ્યનો મિત્ર એ પોતે જ છે, દુશ્મન પણ એ પોતે જ છે. જો ટૂંકમાં કહીએ તો આત્મા તો કેવળ સાક્ષીરૂપ છે. એને કશું લાગતુંવળગતું નથી. એની આંખ જો હોય તો એક જ છે—કર્મ.

મહાવીર પુરુષાર્થવાદના પ્રબળ હિમાયતી હતા. સંસાર જો કર્માધીન છે તો પછી સુખદુઃખનું સર્જન મનુષ્યના હાથમાં જ છે. કયા કર્મથી કયું ફળ મળશે એનું દર્શન કરનાર જ્ઞાની આત્માઓને જૈન દર્શનમાં 'કેવલી' કહે છે. મહાવીર પોતે તો કેવલી ઉપરાંત તીર્થંકર હતા. તીર્થંકર એટલે સંપૂર્ણ. તીર્થંકરની સર્વજ્ઞતા વિશ્વવ્યાપી બની જાય છે.

મહાવીરે યોગદૃષ્ટિ કેળવવા પ્રબોધ કર્યો હતો. યોગદૃષ્ટિ પ્રાપ્ત થાય છે ત્યારે મનુષ્ય મનની પારના પ્રદેશમાં જઈ શકે છે, એટલું જ નહિ પરંતુ પ્રાણીમાત્રને ઉપકારક બની શકે છે. એવી દૃષ્ટિ ધરાવનારો કયું પ્રારબ્ધકર્મ ક્યારે, કેવી રીતે અને કેવું ફળ આપશે તે જાણી શકે છે અને મનુષ્યને વખતસર

ચેતાવી શકે છે. ખરાબ પ્રારબ્ધને સારાં કર્મોથી હળવું બનાવી શકે છે. પ્રારબ્ધનો મૂંગો માર સહન કરવા પહેલાં આવા મહાત્માઓ પોતાની કરુણાથી અજ્ઞાની જીવોને સારાં કર્મોનું બખ્તર પહેરાવી દે છે.

મહાવીરનો અપૂર્વ ઉપદેશ જે હતો તેનું નામ અહિંસા. તેમનું સ્પષ્ટ દર્શન હતું કે આ સંસારનાં તમામ દુઃખોનું મૂળ હિંસામાં છે. પ્રત્યેકને જીવ વહાલો હોય છે. મૂંગા પ્રાણીને પણ પોતાનો જીવ વહાલો છે. બકરીનું બાળક એની માતાને એટલું જ પ્યારું હોય છે. એને આપણે જો છીનવી લઈને મારી નાખીએ તો એના હૃદયને ભારે આઘાત થાય. એ આઘાતમાંથી પરમાણુઓના પ્રત્યાઘાત થાય અને પ્રત્યાઘાતમાં રહેલી કરુણતાનાં આંદોલનો આપણને કર્મથી બાંધી લઈ આપણા ભાવિ દુઃખનું પોટલું વધારે. સવાલ આપણા પોતાના અંતઃકરણની સ્વચ્છતા–અસ્વચ્છતાનો નથી, સવાલ આઘાત–પ્રત્યાઘાતનો છે. એટલા માટે મહાવીર પ્રભુએ કોઈ પણ જીવને દુઃખ થાય એવું કર્મ ન કરવું એ મહાસત્ય ઉચ્ચાર્યું. અહિંસાની પ્રતિષ્ઠાથી જ મનુષ્ય પોતાનું પશુત્વ છોડીને આત્માના પ્રદેશમાં દાખલ થાય છે, એવું મહાવીરનું કહેવું છે. એમની વિશ્વબંધુત્વની ભાવના ઘણી જ વિશાળ અને વ્યાપક હતી. કોઈ પણ જીવના હૃદયને દુઃખ થાય એવી પ્રવૃત્તિ કદી ન કરવી એ જૈન ધર્મનું તેમ જ બીજા બધા ધર્મોનું સારસર્વસ્વ છે. અહિંસા એ તો આધ્યાત્મિક માર્ગનું પહેલું પગથિયું છે.

મહાવીરે વેદોનો વિરોધ કદી કર્યો નથી. મહાવીરનાં વાક્યોમાં 'વેદનો અર્થ આ છે' એવા શબ્દો આવે છે.

'ગણધરવાદ'માં મેં પોતે એ વાંચ્યા છે. મહાવીરે વેદના અર્થો પોતાની સ્વતંત્ર પ્રતિભાથી કર્યા. વેદથી પોતાની વાત જુદી છે એવું મહાવીરે કહ્યું જ નથી. મહાવીરે તો વેદના વિપરીત અર્થો કરનારા કર્મકાંડી બ્રાહ્મણોની આંખ ઉઘાડવાનું પુણ્યકાર્ય કર્યું હતું. યજ્ઞોમાં થતી બેફામ પશુહિંસામાં વેદના અર્થોના અજ્ઞાન સિવાય બીજું કાંઈ જ નથી એવું મહાવીરે કહ્યું. અને બુદ્ધે પણ એ જ કહ્યું હતું. એટલે એમની પ્રવૃત્તિઓ વેદની વિરોધી હતી અથવા તો તે મહાત્માઓ વેદથી અવળી વાતો કરતા હતા એવું કહેવું એમાં સૂક્ષ્મ અભ્યાસના અભાવ સિવાય બીજું કશું જ નથી. વેદોનો અર્થ કર્મકાંડી બ્રાહ્મણો કરે તે જ સાચો એવો આગ્રહ કોઈ પણ ભણેલો અને વિચારશીલ હિંદુ તો રાખી શકે નહિ. ફરી કહું કે ભગવાન બુદ્ધને કે મહાવીરને વેદનો વિરોધ હતો જ નહિ. એ મહાત્માઓએ વેદનાં રહસ્યવાક્યો આપણને જુદી રીતે સમજાવ્યાં હતાં. મહાવીર પોતાના તત્ત્વવિચારના પ્રતિપાદનમાં વેદનાં વાક્યો ટાંકે છે અને પોતાની વાતનું અપૂર્વ અદ્ભુત સમર્થન કરે છે તે 'ગણધરવાદ' જોવાથી સમજાઈ જશે. પોતાની અસાધારણ પ્રતિભાથી ઉપનિષદ્‌નાં વાક્યોની પોતાના તત્ત્વદર્શનની સાથે એકવાક્યતા કરવી એ કામ આર્ષદષ્ટિ વિના સંભવતું નથી.

'જીવનદર્શન' એ શબ્દ ઋષિઓ અને પયગંબરોના સંબંધમાં જ આપણે વાપરી શકીએ. દૃષ્ટિ વગર દર્શન હોતું નથી. દૃષ્ટિ મેળવવા માટે આત્માના પ્રદેશનો પૂરો અનુભવ હોવો જોઈએ. ઇંદ્રિયો અને મનના પ્રદેશમાં ઊંઘતા માણસ માટે 'દર્શન' શબ્દ વાપરી શકાતો નથી. મહાવીરની પ્રજ્ઞા સ્થિર હતી, તેઓ સ્થિતપ્રજ્ઞ હતા, તેથી તેમનું દર્શન અચંડ

હતું. જીવન સંપૂર્ણ રીતે વ્રતબદ્ધ હતું એટલે આત્મશક્તિ ઘૂંટેલી હતી અને વૃત્તિઓનો લોલવિલોલ શમી ગયો હતો. લોલવિલોલ શમી ગયા પછી જે દર્શન થયું તે દર્શન તેમણે માનવજાતના લાભ અર્થે રજૂ કર્યું. એમણે ઊંઘતા મનુષ્યને ઊભો કર્યો. એને નવી જાતની સ્વતંત્રતાનો સંદેશો આપ્યો. એમણે કહ્યું કે, માનવ, તું ઊભો થા; તું સ્વાવલંબી બન, પુરુષાર્થ કર. જે વસ્તુ શ્રીકૃષ્ણે કહી હતી તે જ વસ્તુ દોઢ હજાર વર્ષ બાદ ભગવાન મહાવીરે કહી. સાર એ જ હતો, શબ્દો જુદા હતા. એ શબ્દો જુદા હતા કેમ કે દેશકાળ જુદો હતો. આત્માના પ્રદેશમાં મુસાફરી કરવાના વાહનમાં પણ દેશકાળ પ્રમાણે ફેરફાર હતો. એ સિવાય કશો જ ફરક નહોતો.



સાગરની ઉપમા આપણે ક્યારે આપી શકીએ? વસ્તુ જ્યારે અનંત, અપરિમિત અને અગાધ લાગે ત્યારે તેને સાગરની સાથે સરખાવી શકાય.

શંકરાચાર્યનું તત્ત્વદર્શન મૌલિક, વિશદ, અપૂર્વ અને અદ્ભુત છે એવું તો વિશ્વના લગભગ બધા જ ફિલસૂફો કહે છે. એમના દર્શનને જર્મની, બ્રિટન, અમેરિકા, ફ્રાંસ અને રશિયાના વિદ્વાનો કાન્ટ, હેગેલ, બ્રેડલી, બાર્ગસાં, સ્પિનોઝા આદિ વિખ્યાત ચિંતકોનાં દર્શનો કરતાં પણ વિશેષ વ્યાપક, વિશેષ તર્કબદ્ધ, વિશેષ સ્પષ્ટ અને વિશેષ ઊંડું માને છે. પ્લેટો અને એરિસ્ટોટલનાં ચિંતનો કરતાં પણ શંકરાચાર્યનું ચિંતન વધુ સમૃદ્ધ અને સર્વગ્રાહી છે, એવું રાધાકૃષ્ણ અને દાસગુપ્તા ઉપરાંત પ્રો. રાનડે, બેલવેલકર, મહેન્દ્રનાથ સરકાર, રેને ગ્વેનોન આદિ અદ્યતન વિચારકો માને છે. શ્રીકૃષ્ણસ્વામી આય્યર જેવા પ્રખર વિદ્વાન પણ એ જ સૂર પૂરે છે. કીથ, મૅકડોનલ, ડાઈસિન, કોણ એ મતના નથી?

આધુનિક ભારતીય વિદ્વાનોમાં એક માત્ર પ્રો. લવન્ડે સિવાય દરેકને શંકરાચાર્યનું દર્શન ફિલસૂફીનું શિખર લાગે છે. લવાન્ડેને એમાં 'નિશાળિયાની રમત' જેવું લાગે છે. લવાન્ડે અમારા પ્રો. દાંડ્રાદેના શિષ્ય, અને એમને કે દાંડ્રાદે સાહેબને ભારતીય ફિલસૂફીનો પરિચય નિશાળિયા જેટલો પણ નહિ. દાંડ્રાદે

સાહેબ 'હું નથી જાણતો' એવું કહેવાની નૈતિક હિંમત ધરાવતા, જ્યારે લવન્ડે એવી નૈતિક હિંમત માટે જાણીતા નથી.

શ્રીમદ્ શંકરાચાર્યના દર્શનને 'કેવલાદ્વૈત' કહે છે. અદ્વૈત તો ખરું પરંતુ એક માત્ર બ્રહ્મ સિવાય બીજું જે કાંઈ દેખાય છે, એટલે કે પ્રતીત થાય છે, તે અધ્યાસ એટલે કે મૂળભૂત અને જન્મસહભાવી ભ્રાંતિ છે, એનું નામ કેવલાદ્વૈત. સત્યની અનેક કક્ષાઓ છે અને તેની આખરી કક્ષા એટલે બ્રહ્મ. જગત મિથ્યા છે એટલે કે આખરી નથી, ફક્ત વચગાળાની ભ્રાંતિ છે. વિષય એટલે કે પદાર્થ અને વિષયી એટલે કે જીવ, બંને વસ્તુતઃ એક જ સત્તા છે, પરંતુ જુદા લાગે છે. બ્રહ્મ એટલે કે આખરી પદાર્થ એક અને અવિભાજ્ય છે. ભ્રાંતિનો અર્થ એવો નથી કે અનુભવ નથી થતો અથવા તો કેવળ ગપ છે. ભ્રાંતિ એટલે કે બ્રહ્મના અનુભવ વગરની આપણા મનની સ્થિતિ. અદ્વૈત હોવા છતાં દ્વૈતમાં સત્ય જોવું એનું નામ ભ્રાંતિ. ઇંદ્રિયો દ્વારા થતું તમામ જ્ઞાન આવું હોય છે, એટલે કે આપણું સઘળું જ્ઞાન ઇંદ્રિયોની મર્યાદા પ્રમાણે હોય છે. આખરી સત્તા ઇંદ્રિયોની નથી. આખરી સત્તા ઇંદ્રિયો જેના આધારે છે તેની છે. ઇંદ્રિયોનો આધાર તેનું નામ જ આત્મા.

શંકરાચાર્યના તત્ત્વજ્ઞાનને દૃશ્યાતીત ( Transcendental ) ફિલસૂફી કહી શકાય. પશ્ચિમમાં કાન્ટની ફિલસૂફી બાબતમાં એ જ શબ્દ વપરાતો આવ્યો છે.

શંકરાચાર્યનો જન્મ કેરલમાં થયો હતો. કોચીનથી થોડે દૂર આલવાયે પાસે કાલટી નામના ગામમાં આજથી લગભગ બારસો વર્ષ ઉપર એક નંબૂદ્રી બ્રાહ્મણને ત્યાં આ તેજસ્વી

બાળક જન્મ્યો હતો. તેમના પિતા આ બાળકની લગભગ ચારપાંચ વર્ષની ઉંમરે સ્વર્ગવાસી થયા હતા અને વિધવા માતાએ બાળકને ઉછેરીને મોટો કર્યો. પાંચ વર્ષની ઉંમરે એમને જનોઈ દીધું. સાતેક વર્ષની ઉંમરે શંકરાચાર્યને સંન્યાસ લેવાનું મનમાં સ્ફુર્યું. પૂર્વજન્મના કોઈ વિલક્ષણ સંસ્કારથી હો કે નદીમાં મગરે પગ પકડ્યો તે છોડાવવા માતાએ ઈશ્વરને પ્રાર્થના કરી પુત્રને સંન્યાસી કરવાની બાધા લીધી તેના પરિણામે હો, પણ બાર કે ચૌદ વર્ષની ઉંમરે બાળક શંકરાચાર્યે સંન્યાસ લીધો. એમને સંન્યાસની દીક્ષા આપનાર ગુરુનું નામ ગોવિંદપાદાચાર્ય હતું અને સંન્યાસ લીધો તે સ્થળ નર્મદાને કાંઠે હતું.

ગોવિંદપાદાચાર્ય પાસે તેઓ વેદાંતનું જ્ઞાન તથા યોગ શીખ્યા પરંતુ ગોવિંદપાદાચાર્યના ગુરુ ગૌડપાદાચાર્ય પાસેથી શક્તિમાર્ગનું રહસ્ય પામ્યા. શંકરાચાર્ય ફક્ત ફિલસૂફ નહોતા, તેમ જ ફક્ત ધર્માચાર્ય નહોતા. બ્રહ્મ સત્ય છે પરંતુ સત્યનું સાચું જ્ઞાન પામવા શક્તિની ઉપાસના કરવી પડે છે. શક્તિની ઉપાસનાથી જ મનુષ્યમાં ઉત્સાહ, બળ, વીર્ય અને ઐશ્વર્ય પેદા થાય છે. આત્માની સત્તાનો અનુભવ કરવો એનું નામ જ શક્તિવાદ. વેદાંત એ ફક્ત તર્કનો કે કલ્પનાની પાંખો ફફડાવવાનો વિષય નથી પરંતુ આત્મશક્તિનો અનુભવ કરવાનો વિષય છે એવું શંકરાચાર્ય પોતાના ગુરુ પાસેથી સમજ્યા અને એટલા માટે તેઓશ્રી શુષ્ક વેદાંતી નહિ પરંતુ શાક્ત અદ્વૈતી હતા.

તેમણે ભારતની પરિક્રમા કરી અને કાશ્મીરથી કન્યાકુમારી સુધી અને દ્વારકાથી જગન્નાથપુરી સુધી પોતાની માતૃભૂમિનું અખંડ દર્શન કર્યું. એક પરિવ્રાજક તરીકે અનેક યાતનાઓ

સહન કરીને પગપાળા મુસાફરી કરવી અને તે પણ અંધાધૂંધીના જમાનામાં એ વસ્તુ નોંધપાત્ર છે.

ભગવાન શંકરાચાર્યના ભવ્ય જીવનમાં એમના તત્ત્વજ્ઞાનના અદ્ભુત પ્રકાશ કરતાં પણ વધુ આકર્ષક એમની અપૂર્વ માતૃભક્તિ હતી. પોતાના એકના એક પુત્રને સંન્યાસી બની પરિવ્રાજકો સાથે ઘર છોડતો જોતી પ્રેમાર્દ્ર માતા બારણે ઊભી ઊભી રુદન કરતી કલ્પવી એ વસ્તુ જ હૃદયદ્રાવક છે. વાત્સલ્યથી એણે પુત્રને છાતી સરસો ચાંપ્યો હશે, એના મસ્તક ઉપર ઊનાં અશ્રુ ઢળી રહ્યાં હશે અને કિશોર વયનો સંન્યાસી માને જોતો જોતો કદાચ બ્રહ્મનો વિચાર તો નહિ જ કરતો હોય. એ પોતાની માતાને સગાં-સંબંધીઓને સોંપતો ગયો હશે એવી વાંચેલી વાત મારે ગળે ઊતરતી નથી. સાચી વાત કદાચ એ હશે કે સગાંસંબંધીઓ એ રુદન કરતા બાળકને આશ્વાસન આપી કહેતાં હશે કે તું તારી માની ચિંતા ન કરીશ. બાળક ભગવાં લૂગડાં ધારણ કરી ઘરની બહાર આવતો હશે, માનું કલ્પાંત સાંભળતો હશે, પોતે પણ આસ્તે કદમ અને ચોધાર આંસુ ઢાળતો ચાલવા માંડતો હશે, માનાં ડૂસકાં સાંભળી પાંચસાત વખત પાછળ નજર કરતો હશે, અટકતો હશે, અને સાથેના સંન્યાસીઓ એનું કાંડું પકડીને ચાલતા થતા હશે. કોઈ ઉચ્ચ કોટિનો અને સહૃદય કલાકાર આ બનાવનું જો ચિત્ર દોરે તો એની નીચે હું એટલું જ લખું કે—"માતા સત્યં જગન્મિથ્યા."

શંકરાચાર્ય, પોતાના સોળમા વર્ષથી તે બત્રીસમા વર્ષે નિર્વાણ પામ્યા ત્યાં સુધી ખૂબ ઘૂમ્યા. એમણે બ્રહ્મસૂત્ર ઉપર ભાષ્ય રચ્યું, જે સંસ્કૃત સાહિત્યમાં ઉત્તમ ગદ્યકૃતિ ગણાય છે.

એમણે મુખ્ય દસ ઉપનિષદો ઉપર અને ગીતા ઉપર પ્રખર ભાષ્યો લખ્યાં. એમણે અનેક પંડિતોને વાદવિવાદમાં મહાત કર્યા. મંડનમિશ્ર જેવા પ્રકાંડ પંડિતને વાદમાં હરાવ્યા અને કેટલાકના મતે કુમારિલ ભટ જેવા સમર્થ વિદ્વાનને પણ મહાત કર્યા.

શંકરાચાર્યનો સમય રાજકીય તથા ધાર્મિક અવ્યવસ્થાનો હતો. શંકરાચાર્યે પોતાના વર્ચસ્વથી વામમાર્ગીઓનું જોર તોડયું. કાપાલિકોનો જુગુપ્સા અને ઘૃણા ઉત્પન્ન કરે તેવો અડ્ડો તોડયો. અનેક વહેમી સંપ્રદાયોને ખુલ્લા પાડયા અને દેહદમનની ક્રૂર પ્રથા ઉપર પ્રહારો કર્યા. એમણે જંતરમંતર-તંતરને ઝાડયા અને માનવજીવનને ઊર્ધ્વગામી કરે એવા સાત્ત્વિક અને સૌમ્ય માર્ગોનો પુરસ્કાર કર્યો. બૌદ્ધધર્મમાંથી નૈતિક સિદ્ધાંતો અને સંગઠનની ભાવના અપનાવી લીધી અને યતિધર્મની પુનર્રચના કરી દશનામી સાધુઓની વ્યવસ્થા કરી.

વિચાર કરનારને સમજાશે કે શંકરાચાર્યની પ્રતિભાને અનેક પાસાં હતાં. તેઓ તત્ત્વજ્ઞ હતા, કવિ હતા, સંત હતા, યોગી હતા અને સુધારક પણ હતા. આવી સર્વલક્ષી પ્રતિભા ભગવાન બુદ્ધ પછી એક માત્ર શંકરાચાર્યની જ હતી અને તે બે વચ્ચે બરાબર બારસો વર્ષનો ગાળો હતો. શંકરાચાર્યે હિંદુધર્મને સંગઠિત કરવામાં જે અપૂર્વ શક્તિ દાખવી તે શક્તિ તેમના પછી બરાબર બારસો વર્ષે મહાત્મા ગાંધીએ જ દાખવી. શંકરાચાર્યે ભારતવર્ષમાં ચાર મઠો સ્થાપ્યા–ઉત્તરમાં બદરિકાશ્રમમાં, પૂર્વમાં જગન્નાથપુરીમાં, પશ્ચિમમાં દ્વારકામાં અને દક્ષિણમાં શૃંગેરીમાં.

શંકરાચાર્ય મોટા ક્રાંતિકારી હતા. વેદસંપ્રદાયના આચાર

તથા વિચાર બંનેમાં તેમણે ક્રાંતિ સર્જી. પોતાની અપૂર્વ પ્રતિભાથી એમણે ઉપનિષદોની એકવાક્યતા કરી અને ભારતીય તત્ત્વવિચારને સંપ્રદાયના વાડામાંથી બહાર આણી સર્વલક્ષી કર્યો. દરેક વાતને એમણે તર્ક અને અનુભવ બંનેની કસોટીએ ચઢાવી અને બુદ્ધિની પ્રતિષ્ઠા વધારી. પોતાના વિચારો એમણે માનસિક તટસ્થતાથી અને નિર્ભયતાથી રજૂ કર્યા અને દૃશ્ય જગતના અનુભવોને શાશ્વત વસ્તુ સાથે મેળવી તોળીને તે ઉપર સ્વતંત્ર પ્રકાશ ફેંક્યો.

આચારધર્મની સાંકડી વાતોનો એમણે અસ્વીકાર કર્યો અને પોતે સંન્યાસી હોવા છતાં પોતાની વહાલી માતાના દેહને તેના મૃત્યુ પછી પોતાના હાથે અગ્નિસંસ્કાર કર્યો. આ એક જ બનાવ એમના અદ્ભુત મનોબળ અને માતૃપ્રેમનું સબળ ઉદાહરણ છે. સંન્યાસી બન્યા એટલે હૃદયનું ઝરણું સુકાઈ ગયું એવી મિથ્યા વાત એ મહાન જ્યોતિર્ધરને સ્વીકાર્ય નહોતી. તત્ત્વજ્ઞાની બન્યા એનો અર્થ એવો નહિ કે પરમાત્માની સુકોમળ ભાવનાથી ભરેલી ભક્તિનો ત્યાગ કરવો. માતૃભક્તિમાં એ મહાપુરુષે પરમાત્માની અનન્ય પ્રેમશક્તિનું દર્શન કર્યું અને તત્ત્વજ્ઞાનના ક્ષેત્રમાં "સૌંદર્યલહરી" જેવી ઉત્તમ કાવ્યકૃતિ આપી. જે શુષ્ક વેદાંતીઓ એમ માનતા હોય કે "અહં બ્રહ્માસ્મિ" એટલે પતી ગયું, એમના લક્ષમાં આ વાત રહેવી જોઈએ કે ભગવાન શંકરાચાર્ય તો માતાજીના અનન્ય ઉપાસક હતા અને ભક્તિના મનોહર, મૃદુ અને મિષ્ટ પ્રવાહમાં સદા ઉમંગથી વિહરતા હતા. માતાનો પ્રેમ એમણે રૂંવે રૂંવે અનુભવ્યો હતો અને એમની વિશિષ્ટ અને દૈવી પ્રતિભાનું મૂળ જનનીના નિર્મળ પ્રેમમાં હતું.

ભગવાન શંકરાચાર્યનું તત્ત્વજ્ઞાન સમજવું હોય તેણે પોતાની સાંપ્રદાયિક દૃષ્ટિને કોરાણે મૂકવી પડશે. શંકરે માયાવાદની સ્થાપના કરી જ નથી, શંકરે બ્રહ્મવાદની સ્થાપના કરી છે. દ્વૈતની ભ્રાંતિ શા માટે થાય છે, કેવી રીતે થાય છે, ક્યાંથી થાય છે, એવી કોઈ પણ પ્રકારની તર્કબાજી શંકરે કરી જ નથી. એમણે એટલું જ કહ્યું કે ચૈતન્ય એક અને વિભુ છે; જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ એ ત્રણમાંથી એકકે સ્થિતિમાં એનો લોપ થતો જ નથી "હું" ની હસ્તી મિટાવી શકાતી જ નથી. "હું" ને દ્વિવચન કે બહુવચન હોતું જ નથી. મૃત્યુ પણ જાગ્રત અવસ્થાનો જ અનુભવ છે. મૃત્યુ જેવી કોઈ સ્વતંત્ર અવસ્થા જ નથી. જાગ્રત અને સ્વપ્ન એ બે અવસ્થામાં કાળમાપ નિરાળાં છે. સ્વપ્નને અંતે જાગ્રત કે જાગ્રતને અંતે સ્વપ્ન એવી કાળગણના કરી શકાતી નથી. સુષુપ્તિનું પણ તેમ જ. સુષુપ્તિમાં ચૈતન્ય કેવળ અસ્તિરૂપે જ, "હું" રૂપે જ, હોય છે. સુષુપ્તિમાં તે, તું કે તમે જેવી વિષયવૈવિધ્યવાળી સૃષ્ટિ હોતી નથી પદાર્થો નાશ પામતા નથી, આત્મામાં એકરૂપ બની જાય છે, ઓગળી જાય છે. પદાર્થોની હસ્તી આત્મામાં જ હોય છે, અધ્યાસથી જાગ્રત તથા સ્વપ્નકાળમાં ભેદબુદ્ધિ ઊભી થાય છે. અધ્યાસ કેમ ઊભો થાય છે એનો જવાબ જાગ્રત કાળમાં આપી ન શકાય, કારણ કે જાગ્રતમાં જે પ્રતીતિ થાય છે તેનો લોપ જાગ્રતમાં થઈ શકે જ નહિ. તેવી જ રીતે સ્વપ્નમાં પણ સમજવું. સુષુપ્તિમાં એ પ્રશ્ન ઉપસ્થિત થતો નથી, કારણ કે સુષુપ્તિમાં એક માત્ર ચૈતન્ય જ શેષ હોવાથી કાર્યકારણ સંબંધ મિથ્યા ઠરે છે. ચૈતન્યમાંથી ઉદ્ભવ અને ચૈતન્યમાં લય એવું પણ કહી ન શકાય. ઉદ્ભવ અને લય તો દિગ્ અને કાળ

(Time and Space) હોય ત્યાં સંભવે.

શંકરાચાર્યની ફિલસૂફી હું પૂરી સમજ્યો હોઉં એવો મારો દાવો નથી. એવો દાવો તો કદાચ કોઈનો પણ નહિ હોય. અમુક માણસ પૂરી સમજ્યો છે એવું કહેવું તે પણ ભૂલ છે. મને જે થોડીઘણી તે સમજાઈ છે તેનો સાર એટલો કે સ્વભાવને માટે જ્ઞાન કે અજ્ઞાન એકકે શબ્દ વાપરી ન શકાય. માયા એ જો બ્રહ્મનો સ્વભાવ હોય તો એને જ્ઞાન કે અજ્ઞાન કાંઈ કહી ન શકાય. મનુષ્યજીવન પણ સ્વભાવ દ્વારા જ છે, વિચાર દ્વારા નથી. વિચાર તો મનુષ્યના સ્વભાવને ઓળખવાની કે વ્યક્ત કરવાની પ્રક્રિયા છે, બીજું કાંઈ નથી.

તત્ત્વજ્ઞાનના પ્રશ્નો મનોભૂમિકામાં ઊભા કરી પછી જવાબો આપવા બેસી જવું તેને આપણે તત્ત્વજ્ઞાન કહી શકતા નથી. તત્ત્વજ્ઞાનના પ્રશ્નો જીવનસંઘાતમાંથી ઊભા થવા જોઈએ, ઈંદ્રિયોના વ્યાપારોમાંથી, વલણોમાંથી, વર્તનમાંથી ઉપસ્થિત થયા હોવા જોઈએ. ટૂંકમાં, તત્ત્વજ્ઞાનના પ્રશ્નો સ્વભાવમાંથી ઊભા થયા હોય તેને જ પ્રશ્નો કહેવા ઉચિત છે. મનના તરંગોમાંથી પ્રશ્નો ઊભા કરવા તેને મારી સમજ મુજબ તત્ત્વજ્ઞાન કહી ન શકાય. કોઈપણ વિધાનો કરવામાં પોતાની મર્યાદાનું વિધાન હોવું જોઈએ. મર્યાદા અનુભવની હોય. વિચારનું મંદિર અનુભવ ઉપર હોઈ શકે. શબ્દોની ગૂંથણીથી સત્યનું પ્રતિપાદન થઈ શકતું નથી સત્યનું દર્શન થયા પછી જ શબ્દોને સ્થાન હોય છે.

શંકરાચાર્યની ફિલસૂફીમાં આવો કોઈ પડઘો મને સંભળાય છે.



## ૨૯. શ્રીમદ્ વલ્લભાચાર્ય

શ્રીમદ્ વલ્લભાચાર્ય વૈષ્ણવ સંપ્રદાયના એક મહાન આચાર્ય થઈ ગયા. તેમનો જન્મ સંવત ૧૫૩૫માં ચૈત્ર વદ ૧૧ના રોજ થયો હતો. મંગળવાર તા. ૧૧મી એપ્રિલના રોજ એમની જન્મ તિથિ છે. તેઓશ્રીનું જન્મસ્થાન તેલંગણમાં કૃષ્ણા નદીના દક્ષિણ કાંઠે હતું.

વલ્લભાચાર્યના પિતાનું નામ લક્ષ્મણભટ્ટજી હતું અને માતાનું નામ ઈલ્લિમાગારુ હતું. લક્ષ્મણભટ મોટા કર્મકાંડી વિદ્વાન બ્રાહ્મણ હતા. તેઓએ પોતાનો નિવાસ કાશીમાં રાખ્યો હતો.

બાલ્યાવસ્થાથી જ બાળક વલ્લભાચાર્ય અત્યંત તેજસ્વી હતા. તેમના પિતાના પ્રોત્સાહનથી વલ્લભાચાર્યજીએ વેદો, ઉપનિષદો અને અન્ય શાસ્ત્રોનો ઊંડો અભ્યાસ કર્યો અને તેમાં પોતે પારંગત બન્યા.

વેદોનાં વાકયો એમની પ્રતિભાના સ્પર્શથી પોતે સહેલાઈથી સમજવા લાગ્યા અને પોતાનાં મંતવ્યોનો પોતાની પૂર્વે થઈ ગયેલા વિષ્ણુસ્વામી નામના વૈષ્ણવ આચાર્યના મંતવ્યો સાથે તાળો બેસાડવા લાગ્યા. આવી પ્રખર વિદ્વત્તાથી પોતાને રાજસંમાન તથા આચાર્યપદ પ્રાપ્ત થયું.

ત્યારબાદ આચાર્યશ્રીએ ભારતનો પ્રવાસ ખેડ્યો અને સ્થળે સ્થળે પોતાની પ્રતિભાથી નવો પ્રકાશ ફેલાવ્યો. પરમાત્માના આનંદ સ્વરૂપ ઉપર તેઓશ્રીએ ઘણો ભાર મૂકયો અને તે

સ્વરૂપ સત અને ચિત બંનેની પારનું હોવાથી ઉત્કૃષ્ટ છે એવું પ્રતિપાદન કર્યું. આનંદ સ્વરૂપની ઝાંખી તથા પ્રાપ્તિ ઈશ્વરની ભક્તિ વિના શકય નથી એવો સિદ્ધાંત પોતે રજૂ કર્યો અને તેના સમર્થનમાં વેદો અને ઉપનિષદોનાં વાકયો પોતે ટાંકવા લાગ્યા. પરમાત્મા ભાવગમ્ય છે અને તે ઉપરાંત રસનો સાગર છે એવું તેઓશ્રી જણાવતા. પોતે ઈશ્વરને શ્રીકૃષ્ણરૂપે ભજતા અને એમને એવી એક ધ્યાનસ્થ સ્થિતિમાં ભગવાન શ્રીકૃષ્ણનો સાક્ષાત્કાર થયો હતો એવું પોતે સ્વમુખે કહેલું છે. આ અદ્ભુત બનાવ મથુરા પાસે વૃંદાવનમાં બનેલો. આ પછી એમના ચિત્તમાં મોટો પલટો આવ્યો. ઈશ્વરના સાક્ષાત્કાર પછી તેમને ખાતરી થઈ કે ભગવાનની કૃપા વિના જ્ઞાન અને કર્મ નિરુપયોગી છે. ભગવાન પોતાના અનુગ્રહથી ભક્તને પોષે છે, એવો નિશ્ચય થતાં એમણે 'પુષ્ટિ' સંપ્રદાયની સ્થાપના કરી. પુષ્ટિ એટલે પરમાત્માની નિરવધિ કૃપા.

વલ્લભાચાર્યજીના તત્ત્વ સિદ્ધાંતો સરળ, સુગમ અને અનુભવના બળવાળા છે. ઈશ્વર નિર્ગુણ એટલે કે રસકસ વિનાનો નથી પરંતુ ઐશ્વર્ય અને અનેક શક્તિઓથી પરિપૂર્ણ છે. એ સાકાર પણ બને છે અને નિરાકાર પણ બને છે. જ્ઞાન અને ક્રિયાની પરિપૂર્ણતા દાખવે ત્યારે શ્રીકૃષ્ણ એ પોતે કર્તા અને ભોક્તા બને છે.

શ્રીમદ્ વલ્લભાચાર્યના મત પ્રમાણે જગત મિથ્યા નથી પરંતુ ઈશ્વરનું રૂપ જ છે. ઈશ્વરનો જ્યારે આવિર્ભાવ થાય છે ત્યારે તેનાં અનેક રૂપો દેખાય છે. જ્યારે તેનો તિરોભાવ થાય

છે ત્યારે બધું એકમાં શમી જાય છે. સંભૂતિ એ આવિર્ભાવ છે, વિનાશ તે તિરોભાવ છે.

જીવ ઈશ્વરનો અંશ છે. એને અણુ કહી શકાય. બ્રહ્મનો એટલે કે ઈશ્વરનો આનંદ જ્યારે ઢંકાય ત્યારે જીવ અને જ્યારે તે નિરાવરણ બને ત્યારે બ્રહ્મ. બ્રહ્મ અને જીવ બંને એક ખરા, પરંતુ તે એકતા અગ્નિ અને એના તણખા જેવી. મોટા પાવર હાઉસની વીજળી તથા પાંચ કેંડલ પાવરના ગોળાની અંદરની વીજળી બંને એક છતાં પાવર હાઉસ તે કાંઈ ગોળો નહિ.

જીવો પણ ત્રણ પ્રકારના હોય છે એવું વલ્લભ સંપ્રદાય માને છે ૧. શુદ્ધ, ૨. સંસારી, ૩. મુક્ત. શુદ્ધ જીવ ભક્તિનો અધિકારી બને છે. સંસારી જીવ અવિદ્યાથી ભરેલો હોય છે તેથી તેને અહંકાર અને મમત્વ વળગેલાં હોય છે. મુક્ત જીવ ઈશ્વરમાં મળી જાય છે, સાયુજ્ય પામે છે.

વલ્લભાચાર્યજીના સિદ્ધાંતમાં મહત્ત્વની વાતો બે છે.

(૧) જગત સાચું છે અને ઈશ્વરનું જ રૂપ છે.

(૨) સંસાર જૂઠો છે અને જીવની અવિદ્યા એટલે કે અજ્ઞાનને લીધે જ તે પ્રતીત થાય છે.

એમના દર્શનનો ટૂંક સાર મારી નજરે એટલો કે મનુષ્યે નિરહંકારી બની પોતાનું સર્વસ્વ ઈશ્વરના ચરણે મૂકી દેવું. આવું કરવાથી માયા મમતા ન રહે અને પોતે પરમાત્માનો દાસ બની નિશ્ચિત થઈ શકે. આવી ભાવના કેળવવા માટે ભક્તિ અનિવાર્ય બને છે. જગતને મિથ્યા માનવું એ ખોટું છે. મિથ્યા તો આપણી મમત્વ બુદ્ધિ છે. જગતને મિથ્યા માનવું એના કરતાં જીવના અહંકારને મિથ્યા માનવો એ વસ્તુ વધારે ઉચિત

છે. સંસાર એ આપણી મિથ્યા દૃષ્ટિનું જ પરિણામ છે. આપણી દૃષ્ટિ જો વિશાળ બની જાય અને ભગવાનની લીલાનો અનંત વિસ્તાર જોતી થાય તો હરિ એ જ જગત અને જગત એ જ હરિ એવો ભાવ વ્યાપી જાય.

આવી ઊર્ધ્વ ભાવ પામેલી એટલે કે 'Sublimated' દૃષ્ટિ ભક્તિ વગર અસંભવિત છે. અહંકાર ઓગાળ્યા વગર ભક્તિનો ઉદય થતો નથી અને ઈશ્વરનાં સ્મરણ ચિંતન વગર અહંકાર કદી ઓગળતો નથી. ઈશ્વરના સ્મરણ ચિંતનની બાબતમાં અનેક જન્મના સંસ્કારો કારણભૂત હોય છે,

ભક્તોનાં ચિત્ત કુદરતી રીતે જ દાસભાવ પામેલાં હોય છે. તેઓનાં 'અહં' અને 'મમ' શમી ગયાં હોવાથી ચિત્ત બ્રહ્માકાર રહે છે.

શ્રીમદ્ વલ્લભાચાર્ય માત્ર એક મહાન આચાર્ય જ નહોતા, પરંતુ ઈશ્વરનો અનુગ્રહ પામેલા એક શક્તિસંપન્ન મહાપુરુષ હતા. ઈશ્વર સાથેનો એમનો સંયોગ અતૂટ હોવાથી એમના શબ્દમાં અને સ્પર્શમાં દૈવીશક્તિ ભરેલી હતી. પોતાના શિષ્યો પ્રત્યે તેઓ આત્મીયતા ધરાવતા અને શરણે આવનારને શુભ સંકલ્પથી સહાય કરતા. આવા ધર્મોપદેશકો નીતિનાં માત્ર પ્રવચનો કરનારા નથી હોતા પરંતુ સંકલ્પ સિદ્ધિવાળા દૈવી પુરુષો હોય છે. એમનો શબ્દ તથા સ્પર્શ ચેતનવંતો હોય છે અને તેઓ આત્માના ગહન પ્રદેશમાંથી કામ કરતા હોય છે.

આચાર્યશ્રી ગૃહસ્થાશ્રમી હતા. પોતે જ્યારે ભારતની ત્રીજી પ્રદક્ષિણા કરવા નીકળ્યા ત્યારે કાશીમાં દેવભટ્ટજી નામના એક પ્રખર વિદ્વાનની પુત્રી સાથે લગ્ન કર્યું. તેમનું નામ મહાલક્ષ્મી

હતું. તેમનાથી બે પુત્રો થયા : (૧) ગોપીનાથજી, (૨) વિઠ્ઠલનાથજી. આચાર્યશ્રીના જીવન સમયે પોતાના ૮૪ અનુયાયીઓ હતા.

એમનું શરીર મધ્યમ કદનું, શ્યામ રંગનું, ઘાટીલું અને મજબૂત હતું. વાણી અમૃત જેવી મીઠી અને રસિક હતી. વર્તન ઘણું પ્રેમાળ અને સમદષ્ટિવાળું હતું. ભક્તિમાં પોતે સદા ડૂબેલા રહેતા.

તેઓશ્રીએ નાના મોટા બાવન ગ્રંથો રચ્યા છે. બ્રહ્મસૂત્ર ઉપરનું તેમનું અણુભાષ્ય તથા ભાગવત ઉપરની સુબોધિની વિચારગાંભીર્યથી પ્રચુર એવા ગ્રંથો છે. તેઓશ્રીની કવિત્વ શક્તિ પણ ઉચ્ચ કોટિની હતી. એમણે રચેલું મધુરાષ્ટક માધુર્યસભર છે. શ્રીકૃષ્ણ ભગવાનના સાક્ષાત્કારના પ્રતિબિંબ જેવું હોવાથી એની અંદરનો ભક્તિરસ પ્રવાહી, નૈસર્ગિક અને હૃદયંગમ છે.

શ્રીમદ્‌નું અવસાન બાવન વર્ષની વયે થયું હતું અને ત્યારે પોતે કાશીથી પ્રયાગ પધાર્યા હતા. પોતે સમાધિ લે તે પહેલાં પુત્રોને પાસે બોલાવીને નીચે મુજબ શબ્દો કહ્યા હતા :

'જ્યારે તમે બહિર્મુખ થશો ત્યારે કાળે કરીને તમારાં દેહ તથા મન પ્રભુમાંથી ખસી જશે. શ્રીકૃષ્ણ કોઈ લૌકિક પ્રભુ નથી અને તેઓ લૌકિક વાતને સ્વીકારતા પણ નથી. શ્રીકૃષ્ણ ભગવાન મારું સર્વસ્વ છે. જે બધું દેખાય છે તે તથા નથી દેખાતું તે તમામ તેમનું જ છે. આવી ભાવનાથી તમે ભગવાનની સેવા કરજો. તેમ કરશો તો શ્રેય થશે. જીવભાવ પલટાવી નાખી શ્રીકૃષ્ણમય બનવું તેનું નામ મોક્ષ છે.'

શ્રીમદ્ વલ્લભાચાર્યનો ભક્તિસંપ્રદાય શુદ્ધાદ્વૈત કહેવાય છે. માયા એ પરમાત્માની પોતાની શક્તિ છે અને તે મિથ્યા નથી, એવું માનવું તે શુદ્ધાદ્વૈત. સાંભળ્યા પ્રમાણે આજે આ સંપ્રદાયના માણસોની સંખ્યા લગભગ સીત્તેર લાખ જેટલી છે.

ભક્તિ માર્ગ વેદકાળ જેટલો જૂનો છે એવું કેટલાકો માને છે. ઉપનિષદો તો ઉપાસનાનો પ્રબોધ કરે છે. શ્રીકૃષ્ણની પૂજા એ અઢી હજાર વર્ષ જેટલી પ્રાચીન તો છે જ. ભક્તિ સંપ્રદાયની અગાઉ મૂળ ભાગવત ધર્મ હતો.

શ્રીમદ્ વલ્લભાચાર્યે ઈશ્વરને બાલમુકુંદ રૂપે ભજવાની વાત કરી તેની પાછળ જો કાંઈ ઉદ્દેશ હોય તો એ કે મનુષ્યનું ચિત્ત કેવળ નિર્દોષ બને તો જ ભગવાન પ્રસન્ન થાય. બાળક જેમ નિર્દોષ ભાવે પદાર્થોનો આનંદ લે છે તેવી જ રીતે સૌએ આનંદ લેવો જોઈએ. બાળકના પ્રેમમાં જેમ વિકાર હોતો નથી તેમ ભક્તના પ્રેમમાં પણ વિકાર ન હોવો જોઈએ.

ભક્તિસંપ્રદાયે આપણા જીવનની કોમળ બાજુને વિકસાવવામાં ઘણો મોટો ભાગ ભજવ્યો છે. જીવનમાં રસ, આનંદ, ઉમંગ તથા તેનો સાહિત્ય, સંગીત અને કલામાં વિનિયોગ કરનારો ભક્તિસંપ્રદાય માનવ વિકાસમાં અત્યંત મહત્ત્વનું પ્રકરણ છે.

પરમાત્મા કેવળ જ્ઞાનગમ્ય નિર્ગુણ અનુભવ નથી પરંતુ વેદો કહે છે તેમ 'रसो वै सः' એટલે કે રસરૂપ છે. શ્રીમદ્ વલ્લભાચાર્યે પરમાત્માને આ રીતે ઓળખ્યો.

☆

## ૩૦. શ્રીમદ્ રામાનુજાચાર્ય અને વિશિષ્ટાદ્વૈત ફિલસૂફી

શ્રીમદ્ રામાનુજાચાર્યનો જન્મ ઈ. સ. ૧૦૧૭માં થયો હતો. દક્ષિણ ભારતમાં પેરમબુધુર ગામ એમનું જન્મ સ્થળ ગણાય છે. એમના પિતાનું નામ કેશવ અને માતાનું નામ કાંતિમતી હતું. નાનપણમાં એમણે યાદવ પ્રકાશ નામના એક વેદાંતી પાસે ફિલસૂફીનો અભ્યાસ શરૂ કર્યો. ગુરુ કરતાં કોઈ જુદી જ રીતે એમણે વેદોના અર્થ કરવા માંડ્યા, તેથી એમની તથા ગુરુની વચ્ચે મતભેદ ઊભો થયો.

તેવામાં એમની સ્વતંત્ર પ્રતિભાથી અંજાઈને યામુનાચાર્ય નામના એક સમર્થ જ્ઞાનીએ તેમને શ્રીરંગ આવીને પોતાના ભક્તિ માર્ગની ગાદી સ્વીકારવા નિમંત્રણ મોકલ્યું. રામાનુજાચાર્ય શ્રીરંગ પહોંચે તે પહેલાં યામુનાચાર્યનો દેહ છૂટી ગયો હતો. તેમના એક શિષ્યે રામાનુજાચાર્યને સંદેશો આપ્યો કે મૃત્યુ અગાઉ યામુનાચાર્યજીની ઇચ્છા હતી કે રામાનુજાચાર્યે બ્રહ્મસૂત્ર ઉપર એક સ્વતંત્ર ભાષ્ય રચવું. બ્રહ્મસૂત્ર એટલે વેદોનાં આધ્યાત્મિક જ્ઞાનવાળાં વાક્યોનો સંગ્રહ.

યામુનાચાર્યની ઇચ્છા માથે ચઢાવવાના ઇરાદાથી રામાનુજાચાર્યે બધી સામગ્રી એકઠી કરવા માંડી. છેક કાશ્મીર સુધીનો પ્રવાસ ખેડીને પોતે બ્રહ્મસૂત્ર ઉપરનું બોધાયન નામના એક પ્રાચીન આચાર્યનું પુસ્તક શોધી કાઢ્યું અને તેમાંથી વેદના મર્મો ઉકેલીને પછી બ્રહ્મસૂત્ર ઉપર એક સુંદર ભાષ્ય રચ્યું, જે

આજે 'શ્રીભાષ્ય'ના નામથી જગપ્રસિદ્ધ છે. બ્રહ્મસૂત્ર ઉપર શંકરાચાર્યે, વલ્લભાચાર્યે એમ બીજા આચાર્યોએ પણ ભાષ્યો રચ્યાં છે.

રામાનુજાચાર્યનો ઘરસંસાર કથળેલો હતો. એમની સ્ત્રી ખરાબ સ્વભાવની હતી અને બે ત્રણ પ્રસંગો એવા બન્યા કે રામાનુજાચાર્યને સંસાર ઉપર વૈરાગ્ય છૂટ્યો. એમને બારણે જે સાધુસંન્યાસીઓ આવતા તેમનો પત્નીએ તિરસ્કાર કરીને આવતા બંધ કર્યા, એટલે આ જ્ઞાની પુરુષે પત્ની સાથે લમણાઝીક કરવાને બદલે સંન્યાસ લઈ લીધો અને ઘર છોડી દીધું. પત્નીને કદાચ થયું હશે કે હા....શ આ કાસળ ગયું અને ઘરબાર અને મિલકત મળ્યાનો આનંદ થયો હશે. રામાનુજાચાર્યનો વિચાર કરતાં સોક્રેટિસ યાદ આવે છે. એની પત્નીએ પણ સોક્રેટિસને બહુ ત્રાસ આપેલો અને જીવન કડવું ઝેર કરેલું.

ઘર છોડીને રામાનુજાચાર્યે હંમેશાંને માટે શ્રીરંગમાં વાસ શરૂ કર્યો. ત્યાંથી એમની કીર્તિની સુવાસ ધીમે ધીમે આખા ભારતમાં ફેલાઈ. અનેક વાદીઓને તેમણે ચર્ચામાં હરાવ્યા, મંદિરો બંધાવ્યા અને યાત્રા તથા ઉત્સવનો પ્રચાર કર્યો. એમ કરતે કરતે છેક એકસો વીસ વર્ષની ઉંમરે એમણે દેહ છોડ્યો.

રામાનુજાચાર્યે સ્થાપેલા સંપ્રદાયને શ્રી સંપ્રદાય કહે છે. એ સંપ્રદાય વૈષ્ણવ છે અને તેમાં ભક્તિનું મહત્ત્વ છે. એમના તત્ત્વવિચારને 'વિશિષ્ટાદ્વૈત' કહેવામાં આવે છે. તે આસ્તિક દર્શન હોવાથી વિશિષ્ટાદ્વૈતનો આધાર વેદો ઉપર છે. પરંતુ તેમાં ભક્તિનું મહત્ત્વ માન્યું હોવાથી તે મત શ્રી. શંકરાચાર્યના કેવલાદ્વૈતથી જુદો પડે છે. વળી બંને મતમાં પ્રણાલિકાઓ પણ

જુદી છે. વિશિષ્ટાદ્વૈતમાં દક્ષિણના સંત પુરુષો કે જેમને આલવારો કહે છે તેમના શબ્દોને પણ વજન આપવામાં આવે છે અને એ શબ્દોને મહત્ત્વ પણ આપવામાં આવે છે. આલવાર સંતોમાં જાતિભેદને મહત્ત્વ આપવામાં આવતું નથી. એમાનાં કેટલાક સંતો શૂદ્ર જાતિના પણ હતા અને એ રીતે જુઓ તો વેદના કેટલાય ઋષિઓ પણ શૂદ્ર જાતિના હતા.

આલવાર સંતોની ગુરુપરંપરા ભક્તિસંપ્રદાયની હતી. તેમના પ્રથમ આચાર્યનું નામ નાથમુનિ હતું. તેમના શિષ્યનું નામ યામુનાચાર્ય અને યામુનાચાર્ય પછી આવ્યા રામાનુજાચાર્ય. આમ વૈષ્ણવ સંપ્રદાયનું ઘડતર દક્ષિણ ભારતમાં થયું.

રામાનુજાચાર્યના ભક્તિ સંપ્રદાયનો આધાર ઉપનિષદો ઉપર છે એમાં શંકા નથી. ભક્તિને એ સંપ્રદાયમાં પ્રપત્તિ કહે છે. પ્રપત્તિ એટલે જ શરણાગતિ. ઈશ્વરને પ્રાપ્ત કરવા માટે, એટલે કે, એનો પ્રેમ સંપાદન કરવા માટે, ભક્તિ જ એક મુખ્ય સાધન છે. તેટલા માટે નાથમુનિ અને તેમના શિષ્યો ભગવદ્ગીતાના 'मामेकं शरणं व्रज' એટલે કે મારું એકલાનું જ તું શરણ લે, એ વાક્ય ઉપર પૂર્ણ ભાર મૂકે છે. ભક્તિનો અર્થ એ લોકો 'સ્નેહપૂર્વક ધ્યાન કરવું' એવો કરે છે. એનો અર્થ એવો નથી કે જ્ઞાનનો માર્ગ ઊતરતો છે. એ લોકો એમ કહે છે કે આપણે જગતથી જૂદા છીએ એવો નિશ્ચય જ્ઞાનમાર્ગથી કરવો અને પછી ઈશ્વરનું ચિંતન કરી તેનો પ્રેમ જમાવવો એ રીત સુગમ છે. જ્ઞાન અને ભક્તિ એ બંને જુદી બાબતો નથી પણ એક બીજાની પૂરક છે.

રામાનુજાચાર્યનું તત્ત્વજ્ઞાન આપણને શું કહે છે? ઈશ્વર

જેમ સત્ય વસ્તુ છે તેમ જીવ પણ સત્ય વસ્તુ છે પણ ઈશ્વર વગર એની હસ્તી સંભવી શકતી નથી માટે જીવની સ્વતંત્રતા ઊતરતી છે. તેવી જ રીતે રામાનુજાચાર્યના મતે જગતનો અનુભવ માયિક નથી, પણ ઈશ્વરના અનુભવનો જ એક પ્રકાર છે. જીવ અને ઈશ્વર વચ્ચે અદ્વૈત ખરું પણ શાંકર મતમાં માનવામાં આવે છે એવું કેવળ નહિ, પરંતુ વિશિષ્ટ પ્રકારનું. જીવ અને ઈશ્વર એક ખરા પણ એ એકતા વિશિષ્ટ પ્રકારની છે. સૂર્ય અને તેનું કિરણ બંને એક છે, પણ વિશિષ્ટ પ્રકારથી એક છે.

આ વાત જરા વધુ ઊંડાણથી વિચારીએ. સાક્ષી ચૈતન્ય જેવું કાંઈ નથી. પદાર્થની હસ્તી હોય તો જ જ્ઞાન થાય. સાક્ષી શાની પૂરવાની ? જ્ઞેય વસ્તુ જો ન હોય તો જ્ઞાન કોનું હોય અને કોને થાય ? શા માટે થાય ? ટૂંકમાં, રામાનુજાચાર્ય અદ્વૈતનો સ્વીકાર જરૂર કરે છે પણ એ અદ્વૈત માત્ર બુદ્ધિની ભૂમિકાનું ન બની જાય તેની સંભાળ રાખવાનું કહે છે. તેઓના મતે માત્ર ચૈતન્યવાદથી અંત આવતો નથી પણ ચૈતન્યમાં જે વિશિષ્ટ શક્તિ ભરેલી છે તેનો, એટલે કે ઈશ્વરનો સ્વીકાર કરવો પડે. રામાનુજના મતે ઈશ્વર સદા મનુષ્યની બુદ્ધિની બહાર રહેલો છે, અને તેની ઝાંખી ભક્તિથી જ થઈ શકે છે.

ફિલસૂફીની બાબતમાં કઈ સાચી અને કઈ ખોટી એ વિષયની ચર્ચા જ અસ્થાને છે. જગતનું સ્વરૂપ દરેક માણસને જેવું દેખાય તેનાથી તે વહેવાર કરે છે. ઇંદ્રિયોની પારનું દર્શન કરનારાઓ જગતને જે રીતે ઓળખે તે રીતે સામાન્ય માનવી ન ઓળખે પરંતુ તેથી તેની ફિલસૂફી ખોટી એવું આપણાથી કહી ન શકાય. એટલું જરૂર કહી શકાય કે ઇંદ્રિયોની પાર

જોવા સારું ઇંદ્રિયો ઉપર કાબુ હોવો જોઈએ. જે લોકો ઇંદ્રિયો ઉપર કાબુ મેળવે છે તે લોકો ઇંદ્રિયોની પારનો પ્રદેશ જોવામાં સફળ થઈ શકે છે.

આખરે તત્વજ્ઞાન એ શી વસ્તુ છે? માત્ર ઊંડા ઊંડા તર્કવિતર્કો કરવા અને કલ્પનાની પાંખો ફફડાવવી તેનું નામ તત્વજ્ઞાન ન હોવું ઘટે. તત્વજ્ઞાન એટલે વિશિષ્ટ પ્રકારનો અનુભવ. એ અનુભવ મનુષ્યને શાંતિ અને તૃપ્તિ જો ન આપતો હોય તો કયું જ્ઞાન અને શાનું જ્ઞાન? સંતપુરુષો એમના તત્વવિચારથી આપણને આકર્ષે છે. તત્વાનુભવ વગર શાંતિ કે તૃપ્તિ હોતાં નથી. શાંતિ તથા તૃપ્તિ ફક્ત વાચાનો વિલાસ નથી. જે મનુષ્ય શાંત અને તૃપ્ત હોય છે તેને સંસારનો રાગ પણ નથી હોતો તેમજ દ્વેષ પણ નથી હોતો. તેવો મનુષ્ય સંસારને પ્રભુનો કોયડો જ માને છે અને તેને ઉકેલવામાં આયુષ્ય ખરચ્યા વિના માત્ર ઇશ્વરની ઉપાસનામાં જ રચ્યોપચ્યો રહે છે. સંસારની ભૂલ ભૂલામણીનો ભરમ ઉકેલવો તેના કરતાં ઇશ્વરની કૃપાની યાચના કરવી અને તેને લાયક બનવાની પ્રવૃત્તિ કરવી એ વસ્તુ તેને વધુ શ્રેયસ્કર લાગે છે. માયાનો અંત જ નથી અને એની પાછળ દોડ્યા કરવું એ આખી પ્રવૃત્તિ જ મિથ્યા છે. એવી રીતે દોડ્યા કરવાને બદલે જ્યાં બેઠા ત્યાં પ્રભુની જ અપરંપાર કૃપા છે એવું માની એની આગળ શાંત સૌમ્ય ચિત્તે હૃદય ઠાલવવું એ જ માર્ગ ડહાપણનો છે. ઇશ્વરનો પાર આપણે ક્યાંથી પામવાના હતા? બુદ્ધિની તો એ તાકાત જ નથી. એનો પાર પામવાની ઇચ્છા કરવી એ જ શું અભિમાન નથી? એની ભક્તિ કરીને એના ચરણે માથું મૂકી દેવું એ સિવાય મનુષ્ય

માટે બીજું કયું કર્તવ્ય હોઈ શકે?

પ્રભુને પામવા માટે ફક્ત આપણું ગદ્‌ગદ્ હૃદય જ બહુ છે. એની આગળ આપણે કયું ડહાપણ ડહોળવાના હતા? ડહોળવા જઈએ તો અહંકાર પેસી જાય અને પ્રકાશમાંથી અંધકારમાં આવી જઈએ. એટલા જ માટે ઇશ્વરની પ્રાર્થના એ ઉત્તમમાં ઉત્તમ વસ્તુ છે. એવું બાઈબલ, કુરાન અને ગીતા એ ત્રણે ગ્રંથો કહે છે. રામાનુજાચાર્ય, વલ્લભાચાર્ય, અને શંકરાચાર્ય પણ આખરે તો એ જ કહે છે. આપણી ભક્તિ શાબ્દિક ન હોવી જોઈએ. એની પાછળ હૃદય હોવું જોઈએ. ભક્તિ એટલે ઇશ્વરને પામવાનો હૃદયનો માર્ગ. રામાનુજાચાર્ય એ જ વસ્તુ કહે છે.



## ૩૧. ગુજરાતના એક મસ્ત ઋષિ

કાર્તિક વદ ૧૪ના દિવસે ગુજરાતના એક મૌલિક વિચારકનો જન્મ થયો હતો. ગુજરાત આજે એમને ખાસ ઓળખતું નથી પરંતુ એની સામે આપણને ફરિયાદ હોવી ન જોઈએ કારણ કે ગુજરાત પોતાને જ ખાસ ઓળખતું નથી.

જે મૌલિક વિચારકની વાત હું કરી રહ્યો છું તેમનું સીધું સાદું નામ નરસિંહરામ હતું અને ભારેખમ નામ નૃસિંહાચાર્ય હતું. તેમનો જન્મ ઓગણીસમી સદીના મધ્યમાં સુરત પાસેના એક ગામડામાં થયો હતો.

નિશાળમાં નરસિંહરામની હાજરી નિયમિત રીતે અનિયમિત રહેતી. નિશાળે ન જતાં બાળક નરસિંહરામ આખો દિવસ તાપી નદીના કાંઠે રખડતો અને કેટલીક વખત તો એની રખડપટ્ટી એવી ચાલતી કે ચારપાંચ દહાડા સુધી ઘેર દેખાતો જ નહિ. પછી તો એ ભાઈએ નિશાળે જવાનું સમૂળગું માંડી વાળ્યું અને કેટલાકો એને દૂર દૂર તાપીની ભેખડો ઉપર ધ્યાનમસ્ત દશામાં બેઠેલો જોવા લાગ્યા. માબાપને ચિંતા થવા લાગી. નરસિંહરામના પિતા ગરીબ માણસ હતા અને પુસ્તકોની નકલો કરી કુટુંબનું ગુજરાન ચલાવતા. નરસિંહરામ ચારપાંચ ચોપડી ભણ્યા ન ભણ્યા એટલે બાપે કહ્યું, 'બેટા, તમે હવે ભણી રહ્યા, રળતા થાવ તો સારું, જેથી રખડવાનું ટળે અને ઘરમાં

બે પૈસાની મદદ થાય.' નરસિંહરામને તો એટલું જ જોઈતું હતું. તેમણે પોતાના પિતાને પુસ્તકોની નકલો કરવામાં મદદ કરવા માંડી.

પરંતુ નરસિંહરામનું ચિત્ત કુટુંબમાં કે નકલોમાં કશામાં હતું નહિ. એ તો તાપીનો કાંઠો ખૂંદતા અને કોઈ એકાંત જગાએ જઈ અડિંગા નાખતા. મોટે ભાગે એ કશું બોલતા નહિ. એ એકાંતમાં આ મનસ્વી છોકરો પોતાના અંતરાત્મા સાથે ખેલતો હતો.

નરસિંહરામ વળી એક નિશાળ કાઢે છે. સારું ભણાવે છે. બેપાંચ વર્ષ નીકળી જાય છે. સુરતના પ્રાર્થનાસમાજમાં એમનાં પ્રવચનો ગોઠવાય છે. નરસિંહરામ અનુભવીની છટાથી ઈશ્વરનું પ્રતિપાદન કરે છે. એમને નરસિંહરામ મટાડી 'નરસિંહાચાર્ય'નું પદ સુરતના પ્રાર્થનાસમાજીઓ પહેલવહેલું આપે છે. આ વખતે એમની ઉંમર ફક્ત ઓગણીસ વર્ષની હતી.

પરંતુ નરસિંહરામને આવી પ્રસિદ્ધિ, ઝાકઝમાળ અને આચાર્યપદ એ બધું ગમતું નથી. એમનું દિલ એકાંત ઝંખે છે. કાચબો જેમ પોતાનું શરીર પોતાનામાં સંકોચી લે તેમ નરસિંહરામ પાછા જાહેરમાંથી અલોપ થઈ જાય છે અને ગામડાંઓમાં તથા જંગલોમાં એકલા ઘૂમવા નીકળી પડે છે. એ રખડપટ્ટીમાં એમને કોઈ મોહનસ્વરૂપ નામના ત્યાગીનો ભેટો થાય છે. મોહનસ્વરૂપ પાસેથી નરસિંહરામ થોડોઘણો હઠયોગ શીખે છે.

એકાદ વરસની આ બધી રખડપટ્ટી પછી લગભગ વીસેક વર્ષની ઉંમરે નરસિંહરામ પાછા બાપનું કહ્યું માની વડોદરામાં

પી. ડબલ્યુ. ડી. ખાતાના કારકુનની નોકરી સ્વીકારે છે. વડોદરાની પાસે નિજામપુરા ગામમાં રહે છે. સાંજે રોજ એકતારા ઉપર ભજન ગાય છે અને નિજામપુરાના રબારીઓ તથા ભરવાડો સાથે આખો દહાડો ગાળતા હોય છે. પોતે નાગર બ્રાહ્મણ છતાં ભરવાડોના રોટલા ખાવા, એમની ચલમો ફૂંકવી, આ બધાં લક્ષણો ડાહ્યા શાણા ગૃહસ્થનાં નહોતાં. મસ્ત જીવ હતો, કંઠ સારો હતો, ભરવાડોનો માનીતો હતો. નિજામપુરામાં પોતે એક ઝૂપડીમાં પડ્યા રહેતા. તંબૂરો, ચલમ અને પહેરેલાં લૂગડાં સિવાય બીજી કાંઈ માલમિલકત નહોતી. નરસિંહરામની મસ્તીની છોળો એવી હતી કે આઠ આઠ દહાડા સુધી તેઓ ધૂનમાં રહેતા. બબ્બે ત્રણ ત્રણ દિવસ સુધી ખાધાપીધા વગર પોતે પડ્યા રહેતા અને પાંચસાત દિવસ ચાલે તેટલા રોટલા ઘડી રાખતા કે ભરવાડો પાસે ઘડાવી રાખતા.

એમનો ઉપરી અને એની સાથેના કેટલાક બીજાઓ નરસિંહરામના આવા રંગઢંગથી તાજુબ થયા. નોકરી કરવા તો આ ભાઈ મહિનામાં પંદરવીસ દહાડા જતા અને તે પણ ફાવે ત્યારે.

આવા એક મસ્ત માણસને મળવા વડોદરેથી સારા સારા માણસો પછી નિજામપુરામાં આવવા લાગ્યા. નરસિંહરામનો પોતાનો ઉપરી એમનો પહેલો શિષ્ય થયો. બંનેએ નોકરી છોડી દીધી. બીજા ચારપાંચ માણસો એમના શિષ્ય બની ગયા. એ બધાને એક જ જાતનો અનુભવ થયો. નરસિંહરામના સ્પર્શથી એમનું અંતઃકરણ બદલાઈ જતું.

નરસિંહરામનું ટોળું વધવા લાગ્યું. તેઓને નિજામપુરાથી

વડોદરા લાવવામાં આવ્યા અને ત્યારથી નરસિંહરામ નૃસિંહાચાર્ય તરીકે મશહૂર થયા. પાંચેક વર્ષમાં તો પ્રોફેસરો, વકીલો, ન્યાયાધીશો, મોટા વેપારીઓ, અમલદારો તેમના ચરણોની રજ માથે મૂકતા થઈ ગયા. એમની મુલાકાતે પ્રખર વેદાંતીઓ, નૈયાયિકો અને દાર્શનિકો આવવા લાગ્યા. થિયોસૉફિસ્ટ માદામ બ્લાવાત્સ્કી તથા કર્નલ ઓલકોટ પણ ખાસ આવેલાં. કર્નલ ઓલકોટે નોંધ કરી છે કે: 'હું આટઆટલા સંતપુરુષોને મળ્યો છું પણ આ માણસ જેટલો તેજસ્વી ચહેરો મેં બીજો જોયો નથી.'

નૃસિંહાચાર્યના મુખ્ય શિષ્યોમાં 'યોગિની કુમારી'ના લેખક સ્વ. શ્રી છોટાલાલ માસ્તર, હિંદ તત્ત્વજ્ઞાનના ઇતિહાસના લેખક સ્વ. વિદ્વાન શ્રી નર્મદાશંકર દેવશંકર મહેતા, પાતંજલ યોગદર્શનના અને બ્રહ્મસૂત્રના ભાષાંતર કરનારા સ્વ. પ્રોફેસર શ્રી જેકિસનદાસ કબ્રિયા વગેરે હતા. વિચારકો અને લેખકો તરીકે એ બધાએ સારી પ્રતિષ્ઠા મેળવેલી. નૃસિંહાચાર્યની આસપાસના શિષ્યોએ 'મહાકાલ' માસિક શરૂ કર્યું અને પોતાના ગુરુને અગ્રે રાખી 'શ્રેયસ્સાધક અધિકારી વર્ગ'' નામની આધ્યાત્મિક સંસ્થા સ્થાપી. આ સંસ્થાએ અને તેના કાર્યકર્તાઓએ લગભગ અર્ધી સદી સુધી ગુજરાતના સાંસ્કૃતિક ઇતિહાસમાં સારો ફાળો આપ્યો.

નૃસિંહાચાર્યે તેંતાળીસ વર્ષની ઉંમરે એકાએક દેહ છોડ્યો. એ સાલ સને ૧૮૯૭ની. નખમાં પણ રોગ નહોતો અને અવસાનના દિવસે બધાની સાથે મંદ મંદ હસતા જમી પરવારીને ઉપર આવી હીંચકે બેઠા અને આડા પડી મહાનિદ્રામાં ચાલ્યા ગયા. તેઓ નિર્વાણ પામ્યા તે જ દિવસે સવારે એક કાવ્ય

'મહાકાલ' માસિક માટે છોટાલાલ માસ્તરને લખીને પોતે આપેલું, જેમાંની શરૂઆતની બે પંક્તિઓ નીચે મુજબ હતી:

'સજ્જન સૌ સુણજો રે વચન વિવેકનાં,
અમે પ્રવાસી કરીશું આજ પ્રયાણ જો.'

અને હવે તમે મને પૂછશો કે નૃસિંહાચાર્યની ફિલસૂફી શી હતી?

કોઈ પણ મૌલિક વિચારકની ફિલસૂફીને–તેના દર્શનને–પકડવાની વાત ઘણી કઠણ છે. નૃસિંહાચાર્યનાં પુસ્તકોનો ધ્વનિ હું જે થોડોઘણો પકડી શક્યો છું તે ઉપરથી કહીશ કે મનુષ્યની પ્રકૃતિમાંથી ઊભા થયેલા રાગદ્વેષો તથા માનવસમાજનાં ધર્મ–અધર્મ, નીતિ–અનીતિ એ બધાંથી પર એવી મનોભૂમિકા તરફ એમના દર્શનનો ઝોક છે. મન અને ઇંદ્રિયોની કોટડીની બહાર ગયેલા વિશિષ્ટ માનવની એમાં કથાંઓ ભરી છે. મનુષ્ય જ્યારે પોતાનું પાર્થિવ મન વટાવીને દૈવી મન સાથે સંપર્કમાં આવે છે ત્યારે જ ભગીરથ કાર્યો કરી શકે છે. ઉપાસના દ્વારા મનુષ્ય દૈવી મનની સાથે સંબંધમાં આવે છે.

નૃસિંહાચાર્ય પોતાના શિષ્યોને વૃત્તિઓનો નિરોધ કરવાનું શીખવતા. તેને માટે તેઓ મંત્ર આપતા અને હૃદય ઉપર ધારણા કરવાની રીત બતાવતા. શરીરની અંદરની નાડીઓનાં રહસ્યો તેઓ પોતાના અંતરંગ મંડળમાં સમજાવતા. શ્રી છોટાલાલ માસ્તરને એમણે યોગવિદ્યાની ઘણી ચાવીઓ બતાવેલી. શ્રી છોટાલાલભાઈએ આગળ જતાં વૃત્તિનિરોધ એટલો બધો કેળવેલો કે એક બે મોટાં ઓપરેશનો ક્લોરોફોર્મ વગર પોતે કરાવેલાં.

નૃસિંહાચાર્ય આપણે જેને 'મિસ્ટિક' કહીએ તેવા હતા. 'મિસ્ટિક' એટલે ઋષિ. આચાર્ય શબ્દ એને માટે ટૂંકો પડે. તેઓને વગર ઇચ્છાએ, વગર માગ્યે, 'આચાર્ય' બનાવનાર શિષ્યો તથા ઇતર જનસમૂહ પોતાની નાની સરખી દુનિયાના ગજથી એમને માપવા ગયા. ઋષિને જ્યારે 'આચાર્ય'નું સ્થાન આપવામાં આવે ત્યારે ઋષિ હા કે ના કહેતો નથી. જે જમાનાની જેવી સમજ અને જેવી રુચિ તેવું નામ તે જમાનો આપે.

નરસિંહરામ જે જમાનામાં વસતા હતા તે જમાનાના ગજથી અને એની ચલણી ભાષાથી વહેવાર કરતા. પરિણામ એ આવ્યું કે આધ્યાત્મિક રહસ્યોથી ભરેલાં એમનાં પુસ્તકોમાં પ્રચલિત ધર્મ અને નીતિરીતિ–શિષ્ટતાના રંગો તેમને ચોપડવા પડ્યા.

એમના શિષ્યોએ અને સ્નેહીવર્ગે નરસિંહરામને જો આચાર્ય ન કર્યા હોત તો નરસિંહરામની અસાધારણ આધ્યાત્મિક શક્તિનો ધોધ ગુજરાતની ધરાને જળજળ બંબાકાર કરી ગયો હોત.

નૃસિંહાચાર્યનાં લખાણો જોતાં મને એટલું તો જરૂર લાગે છે કે એ માણસની મસ્તી કોઈ અપૂર્વ પદાર્થના સાક્ષાત્ અનુભવ પછીની હતી. વીસ વર્ષની ઉંમરે એમણે લલકાર્યું કે :

'અબ નહિ ભૂત ભવિષ્ય કી ભ્રાંતિ
ફીર ગઈ અગમ જ્યોતિ સે કાંતિ
રોમ રોમ અબ હો ગઈ શાંતિ રે.'

એ અગમ જ્યોતિ કેવી જાતની હતી, અને નરસિંહરામને એના દર્શન માત્રથી રોમ રોમ જે શાંતિ થઈ તે કેવા પ્રકારની હતી, તે તો કોણ જાણે, પણ એ દર્શનની મસ્તી આખર પર્યંત

વણથંભી અને વણતૂટી રહી હતી એવું દફતરે નોંધાયું છે.

ચૈતન્યનો પ્રભાવ વિલક્ષણ હોય છે. એનો પૂર્ણ વૈભવ કેવો હશે તે સામાન્ય મનુષ્ય માટે તો કેવળ કલ્પનાનો જ વિષય છે. એનો ચમત્કાર કોને કયા નિમિત્તે થાય છે તે બાબત કશો મુકરર કાયદો દેખાતો નથી. શ્રી રામકૃષ્ણ પરમહંસ બાલ્યાવસ્થામાં ઠોકર વાગવાથી પડી ગયા અને આકાશમાં ઊડતાં પંખીઓની હાર જોઈ પરાભાનમાં આવી ગયા હતા ત્યારે એમણે ઉપાસના કે ભક્તિ કશું કર્યું નહોતું. તેવી જ રીતે નૃસિંહાચાર્યે તાપી નદીની ભેખડોમાં અગર તેના વહેતા પાણીમાં પરાશક્તિનો સ્પંદ અનુભવ્યો હોય અને ત્યાર બાદ પોતે મસ્તીના સાગરમાં હંકાર્યું હોય તો આશ્ચર્ય પામવાને કારણ નથી. એવું બન્યા વગર દરેક વસ્તુની અસ્પૃહા સેવવી, એક જ સ્થળે સદા બેસી રહેવું, જન્મ કે મરણના સમાચારથી કદાપિ હર્ષ–શોક ન અનુભવવો, શ્રીમંત સયાજીરાવ ગાયકવાડ જેવા રાજાનાં નિમંત્રણો સાભાર પાછાં ઠેલવાં, જિંદગીભર કદી કોઈની પાસે યાચના ન કરવી, એ બધું સંભવે કયાંથી? મનુષ્યને જ્યારે એવી કોઈ વસ્તુ મળે કે જે મળ્યા પછી બીજી કોઈ પણ વસ્તુની સ્પૃહા રહે નહિ ત્યારે જ આવી સ્થિતિ સંભવી શકે. મનની આવી સ્થિતિને હિંદુ ફિલસૂફી 'અસંસક્તિ' કહે છે. જેનું મન પદાર્થોમાં નહિ પરંતુ પદાર્થોની પાર પરમાત્મામાં ચોંટેલું હોય છે તે અસંસક્તિવાળો કહેવાય છે. હિંદુઓ તેને જીવન્મુક્ત પણ કહે છે. નૃસિંહાચાર્ય આવા એક જીવન્મુક્ત પુરુષ હતા.

એમણે ઘણાં પુસ્તકો લખ્યાં છે. તેમની એક વાર્તા 'ત્રિભુવનવિજયી ખડ્ગ' એટલી બધી ગમી હતી કે મેં તેનો

સંક્ષેપ મારી રીતે અને મારા શબ્દોમાં કર્યો અને તેનું નામ 'ઉમા હૈમવતી' રાખ્યું. નૃસિંહાચાર્યને આચાર્ય આણંદશંકર ધ્રુવ જેવા તત્ત્વગ્રાહી વિદ્વાને મૌલિક વિચારક કહેલા. મૌલિક વિચારક ઋષિની કોટિનો ગણાય છે. આચાર્ય આણંદશંકરભાઈએ કહેલા શબ્દો મેં મારા 'કીમિયાગર' પુસ્તકમાં આપ્યા છે એટલે પુનરુક્તિ કરતો નથી.

આવી વિરલ વ્યક્તિઓને એમની તિથિને દિવસે યાદ કરવાથી ચેતનાના અગોચર પ્રદેશની ઝાંખી માટે આપણે કાંઈક ઉત્સુક બનીએ એટલું જ મારા આ લેખનું પ્રયોજન છે.



જે પ્રતિભાશાળી મનુષ્યોના સંપર્કમાં હું થોડાઘણો આવ્યો છું તેમાં શ્રી હંસદેવજી મહારાજને હું મોખરે મૂકું છું. પ્રતાપી દેહ અને તેજસ્વી મુખમુદ્રા તો આજે યાદ આવે જ છે પણ આવી અદ્ભુત પ્રશાંતિ મેં કોઈ બીજા માણસના મોં ઉપર જોઈ યાદ નથી.

હંસદેવજી મહારાજનો વિચાર કરતાં મને અમદાવાદના કૅંપમાં વસતી મારી સાળીના બંગલામાં આવેલો અડાબીડ વડ યાદ આવે છે, અગર કહું કે આ વડ જોઈ મને હંસદેવજી યાદ આવે છે. સાળીના વરંડામાં બેઠો બેઠો હું એ વૃક્ષાધિરાજને જોયા કરું છું. એના દર્શનથી મને જે આંતરિક તૃપ્તિ થાય છે તેવી જ તૃપ્તિ હંસદેવજી મહારાજને જોઈને મને થતી હતી.

શ્રી હંસદેવજી મૂળ રાવળપિંડીના હતા. એક શીખ કુટુંબમાં એમનો જન્મ થયો હતો. તેઓની લગભગ ચૌદેક વર્ષની ઉંમરે એમણે ઘર છોડ્યું હતું અને તેની પાછળ તેમના પોતાના કહેવા પ્રમાણે પૂર્વજન્મનું કોઈ અદષ્ટ કારણ હતું. સાધુસંતોમાં તેઓ વર્ષો સુધી રખડ્યા અને ભારતની પરિક્મ્મા ત્રણ વખત પગપાળા કરી એવું મેં એમના મોંએથી સાંભળ્યું હતું. તેઓને કોઈ ગુરુ નહોતા અને કેવળ સ્વાનુભવને જ પોતાના ગુરુ તરીકે ઓળખાવતા. તેમની ઉંમર અવસાનકાળે લગભગ ૧૨૦ વર્ષની હતી એવું અનુમાન કરાતું હતું. તેમણે દસબાર

કુંભો જોયા હશે એવી તારવણી પણ કેટલાકો કરતા અને એ રીતે એમની ઉંમરનો અંદાજ કાઢવામાં આવતો. તેઓએ મને એક વખત કહેલું કે સને ૧૮૫૭ના બળવા વખતે પોતાની ઉંમર સત્તરેક વર્ષની હતી, પરંતુ પોતાને પાકી ખાતરી નહોતી.

હંસદેવજીના પરિવ્રાજકજીવનનાં શરૂઆતનાં વર્ષો ઉદાસી અખાડામાં ગયાં હશે એવું એમની વાતો ઉપરથી લાગતું હતું. તેઓ જો કે કોઈ પણ સંપ્રદાયના હતા નહિ.

હંસદેવજી પાસે અનુભવની વાતોનો મોટો ભંડાર હતો. એમની વાર્તા કહેવાની રીત એવી તો આકર્ષક હતી કે ઊઠવાનું મન થાય નહિ. સાંજનો ખુશનુમા વખત હોય કે ચાંદની રાત હોય ત્યારે પોતાને થયેલા અનુભવો યાદ કરીને ઘણી વાર તેઓ વાતો કરતા.

હંસદેવજી વેદાંતી હતા. વેદાંતના પુસ્તકો મેં વાંચ્યાં છે પણ હંસદેવજી પાસેથી વેદાંતનું સીધુંસાદું અને અનુભવયુક્ત જ્ઞાન જે થોડુંઘણું મળતું તેની આગળ પુસ્તકોનો જથ્થો કેવળ ભારરૂપ લાગતો. અધ્યાસનું અને માયાનું સ્વરૂપ પોતે સચોટ ઉદાહરણો આપીને સમજાવતા.

એક વખત મેં એમને ભ્રાંતિના સ્વરૂપ વિશે પૂછ્યું અને તેમણે મને જે કહ્યું તે મારા મગજમાં ચોંટી ગયું.

'આ બધું શું છે?' ઓરડામાં દસપંદર પુસ્તકો પડેલાં તે તરફ નજર કરી પોતે પૂછ્યું.

'પુસ્તકો.' મેં સીધો જવાબ આપ્યો.

'વારુ, પેલી કઈ વસ્તુઓ છે?' દીવાલ ઉપરની આઠદસ છબીઓ તરફ નજર કરી પોતે પૂછ્યું.

'છબીઓ.' મેં તુરત કહ્યું.

'પુસ્તકો એટલે એક પુસ્તક, બીજું પુસ્તક, ત્રીજું પુસ્તક, ચોથું પુસ્તક, એમ મળીને થાય તે. તેવી જ રીતે છબીઓનું. બરાબર છે ને ?'

મેં હા કહી અને પછી તેઓ મારી સામે જોઈ રહ્યા.

'તો પછી આ બધાં બહુવચનો છે અને એક, વત્તા એક, વત્તા એક, એમ એની પરંપરા છે. તે જ ન્યાયે 'અમે' શબ્દનું એકવચન 'હું' અને અમે એટલે હું + હું + હું + હું એમ જ ને ?'

આ વાત સ્વીકારી શકાય નહિ એટલે મેં ના કહી.

'ટૂંકમાં, 'હું'નું બહુવચન હોઈ શકે નહિ. હું સિવાયની બીજી બધી વસ્તુઓનું બહુવચન હોઈ શકે. જે બધું છે તે હું સિવાયનું દ્વૈત છે. એ દ્વૈત પણ હું અને તમે અને તે એવા રૂપનું નથી પણ હું અલગ પડી ગયા પછીનું છે.'

હંસદેવજી મહારાજનું સરળ, સાદું અને સીધું વેદાંત મને આનંદ જરૂર આપતું પણ મારી શ્રદ્ધાનો વિષય બની શકે તેવું નહોતું. છતાં એમનું તત્ત્વજ્ઞાન સમજવા હું હંમેશ પ્રયત્નશીલ રહેતો.

તત્ત્વજ્ઞાનનો અર્થ તત્ત્વનું જ્ઞાન પામી તેનો સાર સમજવો. તત્ત્વ શી વસ્તુ છે ? વેદાંત કહે છે કે તત્ત્વ મૂળ વસ્તુ છે. એ મૂળ વસ્તુને બ્રહ્મ કહે છે. એ મૂળ વસ્તુનો કાં તો આ બધો વિસ્તાર છે કે કાં તો માયાને લીધે એકની અંદર અનેકનો આપણને આભાસ થાય છે. આપણે જેને જ્ઞાન, ઇચ્છા તથા ક્રિયા સમજીએ છીએ, એ ત્રણે શક્તિઓ આ મૂળ વસ્તુમાં જ રહેલી

છે. સંક્ષેપમાં કહું તો આપણી શક્તિનો એ ઝરો છે. મનુષ્યની બધી મજલ એ મૂળને પહોંચવા માટે છે. મનુષ્ય શા માટે ત્યાં પહોંચવા ઇંતેજાર બને છે? કારણ કે પોતાને વધુ જ્ઞાન, વધુ ઇચ્છા અને વધુ ક્રિયાની શક્તિ મળે જેથી પોતાનું ધાર્યું જલદી પાર પડે. આ સિવાય એ તરફ મજલ કરે?

એટલે તત્ત્વજ્ઞાન અને શક્તિજ્ઞાન એ મારે પોતાને મન તો સદા એક જ વસ્તુ રહી છે. શક્તિ પ્રાપ્ત કરવા અર્થે તત્ત્વજ્ઞાનની મજલ હોવી ઘટે. જો તેમ ન હોય તો પછી કેવળ તર્કવિદ્યાનો કશો અર્થ રહે નહિ.

ઈશ્વરને પામવો એનો અર્થ શક્તિના આ મૂળને પામવું. ઈશ્વર એ ખરું જોતાં મનુષ્યના પુરુષાર્થનો વિષય છે અને પ્રારબ્ધનો વિષય નથી.

મૂળ છે એ ચોક્કસ. આ મૂળ કેટલું દૂર છે, ક્યાં છે અને કેવી રીતે પમાય છે એની બાબતમાં જુદી જુદી મતિ પ્રવર્તે છે. જેને જે માર્ગે જવું હોય તેને તે માર્ગે જવાની છૂટ છે. વર્તુલના મધ્યબિંદુએ ગમે તે દિશાથી આવી પહોંચાય છે. પોતાની સાધનામાં એકાગ્રતા હોવી જોઈએ.

શક્તિ એ મેળવવાની વસ્તુ છે, કેવળ વિચારની બાબત નથી. વેદાંતદર્શન આપણને અધ્યાસનું એટલે કે માયાનું સ્વરૂપ જરૂર સમજાવે છે, પરંતુ આપણે જો બ્રહ્મ છીએ તો શક્તિશાળી પણ હોવા જોઈએ. બ્રહ્મ એ આખરે તો શક્તિ જ છે. બ્રહ્મની શક્તિને માયા કહીએ તો કશો વાંધો નથી, પરંતુ ઈશ્વરની માયાશક્તિ મનુષ્યોનો ઉપકાર નથી કરતી એવું માનવું તે

બરાબર નથી. ભ્રાંતિને દૂર કરનાર પણ એ જ શક્તિ છે, બીજી કોઈ શક્તિ નથી. જેઓ આવો વિચાર કરે છે તેઓ માયાવાદમાંથી શક્તિવાદમાં આવી પહોંચે છે.

પરંતુ મનુષ્ય જ્યાં સુધી અધ્યાસનું સ્વરૂપ સમજતો નથી ત્યાં સુધી પોતાનું આત્મરૂપ પણ સમજી શકતો નથી. વેદાંત આપણને ભ્રાંતિનું સ્વરૂપ એટલા માટે શીખવે છે કે જેથી આપણે ભ્રમણામાં ન પડીએ. શ્રી હંસદેવજી જેવા મહાત્માઓ આ વસ્તુ જે સરળતાથી સમજાવી શકે તે સરળતાથી વિદ્વાનોનાં પ્રવચનો કે પુસ્તકો આપણને સમજાવી શકતાં નથી તેનું જો કાંઈ કારણ હોય તો એટલું જ કે મહાત્માઓને પોતાના અનુભવમાં વિશ્વાસ હોય છે.

એક પ્રસંગ યાદ આવે છે. વહેલી સવારે હું એમની સાથે બગીચામાં બેઠો હતો અને સાબરમતીના પટ ઉપરનો ખુશનુમા પવન મંદ મંદ વાતો હતો. જ્ઞાની તથા અજ્ઞાનીના વ્યવહારો ઉપર વાત નીકળી અને મહારાજે એમની સહજ, સરળ અને સ્પષ્ટ વાણીમાં કહ્યું કે સામાન્ય વ્યવહાર એવું કહે છે કે જગત અને તેના પદાર્થો રહે છે અને તેમને મૂકીને આપણે ચાલ્યા જઈએ છીએ. અનુભવીઓ એવું કહે છે કે જગતના પદાર્થો ક્ષણે ક્ષણે નષ્ટ થાય છે અને આપણે સદા રહ્યા કરીએ છીએ. જગતના પદાર્થોમાં શરીર આવી ગયું. અધ્યાસનું સ્વરૂપ જ એવું છે કે પદાર્થોના ધર્મો આપણે આપણા પોતાનામાં કલ્પી લઈએ છીએ, અને આપણા ધર્મો પદાર્થોમાં કલ્પી લઈએ છીએ. અધ્યાસનું સ્વરૂપ એવું છે કે આગગાડી ચાલતી હોય ત્યારે આસપાસની સૃષ્ટિ આપણને ગતિમાન લાગે છે અને અંદર

બેઠેલા આપણે સ્થિર માલૂમ પડીએ છીએ. અધ્યાસનું સ્વરૂપ એવું છે કે મનુષ્ય મરતો દેખાય છે પરંતુ ખરું જોતાં તો પંચમહાભૂતનો સંઘાત, અર્થાત્ શરીર, છૂટું પડતું હોય છે. જ્ઞાની કદી એમ નથી કહેતો કે મનુષ્ય મરી ગયો. જ્ઞાની એમ કહે છે કે એનો દેહ છૂટી ગયો, પરિવર્તન પામ્યો. જ્ઞાન અને અજ્ઞાન વચ્ચેનો આ પડદો તેનું નામ માયા. માયાને નથી આદિ, નથી અંત. પડદો જ્યારે આપોઆપ ખસી જાય છે ત્યારે માયા કેમ હતી, ક્યાં હતી, ક્યારે હતી, એવા વિચારો આવતા નથી. અધ્યાસના ઉદય અને અસ્ત હોતા નથી, ઉદય અને અસ્ત જ્ઞાનના હોય છે.

'પંચમહાભૂતનો આ સંઘાત છૂટી જશે એટલે તમે ચાલ્યા જશો એમ તમે માનો છો ખરા ?' એમણે મારા તરફ આંગળી બતાવી પૂછ્યું.

મને નિશ્ચય થયો નહિ હોવાથી મેં હા કે ના કાંઈ કહ્યું નહિ. હંસદેવજીએ વિચારમગ્ન મુખમુદ્રાથી વિસ્તાર કર્યો કે મનુષ્યને સ્થૂલ શરીર, લિંગશરીર અને કારણશરીર એવાં ત્રણ શરીરો છે. એ ત્રણે શરીરો અલગ નથી પણ સંયુક્ત છે. કારણમાંથી લિંગ અને લિંગમાંથી સ્થૂલ એવો નિયમ છે. જે વસ્તુ આંખે દેખાય તે જ સાચી એવું કહેવામાં આંખને આપણે સર્વજ્ઞ અને સર્વશક્તિમાન માની લઈએ છીએ. વસ્તુતઃ આંખ પોતે નાશવંત છે અને ક્ષણે ક્ષણે ક્ષીણ થતી હોય છે. હંસદેવજી વાસનામય શરીરરૂપી પ્રેતયોનિમાં માનતા હતા. તેઓ એમ કહેતા કે સ્થૂલ શરીરનો નાશ થતાં વાસનાનો નાશ થાય છે એવું ન સમજવું. વાસના એ પણ શક્તિનો જ સ્પંદ છે અને તેને અનુસાર સ્થૂલ શરીર પોતે ધારણ કરે છે.

અને આ પ્રકરણ એ શાંત, સ્વસ્થ, પ્રસન્નગંભીર સાધુપુરુષનું સ્મરણ કરતો હું સમેટું છું. મારી સાળીના બંગલાનો વડ મને છાયા અને શાંતિ આપી રહ્યો છે. એ લગભગ અઢીસો ત્રણસો વર્ષનો છે. એનાં મૂળ હું જોઈ શકતો નથી. એના કદ ઉપરથી હું એના મૂળનું અનુમાન કરું છું. એ વડ જેટલો અને જેવડો મારી આંખે દેખાય છે તેટલો અને તેવડો જ શું હશે? એનું મૂળ જમીનમાં હશે કે એની ડાળીઓ ઉપર ઝૂમતા ટેટાઓમાં હશે? ટેટાઓ અનેક છે તો પછી એનાં મૂળ શું અનેક હશે? આ વડ ક્યાંથી થયો અને ક્યારે થયો એનો નિર્ણય મારા જેવો એક નાશવંત અને અજ્ઞાની મનુષ્ય શી રીતે કરી શકવાનો હતો? હંસદેવજી પોતે જ શું આ વડમાં નથી? આ વડ મને કેમ આટઆટલી શાંતિ આપી રહ્યો હશે? એ મને ઓળખતો નથી, હું એને ઓળખતો નથી, છતાં શાંતિ અને તૃપ્તિને હું અનુભવી શકું છું.



છેક વેદકાળથી આપણા તત્ત્વદર્શનના બે પ્રવાહો હું જોયા કરું છું. એમાંનો એક ઋષિઓએ કરેલા દર્શનનો પ્રવાહ છે, જેને આપણે (મિસ્ટિકલ) પ્રવાહ કહી શકીએ અને બીજો તપસ્વીઓએ કરેલા દમન–શમનનો પ્રવાહ છે, જેને આપણે (એથિકલ) પ્રવાહ કહી શકીએ. બંને પ્રવાહોની અવારનવાર ભેળસેળ થઈ જાય છે એ વસ્તુ આપણે જરૂર સ્વીકારીશું, પરંતુ આ બંને પ્રવાહો એકમેકથી સ્વતંત્ર રીતે, ઋગ્વેદના સમયથી તે આજ સુધી, વહેતા આવ્યા છે એવું મને દેખાય છે.

પહેલા પ્રવાહમાં ઋષિ પ્રણાલિકા અને વેદાંત છે. ભારતની બહાર પણ જિસસ અને મોહમ્મદ પયગંબરના દર્શનરૂપે એ પ્રવાહ ગોચર થાય છે. બીજા પ્રવાહમાં મહાવીર બુદ્ધ અને આજીવક આદિ શ્રમણ-સંપ્રદાયોની પ્રણાલિકાઓ છે. ભારતની બહાર એ પ્રવાહ ખાસ દૃષ્ટિગોચર થતો નથી.

અર્વાચીન યુગમાં ઋષિ પ્રવાહનું દર્શન આપણને શ્રી. રામકૃષ્ણ પરમહંસ, શ્રી. રમણ મહર્ષિ, શ્રી. અરવિંદ, સાંઈબાબા અને ગુજરાતમાં શ્રી. નૃસિંહાચાર્ય એ બધા મહાપુરુષોમાં થાય છે. શ્રમણ એટલે કે તપસ્વી પ્રવાહનું દર્શન અર્વાચીન યુગમાં જો કોઈનામાં આપણને થતું હોય તો તે શ્રીમદ્ રાજચંદ્રજીમાં અને ગાંધીજીમાં થાય છે.

પહેલો પ્રવાહ જીવનના ઉલ્લાસમાં પણ ઈશ્વરતત્ત્વનું દર્શન

કરે છે અને નીતિ–રીતિનાં બંધનો કેવળ વ્યવહાર ધર્મ પૂરતાં જ ઉપયોગી માને છે. બીજો પ્રવાહ જીવનની પ્રશાંત અને નિરુદ્ધ અવસ્થામાં જ ઈશ્વરતત્ત્વનું દર્શન કરે છે, એટલું જ નહિ પણ નીતિ–રીતિનાં બંધનો પારલૌકિક સત્તાનાં પણ માને છે.

ટૂંકમાં કહીએ તો પહેલો માર્ગ આત્મસ્વાતંત્ર્ય ઉપર વિશેષ ભાર મૂકે છે, તો બીજો માર્ગ આત્મનિયંત્રણ ઉપર વિશેષ ભાર મૂકે છે. પહેલા માર્ગમાં સંસારના ત્યાગ ઉપર ભાર નથી, બીજા માર્ગમાં સંસારના ત્યાગ ઉપર ભાર છે. પહેલા માર્ગવાળાઓ ઈશ્વરને રસરૂપ માને છે. બીજા માર્ગવાળાઓ ઈશ્વરને માત્ર સતરૂપે જ જુએ છે. બૌદ્ધો અને જૈનો ઈશ્વરમાં નથી માનતા એનો અર્થ એટલો જ કે એની રસરૂપતા અને આનંદરૂપતામાં તેઓ નથી માનતા.

આ પ્રમાણે આ બંને પ્રવાહોનું સામાન્ય રૂપ લાગે છે. કયો માણસ કયા પ્રવાહથી આકર્ષાશે એનો આધાર એની પોતાની પ્રકૃતિ ઉપર છે. એમાં સાચા–ખોટાનો કે સારા–નરસાનો સવાલ જ નથી. દરેક મનુષ્યની સાધના એની પોતાની પ્રકૃતિ પ્રમાણે જ હોવાની. પોતાની પ્રકૃતિનો વિચાર કર્યા વગર જે માણસ દેખાદેખીથી સાધના કરવા જાય છે તે નિષ્ફળ જાય છે.

શ્રીમદ્ રાજચંદ્રનો જન્મ સંવત ૧૯૨૪ના કારતક સુદ પૂનમે અને તેમનો દેહવિલય સંવત ૧૯૫૭ના ચૈત્ર વદ પાંચમે, એ રીતે આયુષ્યની મર્યાદા પૂરાં તેત્રીસ વર્ષની. એ તેત્રીસ વર્ષમાં તેઓ જે વિચારરાશિ અને ગહન ઉપદેશ આપી ગયા તેનો વિચાર કરતાં આશ્ચર્ય ફરી વળે. પોતાની આવરદા ટૂંકી છે એનું તેમને જ્ઞાન હતું. એમની લગભગ પાંચસો–છસો પાનાની

પત્રધારા હું જોઈ ગયો છું. પોતાના વીસમા વર્ષમાં આ પ્રબુદ્ધ માણસ એક પત્રમાં લખે છે કે 'થોડી મુદતમાં ઘણું કરવાને હું તત્પર છું....' ત્યાર પછીના એક પત્રમાં પોતે લખે છે કે: 'અંતઃકરણમાં પ્રકાશ રહે છે, શક્તિ તેજ મારે છે, ધ્યાન સમાધિસ્થ રહે છે.'

રાજચંદ્રજીની અસર મહાત્મા ગાંધી ઉપર ઘણી પ્રબળ હતી. ગાંધીજી તેમના ઉપર પત્રો લખતા તે પત્રો તથા શ્રીમદ્‌ના ઉત્તરો વાંચવા જેવા છે. ગાંધીજીએ પોતે શ્રીમદ્‌ના રેખાચિત્રમાં સ્પષ્ટ લખ્યું છે કે 'તેમના જીવનમાંથી મેં સૌથી વધુ ગ્રહણ કર્યું છે. તેમનાં લખાણોમાં સત્ નીતરી રહ્યું છે એવો મને હંમેશાં ભાસ આવ્યો છે. તેમણે પોતાનું જ્ઞાન બતાવવા સારુ એક અક્ષર પણ લખ્યો નથી. લખનારનો હેતુ વાંચનારને પોતાના આત્માનંદમાં ભાગીદાર બનાવવાનો હતો. જેને આત્મક્લેશ ટાળવો છે, જે પોતાનું કર્તવ્ય જાણવા ઉત્સુક છે, તેને શ્રીમદ્‌ના લખાણોમાંથી બહુ મળી રહેશે, પછી ભલે તે હિંદુ હોય કે અન્યધર્મી હોય.'

મહાત્મા ગાંધી જે કાંઈ કહે તેમાં પૂરેપૂરું ચિંતન હોય જ. શ્રીમદ્‌નાં લખાણો જોતાં સૌ પહેલી તો એમની સરળ શૈલી આપણું ધ્યાન ખેંચે છે. તદ્દન સીધી સાદી ભાષાથી તેઓ વહેવાર કરે છે. ગાંધીજીની ગદ્યશૈલી ઉપર શ્રીમદ્‌ની શૈલીની સંપૂર્ણ અસર જોઈ શકાય છે. તેમની શૈલી માટે ગાંધીજી લખે છે કે 'તેમનાં લખાણોની એક અસાધારણતા એ છે કે પોતે જે અનુભવ્યું તે જ લખ્યું છે. તેમાં ક્યાંયે કૃત્રિમતા નથી. બીજાની ઉપર છાપ પાડવા એક લીટી સરખી પણ લખી હોય એમ મેં નથી જોયું.'

ટૂંકમાં, જેવું એમનું સાદું અને સફળ જીવન હતું તેવી એમની બોલવાની તથા લખવાની શૈલી હતી.

શ્રીમદ્ રાજચંદ્રનાં કેટલાંક લખાણો હું ઉપર ટપકે જોઈ ગયો છું. એ બધાં લખાણોમાં એક આત્માભિમુખ માણસની સ્વસ્થતા લાગે છે. જે મનુષ્ય અનુભવથી બોલતો હોય તેનામાં સ્વસ્થતા હોય. તેમણે ધર્મની બાબતમાં આંતર સંશોધન ઉપર ભાર મૂક્યો છે. તેઓ કહે છે કે બાહ્ય સંશોધનથી ધર્મનો પાર પામી શકાશે નહિ. આંતર સંશોધન સારુ તેઓ તપ અને તિતિક્ષાનો બોધ આપતા અને સાથે ગુરુકૃપાનો સિદ્ધાંત પણ સ્વીકારતા. યોગાભ્યાસ ઉપર પણ પોતે ભાર મૂકતા અને પદ્માસન વાળીને ધ્યાન કરવાનું શીખવતા.

કોઈપણ મહાપુરુષની કિંમત તેના પોતાનાં લખેલાં કે ન લખેલાં પુસ્તકોથી અંકાતી નથી, એની કિંમત એણે પોતાના જીવનમાંથી પેદા કરેલી શ્રદ્ધાથી અંકાય છે. એની શ્રદ્ધા તથા એનો ઉત્સાહ એની આસપાસના મનુષ્યોને કેટલું અને કેવું બળ આપે છે તે ઉપરથી આંક નીકળે છે. રામકૃષ્ણ પરમહંસે, રમણ મહર્ષિએ કે સાંઈબાબાએ પોતાની પાછળ પુસ્તકો મૂક્યાં નથી છતાં એમણે પ્રવર્તાવેલું શ્રદ્ધાનું બળ કામ કરી રહ્યું છે.

શબ્દોમાં અંતર્ગત શક્તિ હોય છે. તે શક્તિનું નામ આત્મશક્તિ. જે શબ્દો આત્માના ગહન પ્રદેશમાંથી આવતા હોય છે તે શબ્દો કામ કરી જાય છે. એ શબ્દો અસંખ્ય મનુષ્યોમાં શ્રદ્ધાનો સંચાર કરી તેમને કાર્યમાં પ્રેરે છે. એવું પણ બને છે કે એક શબ્દ એક યુગમાં નહિ તો બીજા યુગમાં શક્તિ જન્માવે છે. શબ્દ એ કેવળ અક્ષરોનું ખોખું નથી.

એવાં ખોખાં તો આ છાપઆનાના યુગમાં લાખો ને કરોડોની સંખ્યામાં રોજ ઊભાં થાય છે.

આત્મવાન પુરુષે પૂરી શ્રદ્ધાથી અને અંતકરણની ગુહામાંથી જે શબ્દ ઉચ્ચાર્યા હોય તેને જ મંત્ર કહી શકાય. મંત્રમાં શ્રદ્ધાનું વીર્ય ભર્યું હોય છે. મંત્ર તેથી અણુશક્તિથી છલોછલ ભરેલો હોય છે. મહાપુરુષો પોતાના અત્યંત નિકટના અને યોગ્ય શિષ્યને મંત્ર આપે છે. મંત્ર એ કાનમાં ફૂંકવાની હાસ્યાપદ ક્રિયા નથી કે દોઢ રૂપિયાની ચોપડીમાંથી વાંચી લેવાની વસ્તુ પણ નથી. બજારુ માણસોએ આજે મંત્રશક્તિને ઉપહાસનો વિષય બનાવી દીધી છે.

શ્રીમદ્ પોતે ગૂઢ ઉપદેશ એકાંતમાં આપતા અને તે વખતે પોતે તથા પોતાના શિષ્ય બેની જ હાજરી રહેતી. તેઓ મંત્ર આપતા હતા કે, માત્ર સ્પર્શદીક્ષા આપતા હતા કે, દૃષ્ટિથી શક્તિસંપાત કરી વેધી દીક્ષા આપતા હતા, તે હું જાણતો નથી, પરંતુ તેમના પત્રો અને પ્રાસંગિક ઉક્તિઓ જોતાં મને લાગે છે કે તેઓ મંત્ર આપતા હતા.

હું ફરીથી જણાવીશ કે મહાપુરુષો એમના નાના મોટા પુસ્તકોથી નહિ પરંતુ શક્તિસંપાત કરવાની ક્રિયાથી અમર બની જાય છે. એમની શ્રદ્ધાનું બળ અનેક અંતઃકરણો દ્વારા કામ કરે છે. વળી હું એ પણ જણાવીશ કે મહાપુરુષો માત્ર સ્થૂળ દેહથી જ કામ કરતાં નથી, પરંતુ તેઓ પોતાની પાછળ પોતાનું સંકલ્પ શરીર મૂકતા જાય છે. અનેક એવા દાખલાઓ નોંધાયા છે કે વિદેહ પુરુષો પોતાનો સંકલ્પ સિદ્ધ કરવા પારકાના ચિત્તમાં પ્રવેશ કરે છે.

શ્રીમદ્દ રાજચંદ્ર વિષે આથી વધુ હું કશું જાણતો નથી. આથી વધુ કાંઈ જાણવાનું જો હોય તો મારી દૃષ્ટિથી એ બહુ મહત્ત્વનું પણ નથી. એમની ફિલસૂફી કરતાં એમનામાં રહેલી શક્તિ જ મારે મન વધુ કિંમતી વસ્તુ છે. જે તેજસ્વી, શક્તિશાળી અને પ્રતાપશાળી હોય છે તેનાં તેજ, શક્તિ અને પ્રતાપ એજ એની ફિલસૂફી બને છે. આત્મા પરમાત્માની શોધ એ આખરે તો આત્મશક્તિ એટલે કે પોતાના ભીતરની જ શોધ છે, બીજું કશું જ નથી. અણુપરમાણુ અને પુદ્દગલોનું પરિવર્તન કરવાની જેનામાં શક્તિ હોય છે, તેનું નામ આત્મા. આત્મા છે કે આત્મા નથી, એ ચર્ચા નિરુપયોગી છે. આત્માની શક્તિનો પ્રયોગ કર્યો છે કે નથી કર્યો એ વસ્તુ જ મહત્ત્વની છે.



મહાત્મા કોને કહી શકાય? આપણી પાસે એને માટે ક્યાં તોલમાપ છે? મહાત્માની વ્યાખ્યા કોઈએ ચોકસાઈથી આપી હોય તેવું મને યાદ નથી. વ્યાખ્યા આપવાની જરૂર પણ નથી, કારણ કે વિશાળ જનસમુદાય તો વગર વ્યાખ્યાએ માત્ર પોતાના હૃદયની સાક્ષીથી ચલાવી લે છે. વ્યાખ્યાઓ આપવાનું કામ પંડિતોનું છે. એક માણસને જનસમુદાય એક વખત ઓળખે પછી પંડિતો એને ઓળખાવવા સારુ બહાર પડે છે.

આ દેશમાં કે બીજા કોઈ પણ દેશમાં મહાત્મા તુરત વર્તાઈ આવે છે. લોકોનું હૃદય ઘણું ચોક્કસ અને પ્રત્યક્ષદર્શી હોય છે. ગૂઢ અને ગહન બાબતો પણ લોકો માટે સમજવી કઠણ હોતી નથી. પંડિતો પોતાની વાણી અને કલમથી જે વસ્તુઓને ગૂઢ અને ગહન બનાવે છે તે વસ્તુઓ લોકોને તો સ્પષ્ટ જ હોય છે.

મહાત્માનું લક્ષ્ય હંમેશાં મનુષ્ય જ હોય છે. મનુષ્યને ઓળખવા સારુ મહાત્માઓ હંમેશાં સૌ પહેલાં પોતાની જાતને ઓળખવા નીકળી પડે છે. જે મનુષ્ય પોતાના હૃદયમાં ઊંડો ઊતરતો નથી, પોતાના અંતઃકરણની લીલા નિહાળતો નથી, તે મનુષ્યને કદાપિ સત્ ચઢતું નથી. જિસસને સત ચઢ્યું અને પોતે વધને થાંભલે ચઢ્યા, પયગંબર સાહેબને સત ચઢ્યું અને પોતે સામી છાતીએ બહાર આવ્યા. બુદ્ધને, મહાવીરને સૌને સત્ ચઢ્યું. એ બધી વિભૂતિઓને સત ક્યાંથી ચઢ્યું? એ

બધાએ માણસની શોધ પોતાની અંદર ચલાવી. એ બધા સમાજસુધારકો નહોતા, આત્મસુધારકો હતા. આત્માની શોધ વગર આત્માની સુધારણા થઈ શકે નહિ.

મહાત્મા મોહનદાસ કરમચંદ ગાંધી આત્માને રસ્તે ચઢેલી વિભૂતિ હતી. એમણે પોતાની જાતની ખોજ સહુ પ્રથમ ચલાવી. નાની ઉંમરમાં જ એમને નિશ્ચય થઈ ગયો કે મોહનદાસ પોતે જો નહિ બદલાય, તો સંસાર નહિ બદલાય. મોહનદાસ પોતે જો પોતાનું રાજ્ય નહી સંભાળે તો બીજાઓનું એટલે કે બહારનું રાજ નહિ સંભાળી શકે. ગાંધીજીએ તેથી સહુ પહેલાં તો એ મોહનદાસને શોધી કાઢ્યો. એમણે એને કહ્યું કે, મોહનદાસ તું નબળો છે કારણ કે તારું રાજ તારા હાથમાં નથી. તું ઊઠ, ઊભો થા, ને તારો દોર તારા હાથમાં લે. તારામાં રહેલા કામ-ક્રોધને તું હાંકી કાઢ. તારા ઉપર તું પહેલો સત્યાગ્રહ કર.

અને મોહનદાસને સત ચઢયું. તેઓ ડાહ્યા મટી ગાંડા થયા. આ વખતે હું માનું છું કે તેમની ઉંમર ચોવીસ પચીસ વર્ષની જ હતી. સતે ચઢ્યા પછી તેમણે 'હિંદ સ્વરાજ' નામની પોતાની આર્ષ વાણીમાં લખ્યું કે: 'આ શરીર હિંદુસ્તાનની મુક્તિ અર્થે છે' એ લખતી વખતે એમની ઉંમર ઓગણત્રીસ વર્ષની હતી અને પોતે મહાત્માને અમર પંથે ચઢી ચૂકેલા હતા.

આત્માના રાજ્યનો જેને એક વાર નિશ્ચય થઈ ચૂકયો હોય છે તે પછી પોતાના એ નિશ્ચયમાંથી કદાપિ ડગતો નથી. મરણનો ભય એને હોતો નથી, કારણ કે આત્મા વગરનું જીવન એ મરણ જ છે એવું એને ઠસી ગયું હોય છે. કાં તો

આત્માની પ્રાપ્તિ એટલે કે સ્વરાજ, કે કાં તો પ્રાણની સમાપ્તિ, એ બંનેની વચ્ચે કોઈ પણ પ્રકારનું સમાધાન એ ઇચ્છતો નથી. વહેવારુ બુદ્ધિનાં માણસો એને ઘેલો કહે તો તેમ પરંતુ દુનિયાને ડોલાવી નાખવામાં ઘેલાઓ જેટલો ફાળો ડાહ્યાઓનો નથી. ડાહ્યાઓએ આખરે તો ઘેલાઓએ મૂકેલા આદર્શો જ પાળવાના હોય છે અને એના પાલનથી ડાહ્યામાં ખપવાનું હોય છે.

માટે કહું છું કે ગાંધીજી ડાહ્યા માણસ નહોતા. જો તેઓ ડાહ્યા હોત તો બરાબર બૅરિસ્ટરી ચલાવી, લાખો રૂપિયા પેદા કરી, સરકારની પ્રશંસા કરી 'સર મોહનદાસ' બની, ખાણીપીણી ને ઉજવણી કરી, યુરોપ–અમેરિકાની સહેલગાહો કરી, ધરખમ કંપનીઓના ડાયરેકટર બની, રાજારાણીઓ સાથે હાથ મિલાવી ઝુલાવી, પોતે લીલાલહેર કરી હોત. પણ ગાંધીજીએ તો પેલો અંદર બેઠેલો જોઈ લીધો ત્યારથી પોતે પાગલ બન્યા. એની ખાતર એ બધું છૂટી ગયુ એ કહેવું વધારે વાજબી છે.

જે મનુષ્યે આત્માનો સંપર્ક કદી સાધ્યો નથી તે મનુષ્યને શા સારુ પાગલ બનવું પડે? એવા મનુષ્યને ખાવાપીવા, પહેરવા ઓઢવા તથા માનચાંદ લેવા સિવાય બીજો કયો કર્મયોગ હોઈ શકે? પરંતુ ગાંધીજીનો કર્મયોગ જુદી જાતનો હતો.

જેને સત ચઢયું તેને ભય શો? જેણે દર્શન કર્યું તે ડગે શાનો? એવા માણસની દૃષ્ટિ બદલાઈ જાય.

મૃત્યુમાં એ જીવન જુએ અને જીવનમાં કદાચ મૃત્યુ જુએ. મરીશ તો સ્વર્ગે જઈશ અને જીવીશ તો નીચે સ્વર્ગ ઉતારીશ એવી અચળ નિષ્ઠાથી પોતે સ્વસ્થ હોય છે. સામો પક્ષ કેટલો

બળવાન છે તેનો વિચાર તે કરતો જ નથી પરંતુ પોતે કેટલો બળવાન છે તેનો જ વિચાર તે કરે છે. પોતાની શક્તિ ત્યાગ અને સમર્પણમાં જ તેને દેખાતી હોય છે. શક્તિના સાગરમાં પોતાનું વિલિનીકરણ કરવા પોતે ભેખ લીધો હોય છે. પાણી જો સાગરથી છૂટું હોય તો ઓછું થાય, સાગરથી ભળી જતાં એ કદી ઓછું થાય જ નહિ. સંતપુરુષો પોતાની અસ્મિતા ઈશ્વરના ચરણે મૂકી નિશ્ચિત થઈ જાય છે. આવી મનોદશાને જ ઉપનિષદો 'અભય' નામ આપે છે. ઈશ્વર વિના અભય ન મળે.

શ્રી કૃષ્ણે અર્જુનને શું કહ્યું હતું? એ અમર શબ્દો આ હતા: 'क्लैव्यं मा स्म गमः पार्थ।' એ શબ્દોનો ધ્વનિ શો હતો? અર્જુન, તું શું મૃત્યુથી ડરે છે? કૌરવો નહિ મરે અને તું મરીશ તો પણ એમાં તારું કયું અહિત થવાનું છે? તેઓ મરે કે તું મરે તે બંને સ્થિતિમાં તારું તો હિત જ છે. ભીખનું હાંલ્લું લઈને તું જીવે તેના કરતાં તું મરે તે જોવાને હું વધુ રાજી છું.

પાંચ હજાર વર્ષ ઉપર ભારતમાં જે મોહન પાકયો, તે જ મોહન આજે ગાંધીરૂપે પાકયો. ભારતની પ્રજાને એણે ચોખ્ખી ને ચટ વાત કહી. અંગ્રેજો તમારા ઉપર અમલ કરે અને ભીખનું હાંલ્લું લઈ તમે ફરો તેના કરતાં 'ભારતમાં ભલે લોહીની ગંગા ફરી વળો' એ શબ્દો સને ૧૯૩૨ માં લંડનમાં મળેલી રાઉન્ડ ટેબલ કૉન્ફરન્સમાં અહિંસાના ફિરસ્તાએ ઉચ્ચાર્યા હતા. અંગ્રેજ સત્તાને એણે કહ્યું કે તું તારી ગોળી ભલે ચલાવ, પણ ભારતનો આત્મા ગોળીથી વીંધાય તેમ નથી અને મુડદાં તો જીવતાં કે મરેલાં બધાં સરખાં છે અને તેમની વધઘટથી

મને હર્ષશોક નથી. જે માણુસ આત્મામાં ઊંડો ઊતરી ગયો ન હોય તે આવી જાતના શબ્દો ઉચ્ચારી શકે નહિ, ઉચ્ચારે તો તેનો બોલ બોદો હોય, તેમાં રણકો ન હોય. સંતોના ને ઋષિઓના શબ્દોના રણકા જુદા હોય છે. એમના શબ્દો વેધક હોય છે. એ શબ્દો બારાખડીથી નહિ, શક્તિથી ભરેલા હોય છે.

આત્મવાન મનુષ્યને શરીરનો મોહ હોતો નથી, એને ફક્ત ભગવાનની લગની લાગી હોય છે. ઈશ્વરમાં વ્યાપેલી પોતાની અચળ શ્રદ્ધાથી તે નિર્ભય બની ગયો હોય છે. એવા માણુસને આપણે 'એકલક્ષ' કહી શકીએ. પોતે ઊંડે ઊંડે જે અવાજ સાંભળતો હોય છે તે સિવાયના બીજા કોઈ પણુ અવાજ તરફ એનો કાન જતો નથી.

ગાંધીજી આત્મવાન હતા, શરીર તથા શરીરની આળપંપાળની સઘળી સામગ્રીનો મોહ છોડી ચૂકેલા માણુસ હતા. ઈશ્વર નામની કોઈ સર્વવ્યાપી સત્તાનો અનુભવ કર્યા વગર આ વસ્તુ બની શકે નહિ. એ સર્વવ્યાપી સત્તામાં પોતે પોતાની અસ્મિતાની આહુતિ આપી હતી. આહુતિ આપ્યા પછી પોતે નિશ્ચિત, નિશ્ચળ અને શાંત બની ગયા હતા. દેહાભિમાન ઓગળી ગયું હતું અને આખું જગત એમને વાસુદેવમય પ્રતીત થતું હતું. વાસુદેવ એ જ એક શરીર છે, બીજું શરીર ગાધીજી જોતા જ નહોતા, અગર જો જોતા હતા તો મૃગતૃષ્ણિકારૂપે જોતા હતા. ગાંધીજી આગળ ભગવાને પોતે પોતાનું સ્વરૂપ ખુલ્લું કર્યું હતું એવું માનવાને કશો વાંધો ન હોઈ શકે. કહો કે ભગવાન એમનામાં ઊતરી આવ્યો હતો. यमेवैष वृणुते तेन लभ्यस्तस्य एष आत्मा विवृणुते तनुं स्वाम्। આ શબ્દો કઠોપનિષદ્‌ના તેમ જ મુંડકોપનિષદ્‌ના ઋષિની

છાતીમાંથી નીકળેલા છે. એનો અર્થ કે 'જેને એની લગની લાગે છે તેને એ પોતાનો કરે છે, તેની સમક્ષ એ પોતાનું સ્વરૂપ ખુલ્લું કરે છે.'

ગાંધીજીની સમક્ષ પરમેશ્વરે પોતાનું રૂપ ખુલ્લું કર્યું હતું, કારણ કે ગાંધીજી અંતરમાં જોતા હતા, બહાર જોતા નહોતા. અંતરમાં જેવું એનો અર્થ જ સત્યનું દર્શન કરવું. અંતરમાં જોનારો જ મગજની આંટીઘૂંટીમાં પડતો નથી. મગજમાં અટવાઈ પડે પછી અંતરનું દ્વાર બંધ થઈ જાય છે. અંતરના દ્વારને હૃદય કહી શકો. સંતો હૃદયના માર્ગે મુસાફરી કરે છે. આત્મા ત્યાં બેઠો છે એટલા માટે ઉપનિષદ્ કહે છે કે, एष आत्माऽन्तर्हृदये ।-ગીતા પણ એ જ સાક્ષી પૂરે છે: ईश्वरः सर्वभूतानां हृद्देशेऽर्जुन तिष्ठति । એને જો ત્યાં જઈને ન ઓળખીએ તો ભ્રમણાઓ ઊભી થાય, સંભ્રમો ઊભા થાય. ત્યાં જઈને જો ઓળખીએ તો એની શક્તિથી આપણામાં તાજગી આવે, બળ આવે.

ગાંધીજી અંતરમાં જોતા હતા, બહાર જોતા નહોતા. તેઓ જ્યારે હૃદયમાં આવી પહોંચતા ત્યારે ત્યાં બેઠેલો ઈશ્વર તેમને આશ્વાસન આપતો અને કહેતો કે 'नायमात्मा बलहीनेन लभ्यः ।' આત્માને જો તારે ખરેખરો પામવો હોય તો શક્તિ મેળવ, બળહીનને માટે આત્મા નથી, માત્ર શરીર જ છે. ગાંધીજી પછી શક્તિની શોધ કરતા. એ શક્તિ એમને હંમેશાં પોતાના હૃદયમાંથી જ જડી આવતી. જે ભગીરથ કાર્યો તેઓ ઉપાડતા અને તેને સિદ્ધ કરવા સમાધિસ્થ બનતા, તેની પાછળ આ જ રહસ્ય હતું. તેઓ પોતે કહેતા કે 'આ મારા અંતરાત્માનો

અવાજ છે.' તે કામ તેઓની પાસે ઈશ્વર કરાવતો. ઉપનિષદોએ વર્ણવેલો જે મહામાનવ, જે 'ઔપનિષદ પુરુષ', જે 'ઉત્તમ પુરુષ', જે 'હિરણ્મય પુરુષ', તેનું બીજું નામ મહાત્મા ગાંધી. એકલો સ્થિતપ્રજ્ઞ જ નહિ, પરંતુ શક્તિસંપત્તિવાળો જિતેંદ્રિય દિવ્ય પુરુષ. એનામાં જે પ્રબળ ઉત્સાહ જાગતો તેનું કારણ એ હતું કે એ પુરુષ પોતાની મર્યાદિત અસ્મિતાને ઈશ્વરની સર્વવ્યાપી અને અમર્યાદ વિભુતામાં ડુબાડી શકતો. ઈશ્વરની પાસે એ કશું માગતો નહિ, કારણ કે એને કશી સ્પૃહા રહી નહોતી. એને એક જ મહાસ્પૃહા હતી: ઈશ્વરનો અવાજ સાંભળવાની. અને એ સાંભળ્યા પછી એ અવાજની પાછળ પાછળ એ ચાલ્યો જતો. ઈશ્વરમાં ડૂબી ગયેલો નિઃસ્પૃહ માણસ જેમ બોલે તથા વર્તે તેમ એ મહાત્મા બોલતો તથા વર્તતો. એને કશું અંગત નહોતું એટલે સુખદુઃખના સામાન્ય આઘાત-પ્રત્યાઘાતોથી મહામાનવ મોહનદાસ પરાઙ્મુખ રહેતો. એને અભિમાન નહોતું કારણ કે એને જગત વાસુદેવમય લાગતું. વાસુદેવ એ જ એની અસ્મિતા હતી. જ્યાં જ્યાં અને જ્યારે જ્યારે એને વાસુદેવ નહોતા દેખાતા, ત્યારે પોતે દુઃખી થતો, ઉપવાસે ચઢી જતો અને પોતાના હૃદય આગળ જઈ વાસુદેવનું બારણું ઠોકતો. વાસુદેવને ઊઠવું પડતું, દ્વાર ખોલવું પડતું.

આવા દુર્લભ મહાત્માને ઉપનિષદોની મદદ સિવાય ઓળખવાને મારી પાસે દષ્ટિ નથી. એકલી ભગવદ્ગીતાથી હું એને પૂરો ઓળખી શકું તેમ નથી. વેદો અને ઉપનિષદોની સહાય વિના કોણ છે એવો કે જે વેદો અને ઉપનિષદોના મૂર્તિમંત બનેલા તત્ત્વરૂપ એને ઓળખી શકશે?

ગાંધીજીનું અધિભૂત તો વિશ્વવિખ્યાત છે. અધિદૈવ એમના રહ્યાસહ્યા અંતેવાસીઓની પાસે છે. પરંતુ એમનું અધ્યાત્મ તો શ્રુતિ ભગવતી જ છે. ગાંધીજીને શક્તિ મળી કયાંથી ? એનો જવાબ એક માત્ર કેનોપનિષદ્‌ની પાસે જ છે : आत्मना विंदते वीर्यम् । શક્તિનું મૂળ આત્મા જ છે.

ગાંધીજી ઉપર ઘણું કહેવાયું છે અને બીજાં પાંચ હજાર વર્ષ સુધી ઘણું કહેવાશે. જેની અસ્મિતા વાસુદેવમાં વિલીન થઈ હતી, તેને ઓળખવા માટે શબ્દો ટૂંકા પડશે અને ઇતિહાસ અધૂરો લાગશે. ઓળખનારની પોતાની દૃષ્ટિ જેટલી પ્રકાશિત હશે તેટલું પોતે જોશે. કોઈ માણસ મને આવીને એમ કહે કે હું ગાંધીજીની સાથે આટલાં વર્ષો રહ્યો હતો, તો એની મારા ઉપર અસર થાય નહિં. પૂર્ણિમાની શીતળ રાત્રિએ સુંદર સરોવરતીરે જાગતા ને ઊંઘતા બધા હોય તેમાં જેઓ જાગતા હોય તેમાં પણ જેઓ ચક્ષુરિન્દ્રિય ધરાવતા હોય તેમનો રસાસ્વાદ જુદો. ચક્ષુરિન્દ્રિય ધરાવનારાંઓમાં પણ જેમનામાં સૌંદર્યની રસવૃત્તિ સતેજ હોય તેમના વચનની વધુ કિંમત. આવી સમજ ધરાવનારને અમુક માણસ ગાંધીજીનો અંતેવાસી હતો એટલી સ્થૂલ હકીકતમા બહુ મહત્ત્વ દેખાતું ન હોય તો દરગુજર કરવું ઘટે.

મારી નમ્ર માન્યતા પ્રમાણે ઉપનિષદો વગર મહાત્મા ગાંધીનો સૂક્ષ્મ વૈભવ કોઈ પણ અભ્યાસી સમજી શકે તેમ નથી. ગીતાએ આવા વિરલ મહાત્માને માટે વાપરેલા શબ્દો 'स महात्मा सुदुर्लभः'—જેમણે સમજવા હોય તેમણે ઉપનિષદોનો અભ્યાસ એકાગ્રતાથી અને પુનરપિ પુનઃ કરવો પડશે.

☆

## ૩૫. ફાધર ઑફ ધ નેશન

લંડનમાં ભણતો હતો તે વખતની એક વાત યાદ આવે છે. ગાંધીજીની વાત નીકળતાં અમારા એક પ્રોફેસરે એમના ચાના ટેબલ આગળ અમને ત્રણ–ચાર વિદ્યાર્થીઓને કહેલું કે: A mighty leader of a weak people. એનો અર્થ એ કે તુચ્છ માણસોના મહાન નેતા. અમને માઠું તો લાગેલું પણ વાત સાચી હતી એટલે બોલીએ શું? ગાંધીજીને માટે અંગ્રેજોને ઘણો ઊંચો અભિપ્રાય હતો. એના જોરે અમે ફૂલીને ફાળકો થતા. યુરોપના જુદા જુદા દેશોમાં અમારી સામે કોઈ જોતું તેનું એક જ કારણ હતું–અમે મહાત્મા ગાંધીના મુલકના છીએ. એક જ માણસના તપોબળથી જો કોઈ આખી પ્રજાનો સત્કાર થયો હોય તો આ જ એક દાખલામાં. ગાંધી એ શબ્દ સાંભળતાં જ ત્યાંની પ્રજાને સત્ય અને અહિંસાથી ભરેલો એક વિશિષ્ટ માનવ દેખાતો અને ભારત એટલે એ માનવ અને એ માનવ એટલે ભારત, એવી વ્યાપ્તિ થઈ જતી. અમને ફોગટનું માન મળતું અને મફતનો માલ અમે સ્વીકારતા.

ગાંધીજી 'ફાધર ઑફ ધ નેશન' છે, એમ બોલવું એમાં કાંઈ વાંધો નથી, કેમકે તેમ કરવાથી એમની આકૃતિ આપણા મનમાં ખડી થશે, પણ તેની સાથે આપણે 'ચિલ્ડ્રન ઑફ ધ ફાધર' એમ પણ બોલવું ઘટે, જેથી આપણી પોતાની આકૃતિ પણ ખડી થાય અને આપણે આપણને ઓળખી શકીએ. ગાંધીજી આપણા ફાધર હોઈ શકે ખરા?

'ફાધર ઑફ ધ નેશન' પોતાના સત્યના પ્રયોગોમાં કહી ગયા કે, જૂઠના પાલન કરતાં સાચનું પાલન સહેલું છે. એક સચ્ચાઈના પાલન પાછળ માણસને જેટલી શક્તિ ખરચવી પડે છે તેના કરતાં અનેકગણી શક્તિ જૂઠની પાછળ વેડફાઈ જાય છે. આમ છતાં, કોઈ વિલક્ષણ પ્રકારની અવળી બુદ્ધિથી માણસ એવું માની બેઠો છે કે, જૂઠનું પાલન સહેલું છે.

'ફાધર ઑફ ધ નેશન' કહી ગયા કે, સચ્ચાઈ વગર આત્મદર્શન થતું નથી. જૂઠના ફંદામાં જો પડીશું તો ક્યાં અટકીશું ? એક જૂઠમાંથી હજાર જૂઠ પેદા થશે. જૂઠમાંથી કશો ઉકેલ આવતો નથી, નવી ગૂંચો પેદા થાય છે. હું જૂઠું બોલું તેમાં સામાને જૂઠું બોલવાનું નિમંત્રણ જ આપું છું. પછી નિમંત્રણોની પરંપરા ચાલવાની, કારણ કે જૂઠ એ અનંત ઇંદ્રજાળ છે. મારી એક જૂઠમાંથી અનેક જૂઠની ઉત્પત્તિ થવાની અને એ અનેક જૂઠનો હું આખરે ભોગ બનવાનો. મારી શક્તિ જૂઠના વિસ્તારમાં ખપી જવાની. એ માર્ગે હું બચી શકવાનો નહિ, ખપી જવાનો. ઉપનિષદો તેથી કહે છે કે, સત્યમાંથી કદી ચળશો મા.

અને આપણે નજરે શું જોઈએ છીએ ? એક સાચો માણસ એક જૂઠા માણસ કરતાં વધુ શક્તિ બતાવી શકે છે અને પરાજયનો સામનો વધુ તાકાતથી કરી શકે છે. કારણ એક જ : એની પાસે શક્તિની મૂડી વણવેડફી પડી હોય છે.

જેવું માણસની બાબતમાં તેવું જ પ્રજાની બાબતમાં. અંગ્રેજ પ્રજા સચ્ચાઈને નીતિ તરીકે પૂજે છે. સચ્ચાઈને લીધે એનો જીવનવહેવાર વધુ સરળતાથી ચાલે છે. એ પ્રજા

ઓછાબોલી છે. એ માને છે કે વધુ બોલવાથી જૂઠ પેસી જાય. એ પ્રજાને મૌનની જરૂર નથી. ગાંધીજીએ અંગ્રેજ હકૂમતને હઠાવી પરંતુ અંગ્રેજના સદ્‌ગુણો ઉઠાવી લીધા.

ગાંધીજીને 'ફાધર ઓફ ધ નેશન' કહેતાં આપણને સંકોચ થવો ઘટે. માબાપ અને સંતાનોની મુખાકૃતિમાં થોડું ઘણું પણ સામ્ય જો ના હોય તો જોનારને જરા નવાઈ તો લાગે. આપણે દર્પણમાં નજર કરીએ છીએ તેમ છતાં માનીએ છીએ કે, ગાંધીજી 'ફાધર ઓફ ધ નેશન' છે!

શ્રાદ્ધનો અર્થ શ્રદ્ધાથી અર્પણ કરવું તે. આપણે ગાંધીજીને શું આપવાના હતા? આપણી પાસે શું છે? અને જે છે તેમાંનું ઘણું એમને ખપે તેવું નથી.



## ૩૬. ગાંધીજીને મારે શું કરવા છે?

ગાંધીજી મહાન હતા, આ પ્રમાણે કરતા હતા અને આ પ્રમાણે નહોતા કરતા, આટલું રોજ કાંતતા, આટલું ચાલતા, આટલું ઊંઘતા વગેરે વગેરે માહિતી દર વર્ષે આપીએ તે તો નાનાં બાળકો રસથી વાંચે પણ ખરાં, પણ ગાંધીજીના મોંમાં શોભે તેવો બોધ હું જ્યારે આપવા બેસું ત્યારે મને કે કોઈને કશો આનંદ ન પડે.

હું તો મારી જાતનો વિચાર કરું અને ગાંધીજીને બાજુ ઉપર મૂકી દઉં. કોઈની કરોડ રૂપિયાની મૂડી મને શું ખપ લાગવાની છે? કોઈનો રાજમહેલ મારે શું કરવાનો છે? એનાં ગુણગાન અને પ્રસંશાથી મારું દળદર ફીટવાનું નથી. મારે શા માટે કોઈના મંજીરા વગાડવા? મારે ઊતરેલાં લુગડાં શા માટે પહેરવાં?

મહાત્મા ગાંધીને મારે શું કરવા છે? મારો મહાત્મા ગાંધી હું પોતે જ હોઈ શકું. મારી મિલકત હું પોતે જ વધારી શકું, હું પોતે જ ઘટાડી શકું. આ બધી સપ્તાહોથી હું પોતે કઈ શક્તિ પામ્યો?

કોઈની તૈયાર ફિલસૂફી પહેરી કે ઓઢી લેવી એ આત્મોદ્ધારનો રસ્તો નથી. મારી ફિલસૂફી મારે પોતે જ ઘડવી જોઈએ. હું મને જેમ જેમ ઓળખતો જાઉં તેમ તેમ મારો મિત્ર બની મને ઘડતો જાઉં. મહાત્મા ગાંધી કે કોઈ મને શી

રીતે ઘડવાના હતા? વળી મારે એવો નિર્જીવ અને તૈયાર માલ બનવાનું પ્રયોજન શું?

મારી શોધ મારે જ ચલાવવી રહી. ગાંધીજી એ કામ શી રીતે કરવાના છે? કોઈ પણ મહાત્મા એ કામ શી રીતે કરવાનો છે? મારો પ્રકાશ હું પોતે છું, ગાંધીજી નથી. હું મારી આંખોએ પાટા બાંધીશ અને ગાંધીજીના નામની ટોર્ચ લઈ ફરવા નીકળીશ તો જરૂર કુટાઈ મરીશ. એ ટોર્ચ ભલે ગમે તેટલી કિંમતી હોય પરંતુ મને ઉપયોગી થઈ શકે નહિ.

મારી વૃત્તિઓનું તાંડવ હું જોયા કરું છું. આ શરીરની સાથે એનો જન્મ હશે. પ્રસંગે એ બધી ઊંઘે છે, પ્રસંગે જાગે છે. એમને કોણ ઊંઘાડે છે? કોણ જગાડે છે?

એક મોટો જળપ્રવાહ જોયા કરું છું. એ પ્રવાહ ક્યાંથી આવે છે અને ક્યાં જાય છે, એ કહેવાની ધૃષ્ટતા હું ન કરું. હું પોતે પ્રેક્ષક છું છતાં તીરે બેઠેલા પ્રેક્ષક જેવો નથી, પરંતુ પ્રવાહની અંદર છું. તીરે બેઠેલો કહી શકે કે મને લાગતું વળગતું નથી, પ્રવાહની અંદર રહેલો ન કહી શકે કે મને લાગતું વળગતું નથી.

મનુષ્ય જો વૃત્તિઓ નથી તો બીજું શું છે? વૃત્તિઓ જો શક્તિનાં રૂપાંતરો નથી તો બીજું શું છે? વૃત્તિઓનાં અનેક રૂપોને એકરૂપમાં વાળી નાંખવું એ ક્રિયાને યોગ કહી શકાય. જે મનુષ્ય આ વસ્તુ સિદ્ધ કરી શકે છે તે સંસારથી વિરક્ત બનતો નથી, પરંતુ સંસારમાંથી સાર પામે છે. 'આધ્યાત્મિક' શબ્દનો જો કાંઈ અર્થ હોય તો એટલો જ કે ઊંડાણમાં ઉતરીને જોવું. ઊંડાણને હૃદય કહો તો ચાલે.

મહાત્મા ગાંધી ઊંડાણુથી જોતા. વૃત્તિઓને સમેટી લઈ પોતે તદાકાર બનતા. તદાકાર થઈ ગયા પછી શક્તિનો પ્રવાહ પૂરજોસમાં વહેતો હોય છે. શક્તિશાળી બનવું એનો અર્થ તદાકાર બનવું. એનો અર્થ પોતાની મર્યાદા વટાવી જવી. માણસમાં જ્યાં સુધી ક્ષુદ્ર એટલે કે નાનો અહંકાર હોય છે, ક્ષુદ્ર એટલે કે નાની વાસનાઓ હોય છે, ત્યાં ;સુધી એ શક્તિશાળી બની શકતો નથી. પોતાની લઘુતાને જ્યારે વ્યાપક રૂપમાં પલટી નાખે છે ત્યારે જ માણુસ પોતે ઊંચો આવે છે. અને બીજાને ઊંચો લાવે છે. કોઈ પણુ અહંકારી માણુસ પોતાનો કે સંસારનો પલટો કરી શકતો નથી. પોતાનું અજ્ઞાન એનું નામ જ અહંકાર. જે ઊંડો જાય તે ઓગળી જાય અને વિરાટ રૂપમાં ભળી જાય. એ જ્યારે બહાર આવે ત્યારે મોટો બનીને બહાર આવે.

મોહનદાસ કરમચંદ ગાંધીની બાબતમાં આવું જ બન્યું હતું. એ માણુસ સરેરાટ ઊંડો ગયો અને વિરાટ સ્વરૂપે બહાર આવ્યો. અંદર ગયા વગર તો માટીનો માણુસ કદી મહાત્મા બનતો નથી. બહાર બેઠેલા તો સદા અલ્પાત્મા જ રહે છે. જેણે જોયું નથી, તે શું કહેવાનો છે?

ગાંધીજી યોગી હતા. બધી વૃત્તિઓને એક મહાપ્રવાહમાં વાળી પોતે એ મહાપ્રવાહને ઈશ્વર કહેતા હતા. પોતાના અંતઃકરણુને તેમણે અહંકારથી અળગું રાખવાનો ભગીરથ પ્રયત્ન કર્યો હતો. અહંકારને સ્થાને તેમણે ઈશ્વરની સ્થાપના કરી દીધી હતી. ભગવાનનો માણુસ આવો જ હોય. જેણે અહંકાર છોડ્યાં તેને ભગવાન પાસે જવું નથી પડતું, ભગવાન પોતે એની પાસે આવે છે. આ વાતમાં જેને શ્રદ્ધા ન હોય તે ભલે અહંકારમાં અને

ઘમંડમાં ઘૂમે, પણ અહં એ વિનાશનો માર્ગ છે, દુઃખનો માર્ગ છે, અંધકારનો માર્ગ છે, ક્ષણિક સુખનો માર્ગ છે, બંધનનો માર્ગ છે. અહં ઓગળી જાય પછી બધું જ ઈશ્વરનું બની જાય. પછી કયું દુઃખ? આપણો વહેવાર ટ્રસ્ટીનો વહેવાર બની જાય. શક્તિ ભગવાન આપે છેઃ જો આપણે સાચેસાચ તે માગીએ તો. પણ આપણી માગણી સાચી નથી હોતી. ઈશ્વરની પાસે માલ-મિલકત અને સ્થૂલ સત્તારૂપી અહં આપણે માગતા હોઈએ છીએ, દુઃખ માગતા હોઈએ છીએ.

ગાંધી સપ્તાહમાં અગમનિગમનો પ્રવાસી પોતાના હૃદયમાં ઉતરવાનો પ્રયત્ન કરે તો મહાત્માનો ભેદ પામે. સમજ વગર ભજન કે કથન કર્યાથી ખાસ ફાયદો ન થાય. સમજ કેટલી છે, તેની તો પોતાને ખબર હોય જ. સમજ એ પ્રયત્નની વસ્તુ છે. સમજની પૂરી ખાતરી વગર આચાર કરવા બેસવું તે નિરર્થક છે અને હાસ્યાસ્પદ પણ છે. ગાંધીજી 'રઘુપતિ રાઘવ' ગાતા તથા ગવડાવતા તેથી આપણે પણ તેવું કરવું એથી કશો લાભ નથી. આપણે મેના કે પોપટ નથી. વળી ગાંધીજીની છબીઓ છાપી કે લટકાવી કે પૂજી તેથી આપણે ધર્મિષ્ઠ થઈ જઈશું એવું માનવું તે પણ સમજ નથી. એમની છબી જોવાથી જો આપણો અહંકાર ન ઓગળે તો એ છબી ભીંત ઉપરનો ભાર છે. ગાંધીજીનો દેહ કાંઈ એવો સુંદર ન હતો કે ચાહીને રોજ જોવો પડે. છબી તો અંતરમાં પડે તે જ ખરી.

*

## ૩૭. હિમાલયના તપસ્વીઓ

હિમાલય ઉપરનાં પુસ્તકો વાંચતાં મને ત્રણ સાધુઓ યાદ આવે છે. હિમાલયના તપસ્વીઓને શોધવા હું કદી નીકળ્યો નથી પણ જેમનો ભેટો મને અનાયાસે થયો હતો એવા એ ત્રણ સાધુઓ પાસેથી સાંભળેલી અજબ ઘટનાઓ મને યાદ આવે છે.

એવી એક અજબ ઘટના મેં સને ૧૯૩૪માં લંડનમાં સાંભળેલી અને એ કહેનારનું નામ હતું શ્રી. પુરોહિત સ્વામી. લેંકેસ્ટર ગેટ ઉપર અમે બંને એક જ મકાનમાં રહેતા હતા. સ્વામીજીનો મારા ઉપર સારો ભાવ હતો. તેઓ હતા મૂળ નાગપુર તરફના અને પછી પોતે ગૃહસ્થાશ્રમ છોડીને ભગવાં ધારણ કર્યાં હતાં. માણસ વિદ્વાન હતા અને એમના એક અંગ્રેજી પુસ્તકની પ્રસ્તાવના બ્રિટનના વિખ્યાત કવિ યેટ્સે લખી આપી હતી તેથી તેઓ આનંદમાં રહેતા. એમણે એ પુસ્તકની નકલ મને ભેટ આપેલી પણ કોઈ પુસ્તકચોર તે હજમ કરી ગયો.

પુરોહિત સ્વામીના ગુરુ કોણ હતા તે હું ભૂલી ગયો છું પણ તેઓ કોઈ સ્વામી હંસનું નામ દેતા. આ સ્વામી હંસ તે હંસદેવજી અવધૂત નહિ પણ કોઈ બીજા. હંસ સ્વામીએ હિમાલય ઉપર એક પુસ્તક લખેલું અને કૈલાસ માનસરોવરના પોતાના અનુભવો તેમાં જણાવેલા. હંસ સ્વામી વિષેની ચમત્કાર ભરેલી વાતો મને પુરોહિત સ્વામીએ કરેલી, જેમાંની ઘણી ખરી આજે હું ભૂલી ગયો છું. પરંતુ થોડા વખત ઉપર સર ફ્રાન્સિસ યંગ

હસબંડની હિમાલય ઉપરની ચોપડી વાંચતાં પુરોહિત સ્વામી પાસેથી સાંભળેલી વાત મને યાદ આવી.

હંસ સ્વામી એક વખત માનસરોવર ગયા હતા અને ધ્યાનમાં બેઠા હતા. તેમના કહેવા પ્રમાણે ત્રણેક દિવસના ધ્યાન પછી એમને ગુરુ દત્તાત્રયે સાક્ષાત દર્શન આપેલાં અને તે બનાવથી પોતે અપાર આનંદ મેળવેલો. કૈલાસ પર્વતની તળેટીમાં તેઓ એક મહાત્માને મળેલા જે કેવળ નગ્ન અવસ્થામાં ધ્યાનમાં બેસી રહેતા. એ મહાત્માનો દેહ ઘણો પ્રતાપી અને તેજસ્વી હતો. તેઓ ત્યાં બેઠે બેઠે દૂરના પદાર્થો જોઈ શકતા તથા શબ્દો પણ સાંભળી શકતા.

પુરોહિત સ્વામી પણ પોતે દત્તાત્રયના ઉપાસક હતા એવું તેઓ મને કહેતા. એમની ઘણી ખરી વાતો હું લંડનના લાયન્સ કોર્નર હાઉસ રેસ્ટોરાંમાં કે એવે તેવે ઠેકાણે બેસીને સાંભળતો, એટલે મારા ઉપર તેની ખાસ અસર થતી નહિ. હું ઓરકેસ્ટ્રા સાંભળતો હોઉં અને સ્વામીજી ગુરુ દત્તાત્રયની કે એવી તેવી વાતો કરતા હોય. જોગ ક્યાંથી ખાય? સ્વામીએ મને કહેલું કે એમણે ગંગોત્રીમાં ભગવાન દત્તાત્રયનાં દર્શન કરેલાં. પોતે ધ્યાનસ્થ બેઠા હતા ત્યાં દત્તાત્રય સાક્ષાત્ રૂપે પધાર્યા હતા એવું એમનું કહેવું હતું.

પુરોહિત સ્વામી હિમાલયમાં સારું ફરેલા. તેઓ પ્રેમાળ માણસ હતા. લંડન છોડતી વખતે એમણે મને એક ગરમ ગળપટો ભેટ આપેલો. તેઓ પણ તેવા જ હૂંફાળા હતા. તેઓ જાણતા હતા કે તેમની વાતોમાં હું માનતો નહોતો, છતાં તેઓ કહેતા અને હું સાંભળતો.

બીજા એક સાધુ મારા પિતાની પાસે અવારનવાર આવતા હતા. એમનું નામ પણ હંસ હતું. ઉંમર તેમના કહેવા પ્રમાણે લગભગ નેવું વર્ષની હતી. તેઓ નેપાળના હતા. મને યાદ છે કે મારા હાથમાં કોરો કાગળ આપી તેઓ મુઠી વળાવતા અને પછી પોતે કંઈક ગણગણતા. હું મુઠી ખોલીને જોઉં તો કાગળમાં ફૂલની આકૃતિ હોય! તેઓ તો વળી હિમાલયની એવી એવી વાતો કરે કે સાંભળવી ગમે પણ માની શકાય નહિ. ચારસો, પાંચસો અને હજાર વર્ષના યોગીઓની વાતો તેઓ કરે. હું ન માનું તેથી તેઓ અટકે નહિ. તેઓ તો વળી એવું પણ કહેતા કે યોગીઓ પોતાનું શરીર સ્વેચ્છાથી નાનું-મોટું કરી શકે છે. બેશક, આવું બધું હિમાલયમાં બને છે, એવું ઉમેરવાનું તેઓ કદી ભૂલતા નહિ.

હિમાલયમાં બનેલી બીજી એક વિચિત્ર ઘટના એક ત્રીજા સાધુ પાસેથી મેં કાંગડાના ધર્મશાળા હિલસ્ટેશને સાંભળી હતી. એ સાધુનું નામ હતું જગદીશ સ્વામી અને પોતે હતા બિહારના. સાંજના વખતે અમે બંને કેટલીક વખતે સાથે ફરવા જઈએ અને હિમાલયની કોઈ એકાંત કંદરા આગળ મોટો જળધોધ જોતા બેસીએ. એમનો સ્વભાવ હસમુખો. વારંવાર પોતે, 'અંડરબંડર' શબ્દ વાપરે. મેં એમનું નામ 'અંડરબંડર' પાડેલું. એમણે મને નીચેની વાત કહી હતી.

યુવાન વયમાં પોતે કેદારનાથના પહાડ ઉપર વિચરતા હતા. તેઓનો હાલ ફકીરનો હતો. એક રાતે મંદિરની પાછળ પડ્યા પડ્યા પોતે શંકર ભગવાનનું ચિંતન કરતા હતા. ભૂખ કકડીને લાગી હતી અને ટુંટિયું વાળીને તેઓ પડ્યા હતા. તેવામાં એક

નવ–દસ વર્ષની બાલિકા દૂધ અને રોટલો લઈને આવી. એનો અવાજ મીઠો હતો. એણે એમને દૂધ અને રોટલો આપ્યાં. બાલિકાનાં વસ્ત્ર સફેદ હતાં. પછી તે ચાલી ગઈ. સ્વામી પોતે જમી પરવારીને સૂઈ ગયા. સવારે ઊઠીને આમતેમ તપાસ કરી પણ નાખી નજર પહોંચે ત્યાં સુધી ઘર, ઝૂંપડી કે વસ્તીનું નામનિશાન નહોતું અને કોઈ ચકલું પણ ફરકતું નહોતું. અંડરબંડરને ખાતરી થઈ કે પેલી બાલિકા દેવી પાર્વતી પોતે જ હતાં.

આ સિવાય બીજી પણ કેટલીક વાતો જગદીશ સ્વામીએ મને કહેલી. યોગીઓ કાયાકલ્પ શી રીતે કરે છે, તથા સૂર્યનાં કિરણોમાંથી તત્ત્વો કેવી રીતે ખેંચે છે. એવું બધું હું તેમની પાસેથી સાંભળતો. પરકાયા પ્રવેશ કેવી રીતે સધાય છે, સૂક્ષ્મ શરીર કેવી રીતે કામ કરે છે, શરીરના અણુપરમાણુઓને પ્રાણશક્તિથી કેવી રીતે પલટી નખાય છે વગેરે તેઓ મને રસથી કહેતા અને હું મોજથી સાંભળતો.

આવી બધી વિચિત્ર ઘટનાઓમાં માનવું ન માનવું એ બહુ મહત્ત્વની બાબત નથી. મહત્ત્વની બાબત તો હિમાલય અને તેની વાતોથી આપણા મનને જે શાંતિ અને આનંદ મળે છે, તે છે. તે સિવાય, ચમત્કારની વાતોમાં મારે મન કશો ચમત્કાર નથી એટલું મારે ઉમેરવું પડશે.



માણસ એકાએક બાવો શા માટે બની જતો હશે તે વસ્તુ હું સમજી શકતો નથી. સંસારનો ત્યાગ કરવાની એમાં વાત હોય તે વસ્તુ પણ મારા માન્યામાં નથી આવતી, કારણ કે બાવાઓ સંસારનો ત્યાગ કરે છે એવું તેવું હું માનતો નથી. બહુ બહુ તો એ લોકો સંસારના પ્રકારનો ત્યાગ કરે છે, અગર કહું કે એક જાતનો સંસાર ત્યજીને બીજી જાતનો સંસાર માંડે છે.

દુનિયાથી કંટાળી જવું એને મારા નમ્ર અભિપ્રાય પ્રમાણે હું જ્ઞાનીનું લક્ષણ માનતો નથી. કોઈપણ વસ્તુથી જ્યારે આપણે કંટાળી જઈએ ત્યારે તેનો ત્યાગ કરવાનો હોતો જ નથી, એ વસ્તુ આપણા મને આપોઆપ ત્યજી જ દીધી હોય છે. દુનિયામાંથી બની શકે તેટલો રસ લેવો અને તેમાંથી જેટલી બાબતો આપણને નિરુપયોગી અને નીરસ લાગે તેટલી છોડી દેવી એને હું જ્ઞાન કહું.

માછલું જેમ સમુદ્રનો ત્યાગ કરી શકતું નથી તેમ મનુષ્ય સંસારનો ત્યાગ કદી કરી શકતો નથી. જન્મથી તે મરણ પર્યંત તેની હસ્તી સંસારમાં જ હોય છે અગર કહીએ કે સંસાર તેનામાં ઓતપ્રોત હોય છે. સંસાર મનોમય હોવાથી તેનો સંકોચ તથા વિકાસ મનની સાથોસાથ હોય છે. અમદાવાદના

આપણા ઘરમાં સંસાર વળગેલો છે અને હરદ્વારના ગંગા કીનારે તે વળગેલો નથી એવું તો ના જ માની શકીએ.

તાજેતરમાં જ એક યુવાન મારી પાસે આવ્યો. તેણે એક સંપ્રદાયના સાધુનો વેશ ધારણ કર્યો હતો. મેં થોડીવાર સુધી એને ઓળખ્યો નહિ પણ પછી ઓળખી કાઢ્યો. એ હતો મારા એક વકીલ મિત્રનો કારકુન. એણે મને કહ્યું કે પોતે સાધુ થઈ ગયો છે. એની સાથે મેં ચર્ચા કરી નહિ પણ જતી વખતે એટલું જ પૂછ્યું કે 'ફરી મૂળ વેશ કયારે ધારણ કરશો ?' મારા કહેવાનો ભાવાર્થ પોતે સમજ્યો હોય તેવું મને લાગ્યું નહિ. આર્થિક તથા સામાજિક મુશ્કેલીઓ ટાળવા એણે સંસારનો પ્રકાર બદલ્યો હતો એવું મને લાગ્યુ.

એવો જ એક બીજો દાખલો મને યાદ આવે છે. એકાદ દસકા પહેલાં એક સાધુ મારી પાસે કાયદાની સલાહ માટે આવેલો. એ ભાઈ મને ચાર પાંચ વખત મળેલા. સ્વભાવ નિખાલસ હતો. પછી કેટલાક વર્ષો બાદ મારા ચેંબરમાં મેં એક ટાઈ કોલર ધારણ કરેલા અપટુડેટ યુવાનને જોયો. થોડી વાર સુધી તો હું તેને ઓળખી ન શકયો. પછી તેણે મને પોતાનું ઓળખાણ આપ્યું. એની વાત સાચી હતી. એણે સંસારનો પ્રકાર બદલ્યો હતો.

બાવાઓ માણસ જેવા માણસ જ હોય છે. કેટલાક વર્ષો ઉપર ચેરિટિના કાયદા અંગે મારી પાસે બાવાઓનાં ઝૂંડ આવતાં. કાયદાની સલાહ આપીને હું એમના જીવન વિશે પણ પૂછતો. એમાંના ઘણા વિદ્વાન તથા સંસ્કારી પણ હતા. એક મહંતનો કેસ મારે ડિસ્ટ્રિકટ કોર્ટમાં ચલાવવાનો હતો. એના

વિરુદ્ધમાં ઘણું હતું. સામા પક્ષનાં વકીલ પાસે ઘણો સારો દારૂગોળો હતો. તેમણે એના દોષો વીણીવીણીને બતાવ્યા. મારે કાંઈ કહેવાનું નહોતું. નામદાર કોર્ટને મેં એટલું જ કહ્યું કે, 'મારો અસીલ સંત નથી, મહંત છે. મારા વિદ્વાન મિત્ર જો કોઈ સંત પુરુષને શોધી લાવી આ ગાદીએ બેસાડે તો હું રાજી થઈશ. પણ સંતો તો કરોડોમાંથી એકાદ મળી આવે છે. માટે આપણે તો મહંતોથી ચલાવી લેવાનું રહ્યું.' નામદાર ન્યાયાધીશને મારી વાત ગળે ઊતરી અને મહંતને ગાદી છોડવાનો વખત આવ્યો નહિ.

સાધુ સંન્યાસીઓ એકાંતવાસ કરી જગતને ઉપયોગી એવી જ્ઞાનસામગ્રી આપતા હોય તો સાધુ થવું સાર્થક છે, બાકી હજારો વર્ષોથી ચવાઈ ગયેલી એની એ જ વાતો ચાવી ચાવીને જો તેઓ ફરીથી આપવાના હોય તો તો એટલું જ સામું કહેવાનું કે વિદ્યાર્થીઓ પરીક્ષામાં ક્યાં નથી ગોખતા?

મહાવીર પ્રભુના સંપ્રદાયમાં ધોળાં લૂગડાં પહેર્યાં એટલે, બુદ્ધના વાડામાં પીળાં પહેર્યાં એટલે, અને શંકરાચાર્યની નાતમાં ભગવાં ચઢાવ્યાં એટલે પતી ગયું! આ બધા 'ફેન્સી ડ્રેસ'ના ખેલમાં સાધુને શોધવા જવું એટલે સંતસમાગમ થઈ ગયો! કોઈ પણ દેશમાં સાધુત્વ આટલું સસ્તું નથી, કેમકે કોઈ પણ દેશમાં સાધુઓનો આવો ફુગાવો નથી. આપણે ત્યાં કોઈ પણ માણસ એકાદ પથ્થર ઉપર સીંદૂર ચોપડીને તેની નજીક બેસી ચલમ ફૂંકતો ફૂંકતો 'ઓમ્ ઓમ્' બોલ્યા કરે એટલે સાધુ ગણાય છે.

સાધુઓની હું ટીકા કરતો નથી, ટીકા આપણી મનોદશાની

કરું છું. આપણા દેશમાં આધ્યાત્મિક માર્ગને અંધશ્રદ્ધાનો અને મંત્રજંત્ર તથા મંઔજંઔનો માર્ગ બનાવી દેવામાં આવ્યો છે. તત્ત્વવિચાર મૂકી દઈને ધૂન અને ધૂણીમાં બધા ફસાય છે, આવી મનોદશાને હું 'આસ્તિક' કહેતો નથી.

પરંતુ આ છે ઢાલની એક બાજુ. ઢાલની બીજી બાજુ પણ જોવી જોઈએ. જે બાવાઓ સાચા વિરક્તો હોય છે તેમને સંસારથી ઉપરામ બનીને આત્માનો વિચાર કરવાનો વધુ સમય મળતો હોય છે. એવા માણસો ઘરબાર અને કુટુંબની ઉપાધિથી અળગા રહી તત્ત્વવિચારમાં વધુ ઊંડા ઊતરી શકે છે. તેમની પાસેથી ગૃહસ્થી લોકોને આત્માના પ્રદેશનું ઘણું ઘણું જ્ઞાન મળે છે અને તેને પરિણામે સંસારની ધાંધલમાંથી બચીને તેવા મુમુક્ષુઓ શાંતિ અને તૃપ્તિ મેળવી શકે છે.

કુંભમેળામાં હું કદી ગયો નથી. અને જવાની ઇચ્છા પણ સેવતો નથી પરંતુ એમાં સાચા વિરક્તો પણ મળતા હશે એ સંભવ હું સ્વીકારું છું. સાધુઓ અને ગૃહસ્થીઓ વચ્ચે જો મુખ્ય ફરક હોય તો એટલો જ કે સાધુની જરૂરિયાતો ઘણી ઓછી હોય છે, જ્યારે ગૃહસ્થીઓ પોતાની જરૂરિયાતો વધારવામાં જ પોતાની ગૃહસ્થાઈની શોભા જોતા હોય છે. સાધુને જરૂરિયાતો ઘટાડ્યા કરવામાં સુખ લાગે છે તો ગૃહસ્થીને વધાર્યા કરવામાં સુખ લાગે છે. સંસાર એટલે જરૂરિયાતોના ઢગલામાં આંખો મીંચીને વધારો કરવો તે.

એટલે પાયાની વાત ઉપર આવી જઈએ. જે મનુષ્ય પોતાની સ્થૂળ સૂક્ષ્મ તમામ જરૂરિયાતો ઉપર કાબૂ ધરાવે છે.

તેનું નામ સાધુ. તેમ કર્યા પછી જે મનુષ્ય મનને તાબામાં લઈ અંતરાત્માના પ્રદેશમાં ઊતરી જાય છે તે મનુષ્યનું નામ જ્ઞાની સાધુ એટલે કે સંત. સંતની દૃષ્ટિ હમેશાં અંદર હોય છે. દૃષ્ટિને અંદર વાળવા સારું માણસે સ્થૂલ વસ્તુઓનો મોહ ધીરે ધીરે ઓછો કરવો પડે. એટલા જ માટે ત્યાગ અને તપની મહત્તા છે.

કુંભમેળા વખતે વિરક્તો શા માટે આવતા હશે? એમને પણ ફરવા હરવા તથા મળવાનું મન થતું હશે. જ્ઞાનનો પ્રચાર કરવા અર્થે તેઓ આવતા હશે એવું માનવાને કે ન માનવાને કારણ નથી. જ્ઞાન હમેશાં એની રીતે જ પ્રસરે છે. જ્ઞાનનો એ સ્વભાવ છે. જ્ઞાની તો માત્ર નિમિત્ત જ હોય છે.

કુંભમેળામાં જનારો વર્ગ જ્ઞાનની પિપાસાથી પણ જતો હોય છે તેમ જ કુતુહલથી પણ જતો હોય છે. ત્યાં જવાથી જ્ઞાનમાં નહિ તો માહિતીમાં તો વધારો થાય જ. કલાકારને તથા સાહિત્યકારને કલ્પના માટે જરૂરી ખાતર મળી રહે. સંસારની લીલા અનેક રંગે કેવી ખીલે છે તે જોવાથી પરમાત્માની અગાધ શક્તિનો ખ્યાલ આવી જાય. આ સંસાર કેવી રીતે જુદી જુદી ખોપરીઓનો બનેલો છે અને એ બધી ખોપરીઓનો કર્તા તથા નિયામક કેવો અદ્ભુત હશે એનો ખ્યાલ તો જરૂર આવે.

સાધુ સંન્યાસીઓ બધા જ કાંઈ સંસારથી કંટાળીને, ચીડાઈને, નિષ્ફળ થઈને, ભાગી છૂટ્યા હોતા નથી. જેવી રીતે પરિગ્રહનો આનંદ પણ હોય છે તેવી રીતે અપરિગ્રહનો આનંદ પણ હોય છે. જે મનુષ્યો જન્મથી જ અપરિગ્રહ વૃત્તિના હોય છે તેઓ સહજ સરળ રીતે ગૃહસ્થાશ્રમ છોડીને ત્યાગાશ્રમમાં

રહે છે. જે લોકો અપરિગ્રહમાં આનંદ પામતા હોય છે તેમને રાગ કે દ્વેષ હોય જ ક્યાંથી? હોય જ શા માટે? રાગ અને દ્વેષ બંને વૃત્તિઓનું મૂળ જો તપાસીએ તો પરિગ્રહની વૃત્તિ જ છે. જે માણસો સાચા ઈશ્વરવાદી હોય છે તેમને પણ પરિગ્રહ હોતો નથી અને તેવા માણસો નરસિંહ મહેતા તથા મીરાંબાઈ જેવા અનન્ય ભક્તો હોય છે. તેઓને સાધુ થવું પડતું નથી, જન્મથી જ સાધુ હોય છે. સાંઈબાબા એક હાંલ્લી, ચીપીયો અને ચલમ લઈને ઝાડ નીચે સદા બેસી રહેતા તેનું શું કારણ? શું તેઓ ગાંડા હતા? શું તેઓમાં કમાવાની શક્તિ નહોતી? ના, એવું કાંઈ જ નહિ. એમને એવી ખાતરી થઈ ગઈ હતી કે આ બધું પાર્થિવ જગત આત્માના આધારે છે, સ્વતંત્ર નથી, માટે મૂળને જ શા સારુ ન પકડવું? મૂળનું નામ ઈશ્વર. ઈશ્વરની માયામાં એટલે કે એના પડછાયાઓમાં મોહ પામવું એનું નામ અજ્ઞાન. સાંઈબાબા તેથી જન્મથી જ સંત હતા. આવા મસ્ત માણસો આત્મા પરમાત્માની વાતો ભાગ્યે જ કરતા હોય છે. શરીર એમને ફક્ત ઉપાધિ રૂપ લાગતું હોય છે. એનો ઉપયોગ તેઓ ન છૂટકે કરતા હોય છે.

સંન્યાસ આશ્રમનું સાર્થક ક્યારે ગણાય? ભારતના ઇતિહાસમાં જ્ઞાન વૈરાગ્યનાં પુસ્તકો સંન્યાસીઓએ જેટલાં લખ્યાં છે તેટલાં ગૃહસ્થીઓએ નથી લખ્યાં. ગૃહસ્થાશ્રમમાંથી નિવૃત્ત થઈ આત્મવિચાર તરફ વળે તે જ સંન્યાસી. તેના મનન અને નિદિધ્યાસમાંથી જે પરિપક્વ ફળ આપણને મળે તેમાં જ એ આશ્રમની મહત્તા. ગૃહસ્થાશ્રમમાં રહીને પણ જે વિચારકો સમાજને સરસ્વતીનું એટલે કે સંસ્કારનું દાન કરતા હોય તેઓનું

સ્થાન મારી અલ્પ બુદ્ધિ પ્રમાણે સંન્યાસીઓ જેવું જ છે. પૂજ્યતા તો જ્ઞાન સમૃદ્ધિથી છે, નથી ભગવાંથી કે નથી લક્ષ્મીથી.

કુંભ મેળાનો જો કોઈ સંદેશો હોય તો એટલો જ કે ભારતમાં જ્ઞાની આત્માઓને જોવા તથા તેમનો સત્કાર કરવા પ્રજા હમેશાં તત્પર હોય છે. વળી, એવી પણ પ્રાચીન માન્યતા આપણી છે કે જ્ઞાન અને વૈરાગ્ય સાથે સાથે જ હોય છે. સ્થૂળ વસ્તુઓ પ્રત્યેનો ઉદાસી ભાવ તેનું નામ વૈરાગ્ય. તે વગર મોહ છૂટે નહિ અને મોહ છૂટયા વગર આત્માના પ્રદેશમાં આવી શકાય નહિ તેટલા માટે જ્ઞાન અને વૈરાગ્ય એ બંને સાથે જ ગણાય છે.



# માનસરોવર અને કૈલાસ

એક મિત્રના નિમંત્રણથી થોડા દિવસ ઉપર મને એક ફિલ્મ જોવાનું સદ્દભાગ્ય પ્રાપ્ત થયું. એ ચિત્રપટ કોઈ ધંધાદારી સંસ્થાનું કે પ્રચારક સંસ્થાનું નહોતું પણ હિંદુ ભાવનાથી પૂરેપૂરા રંગાયેલા અને કળા અને સૌંદર્યની સૂઝવાળા એક બંગાળી ભાઈએ ઉતારેલું હતું.

ચિત્રની શરૂઆતમાં એ ભાઈને થએલા અનુભવોનો પોતે 'કોમેન્ટરી' રૂપે ખ્યાલ આપે છે. એ પ્રાસ્તાવિક શબ્દોમાં પોતે હવાઈ જહાજના અકસ્માતના કારણે શું સહન કર્યું તથા બધા ઈલાજો નિષ્ફળ ગયા પછી હિમાલયમાં કેદારનાથ આગળ કેવો વિચિત્ર અનુભવ પોતાને થયો એનું બયાન આપે છે. એમની એ શ્રદ્ધા અંગત વસ્તુ હોવાથી કોઈના વિવેચનનો વિષય બની શકે નહિ પરંતુ એ શ્રદ્ધાથી પોતે લગભગ નવા બની ગયા અને હિમાલયની યાત્રાનો એમને નાદ લાગ્યો.

ચિત્રની શરૂઆત કાશ્મીરમાં અમરનાથથી થાય છે. અમરનાથ જવાને હું હજી ભાગ્યશાળી થયો નથી પરંતુ પહેલગામથી ચંદનવાડી તથા બીજી બાજુએ કોલ્હોઈની બરફની નદી સુધી હું ગયો છું એટલે આ ચિત્રમાં હું તલ્લીન બની ગયો. કાશ્મીરથી કંદરાઓ અને કુંજોમાં હું આત્માનું સધાન કરતો હતો અને એક દાયકાનું અંતર કાપીને મારો ભૂતકાળ ફરીથી જીવી રહ્યો હતો.

અમરનાથ પ્રાચીન સ્થાન છે પરંતુ પ્રાચીન કોને કહેવું તે

સવાલ છે. આપણા દેશનો ઇતિહાસ જોતાં કોઈ પણ જગા હજાર દોઢ હજાર વર્ષ જૂની જો ન હોય તો પ્રાચીન કહી શકાય નહિ. જગાનો અર્થ એની જમીન કે પથ્થર નહિ પરંતુ એની આસપાસ ઊભી થએલી ભાવના. અમરનાથ આપણા યાત્રાસ્થાન તરીકે ચાર સો, પાંચ સો વર્ષથી વધુ પ્રાચીન હોવાનો પુરાવો નથી એવું માનનારાઓ ભૂલ કરે છે. કારણ કે કલ્હણની "રાજતરંગિણી" જે નવ સો વર્ષ જૂની છે તેમાં અમરનાથના ઉલ્લેખો છે અને તે અગાઉનાં રાજારાણીઓ અમરનાથની યાત્રાએ જતાં એવી હકીકત એ ગ્રંથમાં છે. હું એવું માનું છું કે અમરનાથ પ્રાચીન સ્થાન છે અને એનો સળંગ ઇતિહાસ દોઢ હજાર વર્ષથી તો મળી આવે છે. શંકર ભગવાનનું લિંગ બરફનું છે અને ગુફામાં પાણીનાં ટીપાંઓ પડવાથી જામે છે.

અમરનાથની યાત્રા પતાવીને ચિત્રના નિર્માતા શ્રી બુદ્ધ બોઝ આપણને હરદ્વાર સ્ટેશને લઈ જાય છે. ત્યાંથી ગંગા મયાનું દર્શન કરાવી આપણને ગંગોત્રીને રસ્તે લાવી મૂકે છે. ઉત્તરાખંડની ચાર ધામની યાત્રાઓ દરેક હિંદુના હૈયાનો મનોરથ છે. જમ્નોત્રી, ગંગોત્રી, કેદારનાથ અને બદરીનાથ જવાનું મન દરેક હિંદુને વહેલું મોડું થાય છે. તેઓ આ ભવે નહિ તો આવતે ભવે પણ ત્યાં જવાના તે ચોક્કસ. નાસ્તિકતાનો અર્થ દબાઈ ગયેલી આસ્તિકતા છે, બીજો કશો નથી. જેમ પગના સ્નાયુઓનો 'લીગામેન્ટ' તૂટી જવાથી ટાંટિયો લથડાય છે તેમ મનુષ્યના હૃદયમાંથી જો શ્રદ્ધાનો લીગામેન્ટ તૂટી જાય છે, તો મનુષ્યનું જીવન લુલું અને લથડતું બની જાય છે પછી ભલેને તેનામાં ગમે તેટલી બુદ્ધિ હોય. જેનો ટાંટિયો ગયો તેનું બધું ગયું.

અલકનંદા અને ભાગીરથી તથા મંદાકિનીના જળપ્રવાહો બતાવતા બતાવતા નિર્માતા આપણને ગંગોત્રી પહોંચાડે છે અને ત્યાંથી ગૌમુખ લઈ જાય છે. ગંગાના કિનારે બેસીને ભગીરથ રાજાએ ભારે તપશ્ચર્યા કરી હતી અને ત્યાર પછી ગંગાએ એમને દર્શન આપ્યાં હતાં અને તે સમયથી ગંગા ત્યાંથી નીચે ઊતરી ભારતભૂમિને પાવન કરતી વહેવા લાગી. આ પૌરાણિક કથા એક મોટા ઐતિહાસિક બનાવનું સૂચન કરે છે. ભગીરથે ગંગાનો પ્રવાહ વાળ્યો એ વાત નિર્વિવાદ લાગે છે. ભગીરથ ક્યારે થયા? શ્રીકૃષ્ણ અને શ્રીરામ એ બેની વચ્ચે તેમનો સમય મૂકવામાં આવે છે. શ્રીકૃષ્ણ આજથી સાડા ત્રણ હજાર વર્ષ ઉપર થયા એ સંભવાના જો આપણે સ્વીકારીએ અને રામચંદ્રજીનો સમય શ્રીકૃષ્ણ પહેલાં દોઢ હજાર વર્ષ પુરાણોના આધારે જો મૂકીએ તો ભગીરથનો સમય આજથી લગભગ ચાર હજાર વર્ષ ઉપર ગણવાને વાંધો નથી.

ગંગોત્રી, કેદારનાથ આદિ સ્થાનો પાંડવોના સમયમાં હતાં એવું મહાભારત અને પુરાણો કહે છે. જો તે સમયે તેમની હસ્તી હતી તો, તેમનો ઇતિહાસ તેથી પણ પ્રાચીન હોવો જોઈએ. ભગવાન શ્રી રામચંદ્રજી અને તેમના પણ પૂર્વજો આ સ્થાનોમાં આવેલા એ વાતો જો આજે હજારો વર્ષથી પરંપરાગત રીતે આપણા ધાર્મિક તથા સાંસ્કૃતિક ઇતિહાસમાં ઊતરી આવી હોય તો પછી એ બધા ગપગોળા છે એવું કહેવું તે અજ્ઞાન છે.

પાંડવો રાજપાટ છોડીને હિમાલયમાં પોતાની બાકીની જિંદગી પૂરી કરવા ચાલ્યા ગયા હતા. તેમની પત્ની દ્રૌપદી તેમની સાથે હતી. આપણી દેશી પરિભાષામાં આ બનાવને

'હિમાળો ગાળવો' કહે છે. એમાં આપઘાત કરવાની વાત નહોતી. વૃદ્ધાવસ્થામાં શરીરની ક્ષીણતા તટસ્થ ભાવે જોતા જોતા એના ઉપરની માયા મમતા ધીમે ધીમે ઉતારવી એ આપણી પ્રાચીન રીત છે. તે માટે મનુષ્યે એકાંત અને નિર્જન પ્રદેશમાં ચાલ્યા જવું અને ભગવાનના વિરાટ અને સૂક્ષ્મ બંને સ્વરૂપોનું ચિંતન કરતાં કરતાં દિવસો નિર્ગમન કરવા એવો ઉપદેશ હિંદુધર્મ આપે છે. જે લોકો 'કર્મયોગ' અને 'પ્રવૃત્તિમય' જીવનની લાંબી લાંબી વાતો કરે છે, તેઓ ભૂલી જાય છે કે જીવનનો ઉત્તરાર્ધ નિવૃત્તિ અર્થે છે અને નિવૃત્તિમાંથી જે સાંગોપાંગ દર્શન થાય છે, તેમાંથી જ પ્રવૃત્તિના નવા પ્રવાહનું વહેણ ઉત્પન્ન થાય છે. ચિંતકોની અને ઋષિઓની નિવૃત્તિમાંથી જ માનવસમાજને પ્રવૃત્તિના અર્થ, ઉદ્દેશ તથા લક્ષ સમજાય છે.

આ શાંત, ભવ્ય અને મનુષ્યને આત્માભિમુખ કરનારી જગાઓ મનુષ્યની જો ઉત્ક્રાંતિ નથી કરતી તો શું આ રાજકારણી ધાંધલો, આ મિથ્યા લવરી, આ ટોળાં એકઠાં કરવાની તાલાવેલી, આ બધી સ્થૂલ વસ્તુઓનું ઉત્પાદન કરનારી અને મોહનું રાજ્ય ફેલાવનારી 'પ્રવૃત્તિ' મનુષ્યની ઉત્ક્રાંતિ કરે છે?

કેદારનાથ બહુ વિકટ અને ઠંડી જગા છે. શંકર ભગવાનનું સ્થાન હમેશાં શાંત જ હોવું જોઈએ. શંકર શબ્દ સંસ્કૃતમાં 'શમ્' એટલે કે શાંત કરવું એ ધાતુ ઉપરથી આવ્યો છે. જેનામાં 'શમ્' એટલે કે શાંત કરવાની શક્તિ છે તેનું નામ શંકર. દરેક મનુષ્ય જ્યારે બાહ્ય સૃષ્ટિમાંથી પોતાનું મન ખેંચી લઈ પોતાના અંતઃકરણમાં શાંત થવા પ્રયત્ન કરે છે ત્યારે જાણ્યે અજાણ્યે ભગવાન શંકરની જ આરાધના કરતો હોય છે.

જ્યારે પોતે સંપૂર્ણ અને પ્રશાંત બની જાય છે ત્યારે પોતે ભગવાન શંકરનો સાક્ષાત્કાર કરે છે એવું કહી શકાય. શંકરનું કોઈ સ્થૂલ સ્વરૂપ જોવું એમાં સાક્ષાત્કાર નથી. એવો સાક્ષાત્કાર તો આ સૃષ્ટિ પોતે જ છે. જે વસ્તુ હું મારી સ્થૂલ આંખોથી જોઉં તે જ વસ્તુ જો મારે ધ્યાનસમાધિમાં પણ જોવાની હોય તો પછી એમાં મેં શું જોયું ?

કેદારનાથથી શ્રી બોઝ આપણને ભગવાન બદ્રિનાથમાં લાવે છે. ફોટોગ્રાફી હૃદયંગમ છે અને અને અંધ મનુષ્યોને લાકડીની સહાયથી ભગવાનનાં દર્શને ઠોકરો ખાતા ખાતા વિકટ પંથ કાપતા આપણે જોઈએ છીએ ત્યારે સમજાય છે કે ભગવાને જે આંખો એ અંધ દેશબાંધવોને આપી છે તે આંખો તેણે આપણને આપી નથી, તેથી અંધાપો આપણો છે, એમનો નથી. સ્થૂલ આંખો એ જ જો આંખો હોત તો આ અંધસૃષ્ટિ ભગવાન બદ્રિનાથના દર્શને શું કરવા મજલ કરતી હોત !

ભગવાન બદ્રિનાથની મૂર્તિની શંકરાચાર્યે ભગવાને પ્રાણપ્રતિષ્ઠા કરી હતી. એ મૂર્તિ પ્રાચીન હતી પરંતુ બૌદ્ધ ધર્મના જોર વખતે લગભગ હજાર વર્ષના ગાળામાં અપૂજ્ય રહી હશે એવું અનુમાન થાય છે. મૂર્તિ એમને અલકનંદામાંથી મળી આવી હતી એવી દંતકથા છે.

બદ્રિનાથનું સ્થાન હિંદુ ધર્મનું હૃદય છે. ભગવાન શ્રી કૃષ્ણ તથા પાંડવો અત્રે રહી ગયેલા. વેદવ્યાસ, પરાશર આદિ ઋષિઓ અહીં વસતા હતા, અને તેથી પણ પ્રાચીન સમયમાં ભગવાન શ્રી રામચંદ્ર અને મહર્ષિ વસિષ્ઠ અત્રે રહેલા. કણ્વ ઋષિનો આશ્રમ આ પુણ્ય ભૂમિમાં હતો અને દુષ્યંત અને શકુંતલા

હૃદયગ્રંથિથી જોડ્યાં હતા. કશ્યપ, ગૌતમ, જૈમિની આશ્રમો આ દૈવી ભૂમિમાં નહોતા? ભગવાન શંકરાચાર્યે અહીં બ્રહ્મસૂત્ર ઉપરનું પોતાનું વિશ્વવિખ્યાત ભાષ્ય રચ્યું અને ત્યાર પછી અનેક સાધુ સંતો અને આચાર્યોએ આ ભૂમિ ઉપર વાસ કર્યો.

આ ચિત્રમાં બદ્રિનાથનો જાદુ આપણે જોઈએ છીએ. ભાવિકોનાં મંદિર આગળ પડાપડી કરતાં ટોળાં જોતા જોતા આપણે વિચારમાં પડી જઈએ છીએ કે, ભારત જો આ નથી તો શું છે? કાશ્મીરથી કન્યાકુમારી સુધીનું આખું ય ભારત આપણને બદ્રિનાથમાં ગોચર થાય છે. એ ભારત ભાવનાથી છલોછલ ભરેલ અને વેદો, ઉપનિષદો અને ગીતાને પોતાનું સર્વસ્વ માનનારું સનાતન ભારત છે.

ચિત્રપટનું કલાત્મક અને મનોહર દૃશ્ય નંદ કાનનનું છે. અવનવાં ફૂલોની રંગલીલા જાણે અનાહત સંગીતની મહેફીલ બની જાય છે. એ બધાં ફૂલોમાં 'બ્રહ્મકમળ' ફૂલ આપણી સ્મૃતિમાં કોતરાઈ જાય છે અને આખા ચિત્રનો ઉઠાવ શ્રી બોઝની રસદૃષ્ટિ અને કલાત્મકતાનો પરિચય કરાવે છે. ફૂલોનું દૈવી સંગીત શ્રીમદ્ ભગવદ્ગીતાના 'વિશ્વરૂપ દર્શન' અધ્યાયના હૃદયને ડોલાવી નાખતા શ્લોકોની સાથે ગૂંથવામાં આવ્યું છે અને ભગવાનની રસરૂપતા અને અવર્ણનીય સર્જનશક્તિનો રૂપાત્મક અને ધ્વન્યાત્મક પરિચય સહજ સરળ ભાવે થઈ જાય છે. શ્રી બોઝનું આ કલાવિધાન મારી અલ્પ સમજ પ્રમાણે સર્વોત્કૃષ્ટ કલા કેવી હોય તેનું સુંદર ઉદાહરણ છે અને આખા ચિત્રનો ઉત્તમ વિભાગ છે.

ઉત્તરાખંડની યાત્રા પૂરી કરાવીને નિર્માતા આપણને કૈલાસ અને માનસરોવર તરફ પ્રસ્થાન કરાવે છે અને એક પછી એક મનોહર દશ્યો આવે છે. ભારતની સીમાનું ગામ વટાવીને બરફના પહાડોની તોતીંગ પરંપરા શરૂ થાય છે, જે ઉપરથી આપણે તીબેટ આવવાનું છે. ગારબીયાંગ છોડીને મોટી પર્વતધુરાઓ શરૂ થાય છે અને આખું વાતાવરણ પલટાઈ જાય છે. લામાઓ દેખાય છે, 'ૐ મણિપદ્મે હુમ્'વાળાં ચક્કરો દેખાય છે અને રસ્તાની ભયાનકતામાં ચોગરદમ વિસ્તરેલો બરફ વધારો કરે છે. આ બધો પ્રદેશ આજે ચીનના હાથમાં ગયો છે અને ભારતની સરહદનો ઝઘડો યાદ આવે છે. આ પ્રદેશનું રક્ષણ કરવું તે વાત નાની સૂની લાગતી નથી. બરફમાંથી આપણે મહામુસીબતે ચાલતાં ચાલતાં આગળ વધીએ છીએ અને એક નવી સૃષ્ટિ આપણી સમક્ષ ખુલી જાય છે. દૂર દૂર માંધાતા પર્વત દેખાય. છે અને રાક્ષસ સરોવરનું ઉછળતું જળ આપણને આશ્ચર્યથી આંજી નાંખે છે. રંગો બદલાય છે અને રાવણે જે જગાએ બેસીને તપ કરેલું તે સ્થાન આપણી કલ્પનાને નચાવે છે.

રાક્ષસ તાલ મૂકીને આપણે માનસરોવર આવી પહોંચીએ છીએ. શ્રી બોઝ આપણને આ જગાએ પણ કાવ્યાત્મક રીતે લાવે છે. ત્યાં આવતાં પહેલાં સ્વામી પ્રણવાનંદ આપણને નમસ્કાર કરતા, વિદાય આપતા દેખાય છે.

માનસરોવર એ ખરેખર યોગનિદ્રા જેવું છે. લીલુછમ કહેવું, વાદળી કહેવું, ભૂરું કહેવું, શું કહેવું એ સમજાતું નથી. એને બરડે માંધાતા પર્વત સમાધિમાં બેઠો છે અને જોતજોતામાં રંગોની લીલા લહેરાય છે. મોનસરોવર જોઈને મહાકવિ કાલિદાસ

સ્મૃતિના દ્વારે ખડો થાય છે અને એણે જોયેલા રાજહંસો સરોવરના પટે આપણે ખેલતા જોઈએ છીએ. માનસરોવરનો વિસ્તાર આપણને અવાક્ કરે છે અને એનો સુષુપ્ત છતાં ચૈતન્યભર્યો જળરાશિ આપણને મનની પારની ભૂમિકામાં આણી મૂકે છે. ત્યાં સહસા ચિત્ર પલટાય છે. કૈલાસ આપણી સમક્ષ દેખાય છે. જેને જોવા આટલે દૂરથી આપણે આવ્યા તે પર્વત સાક્ષાત્ શિવલિંગ છે. એની પ્રદક્ષિણા કરવાથી શંકર ભગવાન દર્શન દે છે એવી શ્રદ્ધાથી અનેક સંકટો વેઠી યાત્રી અહીં આવે છે. અહીં એટલી બધી અવર્ણનીય શાંતિ લાગે છે કે શંકર અહિ હોવા જ જોઈએ એવો વિશ્વાસ જામે છે. આત્મા જ્યારે ઇંદ્રિયો અને મનથી નિરાવરણ બની સ્પષ્ટ થાય છે ત્યારે ઋષિઓ કહે છે કે, 'शांतोयमात्मा.' ચિત્ત વૃત્તિઓ જ્યારે પ્રશાંત બની જાય છે, ત્યારે જ આત્મા પ્રકાશે છે.

કૈલાસ પર્વતનું વિહંગાવલોકન કરાવી શ્રી બુદ્ધ ઓઝ આપણને પ્રાપ્ત થએલી શાંતિમાં રહેવા દે છે અને સાચા કલાકારને શોભે એવી રીતે પૂર્ણાહૂતિ ઉચ્ચારે છે. આવાં ચિત્રપટો આપણું સાંસ્કૃતિક ધન છે અને ઊગતી પ્રજાને ઉચ્ચ સંસ્કારો અને ઉચ્ચ કોટિની કલાનું દર્શન કરાવવું એ આપણી સહુની તેમ જ સરકારની ફરજ છે.



શનિવાર તા. ૨૦ મીની સાંજથી બીનસર આવીને હું બેઠો છું. આ સ્થાન જેટલું મનોહર છે તેટલું જ શાંત છે. જે વસ્તુ મનોહર હોય તે વસ્તુ શાંત પણ હોવી જોઈએ તેવો નિયમ નથી. શાંતિનો સંબંધ અંતરાત્મા સાથે સીધો છે. અંતરાત્મા સાથે સંબંધ બાંધવા માટે આવાં સ્થાનોમાં આવવું અનિવાર્ય છે એવું હું માનતો નથી. નિવૃત્તિમાં અને વનવગડામાં જ શાંતિ છે એવું નથી. પ્રવૃત્તિમાં જ અને નગરોમાં શાંતિ મેળવનારા પણ હોય છે. હકીકત એ લાગે છે કે વૃત્તિ જો અંતર્મુખ નથી હોતી તો શાંતિનો સંભવ હોતો જ નથી.

બીનસર હિમાલયમાં આવેલું સ્થાન છે. અલમોડાથી સત્તર માઈલ ઉપર પહાડોની અનંતતામાં એ સંતાઈને બેઠું છે. બીનસરની બરાબર સામે નંદાદેવી, ત્રિશૂળ, નંદાકોટ, એ બધાં શિખરોની હારમાળા ફેલાઈ છે. સવારના ચારપાંચ વાગે ઊઠીને સહેજ ઊંચે ચઢી હિમાલયનો અખૂટ સાગર તમે જોઈ શકો. ચારે તરફ ઊંડી ઊંડી ખીણો, ચિત્રવિચિત્ર વનરાજિ અને પંખીઓના ટહુકા ભવ્યતામાં રમ્યતાનો ઉમેરો કરે છે.

બીનસર નામ વીણેશ્વરનો અપભ્રંશ છે. બીનસર હોટેલની નીચે મહાદેવજીનું એક મંદિર છે. એનું નામ વીણેશ્વર. અંગ્રેજોએ ખરા ઉચ્ચાર કરવાની તસ્દી કદી લીધી નહોતી એટલે બીનસર થયું. એમનું જોઈ એમને વાદે આપણે પણ બીનસર

બોલતા થઈ ગયા. એવું તો આપણે ઘણું ઘણું કરી ચૂકયા છીએ. ગંગાને 'ગૅન્જીઝ' કરી, મથુરાને 'મુટ્રા' કર્યું, મુંબઈને 'બૉમ્બે' કર્યું, કાશ્મીરનું 'કેશ્મીર' કર્યું, શાહનું 'શૉ', મહેતાનું 'મેઈટા', એમ જેટલું ગણાવો તેટલું ઓછું. ઑબ, જૉબ, જૉલી, પૉલીની બધી લીલા વિલાયતના સંસર્ગનું પરિણામ નથી, આપણી લાઘવમંથિનું પરિણામ છે.

વીણેશ્વર–ખીનસર—એક એવી જગા છે કે જ્યાં આપણને કાંઈ જ ન મળે. ન કોઈ દુકાન, ન પાણીની ચકલી, ન વીજળી, ન ખાસ મનુષ્યો. છતાં જે જગામાં અમે બધાંએ પડાવ નાખ્યો છે ત્યાં એ બધું છે. મેઘગર્જનાઓ, વાવાઝોડાં, વરસાદનાં ઝાપટાં, ઘડીઘડીમાં સૃષ્ટિનું જાણે નવનિર્માણ કરી નાખે છે અને એક ક્ષણ પહેલાં જે હતું તે કયાંનું કયાં અલોપ થઈ ગયું તે સમજાતું નથી. બધું ક્ષણિક છે, એ સિદ્ધાંત જો આપણે સમજવો હોય તો ખીનસર જેવાં સ્થળોએ બેપાંચ દિવસ ગાળવા જેવા ખરા.

મનુષ્ય કુદરતથી કોઈ અલગ વસ્તુ નથી. એના સ્થૂલ સૂક્ષ્મ ફેરફારો કુદરતના ફેરફારોની સાથે તાલબદ્ધ હોય છે. મનુષ્ય એ આખરે તો કુદરતમાંથી જ ઊગેલી વસ્તુ છે. વૃક્ષમાં અને મનુષ્યમાં મનુષ્યની દૃષ્ટિથી ભલે જુદાપણું હશે, કુદરતની દૃષ્ટિથી નથી. અહીં મનુષ્ય કુદરત બની જાય છે.

નંદાદેવી અને ત્રિશૂળના ગગનચુંબી પહાડો જાણે બે ડગલાં દૂર હોય એવા દેખાય છે. ડુંગરા દૂરથી રળિયામણા એ ઉક્તિ સાચી હશે, પણ નંદાદેવીની બાબતમાં તો હું કહું છું કે નંદાદેવી નજીકથી વધુ ને વધુ રળિયામણો પહાડ લાગે છે.

અહીં ઓક, દેવદાર, રોડોડેંડ્રોન, ચેસ્ટનટ ઇત્યાદિ વૃક્ષો બતાવતાં એક ભાઈએ મને તે તે વૃક્ષોની આયુમર્યાદા કહી. દેવદારનું વૃક્ષ બસોઅઢીસો વર્ષ જીવે છે. ઓક પાંચસોથી છસો વર્ષની ખાટીમીઠી અનુભવે છે. એમણે અમારા મકાનની પાસેનું એક અડાબીડ ઓક બતાવી મને કહ્યું કે એ ઝાડ લગભગ પાંચસો છસો વર્ષનું છે. એની નીચે ઊભો ઊભો હું અનેક વિચારતરંગોએ ચઢી જાઉં છું. એ જ્યારે એક સૈકો વટાવી ગયું હશે ત્યારે મુગલાઈનું મૂળ તો શું પણ બીજ પણ નહોતું. આ ઝાડે કેટકેટલી વંશાવળીઓ જોઈ હશે! અને પૃથ્વી ઉપર આવાં તો કેટલાંય વૃક્ષો અત્યારે હશે! મનુષ્યનાં પચાસ, સાઠ કે સિત્તેર વર્ષો અને તેની અંદરની બધી ધમાચકડી આ બધાં વૃક્ષોની દૃષ્ટિએ કેવી લાગતી હશે! આ બધાં વૃક્ષો પોતાની પાછળ કોઈ જાતની માલિકી મૂકી જતાં નથી, ઇતિહાસો કે પેઢીનામાં મૂકી જતાં નથી, નથી પોતાનાં નામ પાડતાં કે નથી સગાઈસંબંધો કેળવતાં, છતાં પાંચસો પાંચસો વર્ષ જીવે છે.

ગઈ કાલે વાઘ, વરુ, રીંછ વગેરે સૃષ્ટિની વાત નીકળી. એક ભાઈએ મને કહ્યું કે એમના ત્રીસ વર્ષના જંગલના અનુભવે એમને કહ્યું છે કે આમાનું કોઈ પણ પ્રાણી ઘાતકી નથી, ઘાતકીમાં ઘાતકી પ્રાણી મનુષ્ય છે. પશુઓ ક્રોધ કરે છે પરંતુ કદાપિ દ્વેષ નથી કરતાં. પશુઓ વેર નથી રાખતાં. પોતાના નિર્વાહ પૂરતું મળી રહે તે સિવાયનો લેશ પણ લોભ એમને હોતો નથી. જીવનતત્ત્વના વિકાસક્રમમાં પશુઓ પાછળ છે કે મનુષ્યો પાછળ છે એ કહેવા માટે કોઈ તટસ્થ સૃષ્ટિ હોવી જોઈએ. મનુષ્ય પોતે એમ કહે કે હું ચઢિયાતો છું તેથી કાંઈ

ન વળે. એની બુદ્ધિશક્તિનો વિકાસ વિનાશો સર્જે છે. પશુઓના તથા વૃક્ષોના વિનાશ અર્થે તે મચ્યો રહે છે. હવે તે પોતાના વિનાશ અર્થે પ્રવૃત્ત થયો છે. મનુષ્ય જે કાંઈ કરે છે તે પણ તેની પ્રકૃતિ અનુસાર જ છે. ઘાતકીપણું એ મનુષ્યની પ્રકૃતિ જ છે. પ્રકૃતિ ઉપર વિજય મેળવવા અર્થે જો એ પોતાની બુદ્ધિ નહિ ચલાવે તો પૃથ્વીના પટ ઉપરથી ઊખડી જશે. ઝાડ, પાન પશુપંખી એ બધાં તો રહેશે.

શક્તિ અને સંયમ એ બે વસ્તુઓ સહગામી હોવી જોઈએ. મનુષ્યનો ઇતિહાસ અને પશુઓનો ઇતિહાસ ત્યાંથી જ જુદો પડે છે. શક્તિ તો પશુઓમાં અનેકગણી હતી, છતાં મનુષ્યે પોતાની મર્યાદિત શક્તિથી એમનો પરાભવ કર્યો. મનુષ્યે બુદ્ધિ કેળવી અને તેમાંથી સંયમની શોધ કરી. સંયમમાંથી વિશેષ શક્તિ પેદા થઈ અને મનુષ્ય પ્રગતિને કે વિજયને, જે કહો તે, પંથે ચઢ્યો. હું આવું સમજ્યો છું. મારી સમજ ભૂલભરેલી હોય તો આપનામાંથી કોઈ તે સુધારશો. સંયમનો અર્થ શક્તિનું નિયોજન. શક્તિનું નિયોજન કરવામાં બુદ્ધિની જરૂર પડે છે.

બીનસરમાં ત્રણ રાત ગાળી એક રાત અલમોડામાં વિતાવી; ગઈ કાલથી અમે બધાં નૈનીતાલ આવી પહોંચ્યાં છીએ. નૈનીતાલ પ્રત્યે મારો હમેશાંનો પક્ષપાત છે. નૈનીતાલની આ મારી ત્રીજી સફર છે. સને ૧૯૪૮ માં મેં એનું પ્રથમ દર્શન કર્યું અને તેના રસતરંગે ચઢી હું લગભગ અઢી માસ સુધી સતત રહ્યો. ટોચે આવેલા અમારા ભાડાના મકાનમાંથી નંદાદેવીનું સળંગ દર્શન થતું હતું અને વહેલી સવારે ચાર પાંચ વાગે ઊઠી હું કોઈ અકથ્ય રસસમાધિએ ચઢી જતો, ત્યારે મારી સર્જનપ્રવૃત્તિ

ખાસ શરૂ થઈ નહોતી, પરંતુ ભાવિ સર્જનના બીજાંકુરો ત્યાં નંખાઈ ગયા હતા. સને ૧૯૫૨ માં હું બીજી વખત નૈનીતાલ આવ્યો ત્યારે મારી અંતર્મુખતા કાંઈ વધી હતી અને 'લોકનાદ' તથા 'ગુજરાત સમાચાર'માં હું લખતો થયો હતો. એ વખતે 'મહારાત્રિ'નું મંડાણ મારી મનોભૂમિકામાં થયું હતું અને સાહિત્યના અદના ઉપાસક તરીકે ગુજરાત મને ઓળખતું થયું હતું. એ વર્ષે નૈનીતાલનું ચિત્ર મારા મગજમાં 'તલ્લીમલ્લી' રૂપે પત્રાકાર પામ્યું અને પહેલી વખત 'રસનંદા'માં અને ત્યાર બાદ હવે 'શ્રીનંદા'માં તે સચવાઈ રહ્યું છે.

આમ નૈનીતાલ એ મારી સર્જનપ્રવૃત્તિનું આધારબિંદુ છે. કાશ્મીરમાં રહી મેં એ પ્રવૃત્તિનો કાંઈક વિકાસ સાધ્યો અને રાજતરંગીણીમાંથી રાણી દીદ્દાને શોધી કાઢી તેને સાથે અંતરાલાપ સાધવા પ્રયત્ન કરી જેલમ અને તુંગનાથનું સર્જન કર્યું. પરંતુ જ્યારે જ્યારે હું કોઈ નવલકથાના સર્જનમાં પડું છું ત્યારે નૈનીતાલનો ઉપકાર વીસરતો નથી. નૈનીતાલે જો મારી કલ્પનાને અને રસવૃત્તિને ઉત્તેજિત કરી ન હોત તો આજે હું વધુ અધૂરો હોત.

નૈનીતાલનું સૌંદર્ય જેટલું અપરિમિત છે તેટલું જ ક્ષણે ક્ષણે નવીનતાથી ભરેલું છે. પહાડની ટોચ ઉપરથી સતીની મનોહર આંખ જેવું લીલુછમ સરોવર જોતો ગઈ કાલ સાંજની સંધ્યામાં આત્મવિલોપન કરતો હતો ત્યારે મારા મગજના પડદા ઉપરાઉપરી ઝડપથી ખસતા હતા અને હું મનુષ્યકૃત કાળમાપ વીસરી જતો હતો.



## ૪૧. ખ્વાજા મોહુદ્દીન ચિશ્તી

નૈનીતાલમાં મારા છેલ્લા બાર દિવસ હું લગભગ પથારીવશ રહ્યો. ચીનો પહાડ ચઢતાં ઊતરતાં મારા પગના સ્નાયુઓને હું ઈજા કરી બેઠો અને મારી જીદ, ભૂલ કે મૂર્ખતા, જે કહો તેને લીધે હજી પણ ચીના પહાડે કરેલી સખત શિક્ષા ભોગવતો અમદાવાદ આવીને આ પત્ર લખી રહ્યો છું.

બીનસર અને નૈનીતાલ રહ્યો તેટલા દિવસો સુધી સંસારની ક્ષણભંગુર વાતોથી વિમુખ રહેવા માટે હું છાપાં વાંચતો નહિ એટલે છાપાંઓમાં પ્રતિબિંબિત થતું જગત મારે મન લય પામ્યું હતું. જગતનું મિથ્યાત્વ આ રીતે સિદ્ધ કરી હું મારા મનોમય વિશ્વમાં વિચરતો હતો.

આ દિવસોમાં હું ખાસ અંતર્મુખ રહેતો હોઉં એવો મને ખ્યાલ નથી. નાની નાની વાતોમાં ગુસ્સો ચઢતો. ગુસ્સાનું કારણ શોધવા હું પ્રયત્ન કરતો પણ મારા દિલના અહંકારને બદલે બીજાં કારણો હું શોધી કાઢતો. કેટલાક મંથન પછી મને અંતઃકરણમાં એવો ભાસ થાય છે કે ક્રોધી મનુષ્યને ઈશ્વરની પ્રાપ્તિ કદી થતી નથી. કામ અને ક્રોધ બંને શત્રુઓ છે પણ ક્રોધ એ મોટો શત્રુ છે. કામવૃત્તિમાં તો ક્ષણિક એકાગ્રતા પણ પ્રાપ્ત થાય છે અને તેટલા પૂરતી આનંદની માત્રા પણ હોય છે, પરંતુ ક્રોધમાં નથી એકાગ્રતા, નથી ક્ષણિક આનંદ. વધુ ઊંડેથી જોઈએ તો ક્રોધ એ કામનું વિચ્છિન્ન અને વિકૃત સ્વરૂપ જ છે.

હજી મારું પોતાનું પૃથક્કરણ હું કરી શક્યો નથી એટલે આ વિષયમાં અભિપ્રાય આપી શકું તેટલી મારી લાયકાત નથી. એ લાયકાત ઇશ્વરની પૂરી કૃપા વગર આવશે એવું હું માનતો નથી.

નૈનીતાલથી પાછા ફરતાં અમે મોટર રસ્તે મુરાદાબાદ, હાથરસ, આગ્રા, ભરતપુર, જયપુર અને ત્યાંથી અજમેર આવ્યાં. અજમેરમાં મારાં પત્ની અને સાળીની ઇચ્છા ખ્વાજા મોહીુદ્દીન ચિશ્તી સાહેબની દરગાહનાં દર્શન કરવાની હતી. આ પરમ પવિત્ર સંતપુરુષની દરગાહ ઉપરની ચાદર ઓઢડવા બન્ને ભાવિક સ્ત્રીઓ આતુર હતી. મારી ધાર્મિક વૃત્તિ એટલી પ્રબળ નહિ હોવા છતાં ખ્વાજા સાહેબની દરગાહનાં દર્શન કરવા પૂરતી પૂજ્યબુદ્ધિ હું ધરાવતો હતો એટલે હું એ બંનેની સાથે ગયો. દરગાહનાં દર્શન કર્યાં અને મારાં પત્ની તથા સાળીએ ભક્તિભાવથી ખ્વાજા સાહેબની ચાદર ઓઢી.

ખ્વાજા સાહેબની જીવનકથા જાણવા જેવી છે. તેમનો જન્મ સને ૧૧૩૯ માં કાળા સમુદ્રની પાસે ખોરાસાન મુલકની સરહદમાં થયો હતો. તેમના પિતા ઘણા ઊંચા ખાનદાનના હતા અને માતા ઘણાં ધાર્મિક, સંસ્કારી અને શિક્ષિત હતાં. ખ્વાજા સાહેબને ધાર્મિક સંસ્કારોનો વારસો તેમનાં માતા તરફથી મળેલો અને શિક્ષણ પણ માતાએ આપેલું.

ખ્વાજા સાહેબ જન્મથી જ વિરક્ત હતા. માતાપિતાના અવસાન પછી ઘરબાર વેચી નાખી જે ઊપજ્યું તે બધું ધર્માદા કરી નાખી પોતે પહેરેલે લૂગડે ચાલી નીકળ્યા. ફરતે ફરતે સમરકંદ આવ્યા અને ત્યાંથી બોખારા ગયા. બોખારામાં એમને સહજ સમાધિ લાગી ગઈ. એમાં પોતે ગેબી અવાજ સાંભળી

બગદાદ ગયા. બગદાદમાં હજરત ઉસમાન હારૂની નામના એક સંત પુરુષને પોતે ગુરુ કર્યા. આ મહાપુરુષ યોગસિદ્ધ હતા. ખ્વાજા સાહેબે પોતાના ગુરુની અઢી વર્ષ સુધી ખૂબ સેવા કરી. હારૂની સાહેબ અનેક સિદ્ધિઓવાળા મહાત્મા હોવાથી ચમત્કારો સહજભાવથી થઈ જતા. એમણે ખ્વાજા સાહેબને બે ઉપદેશ આપ્યા: (૧) મનુષ્યોના સંસર્ગથી દૂર રહેવું, (૨) ઈશ્વર સિવાય કોઈની પાસે કશું જ માગવું નહિ. આ ઉપદેશ પામ્યા પછી ખ્વાજા સાહેબે પાછું પોતાનું પરિભ્રમણ શરૂ કર્યું. અરબસ્તાનથી ઈરાન, ઈરાનથી અફઘાનિસ્તાન અને ત્યાંથી પોતે ભારતમાં આવ્યા. પરિવ્રાજક દશામાં પોતે હમેશાં મસ્જિદમાં કે કબ્રસ્તાનમાં પડ્યા રહેતા અને કોઈની સાથે કશું બોલતા નહિ. જે કોઈ ભાવથી રોટલો આપે તે ખાતા અને માત્ર દષ્ટિવેધ કરતા. બોલતા ત્યારે અલ્લાહ તાલાહ સિવાય બીજા કોઈ પણ શબ્દો એમના મોંમાંથી નીકળતા નહિ.

સને ૧૧૬૬ની સાલમાં પોતે ભારતમાં પગ મૂક્યો. પહેલાં મુલતાન ગયા અને ત્યાંથી લાહોર આવ્યા. લાહોરથી પોતે વિચરતા વિચરતા અજમેર આવ્યા. તેમના કૃપાકટાક્ષથી દર્દીઓનાં દર્દ મટી જતાં, અભિલાષી જનોની ઇચ્છાઓ સફળ થતી અને ઈશ્વરને શોધનારાઓને એના પ્રકાશની ઝાંખી થતી. તેઓ અજાતશત્રુ હતા અને વાક્સિદ્ધ હતા. જિંદગીભર પોતે કોઈના ઉપર ક્રોધ કર્યો નહોતો અને શત્રુ તથા મિત્ર બંને પ્રત્યે જ્ઞાની પુરુષને શોભે તેવી અદ્ભુત ઉદાસી વૃત્તિથી રહેતા. આખું કુરાને શરીફ એમને કંઠસ્થ હતું અને એના ગહન અને ગૂઢ ઉપદેશો પોતે ખાસ અધિકારીને એકાંતમાં સમજાવતા. એમને મન હિંદુ

અને મુસલમાન વચ્ચે ભેદ નહોતો અને ગમે તે સંપ્રદાયનો કે કોમનો માણસ એમનો શિષ્ય થઈ શકતો.

ખ્વાજા સાહેબ ઘણી મોટી ઉંમરે લગ્નગ્રંથિથી જોડાયા હતા અને તેમને ત્રણ પુત્રો તથા એક પુત્રી હતાં. તેમના વંશજોમાં ખ્વાજા સાહેબની દરગાહનો વહીવટ ચાલુ રહ્યો.

ખ્વાજા સાહેબની દરગાહે હિંદુ, મુસલમાન, ખ્રિસ્તી, પારસી બધા જ આવે છે અને બધાના તેઓ પૂજ્ય છે. દરગાહમાં ધર્માદા અન્ન અપાય છે અને જાતિ કે વર્ણનો ભેદ નથી.

આ જગામાં મને શાંતિનો અનુભવ થયો. વીતરાગ સંતોની વાત જ ન્યારી. એમના સંકલ્પો પણ પવિત્ર અને પ્રાણવાન હોવાથી એમાંથી સુખનો જ આવિર્ભાવ થાય. સાંઈબાબાના સ્થાનમાં પણ આપણા ચિત્તમાં જે પ્રસન્નતા વ્યાપે છે તે આવા જ પ્રકારની.

અજમેરથી અમે ભીલવાડાને રસ્તે થઈ કાંકરોલી રાત રહ્યા અને ત્યાંથી બીજે દિવસે સવારે શ્રીનાથજીના પાદારવિંદમાં આવી પહોંચ્યા. મૂર્તિ એ જ ઈશ્વર છે એવું તો કોઈ પણ હિંદુ માનતો નથી, પરંતુ એની દ્વારા સર્વવ્યાપી અને સર્વશક્તિમાન ઈશ્વર સાથે તે એકતાર બની શકે છે એવી એની ભાવના હોય છે.

મૂર્તિ એ જડ અને સ્થૂલ વસ્તુ છે એની ના કોઈ પાડતું નથી, પરંતુ એની અંદર મનુષ્યના હૃદયના ઉચ્ચ ભાવો રેડાતાં એ વસ્તુ જડ અને સ્થૂલ મટી જાય છે, એવું ભાવિકજનો માને છે. અને એ વિષય ભાવનાનો હોવાથી 'હું જ્ઞાની અને પેલો વહેમી' એવી નજરે જોવું એમાં દાક્ષિણ્ય નથી.

એમ જોઈએ તો જડ શું નથી ? પેરિસના લુવ્ર મ્યૂઝિયમમાં 'વીનસ–ડી–મીલો'ની પાષાણમૂર્તિમાં શું માત્ર પથ્થર જ જોવાનો છે ? 'મોના લીસા'નું વિખ્યાત ચિત્ર જોઈ તેમાં કૅન્વાસ અને તેના ઉપરના લાલપીળા રંગોનું જ શું આપણે દર્શન કરીશું ? એના સર્જક લીઓનાર્ડો–દ–વીન્ચીએ પોતાની ભાવના શું એમાં મૂર્ત નથી કરી ? એ ભાવનાની સાથે જોનાર વ્યક્તિમાં સહૃદયતા જગાડવાની એ ચિત્રમાં જો શક્તિ હોય તો આપણે એને માત્ર કૅન્વાસ અને રંગના લપેડા કહીશું ? આપણામાં કોઈ કારણે જો સહૃદયતા ઉત્પન્ન ન થાય તો શું એમ માનીશું કે એ કૃતિઓ ઉપર વારી જનારા બધા વહેમી અને મૂર્ખ છે ? લાખો હિંદ હૃદયોને શાંતિ અને તૃપ્તિ આપનાર મૂર્તિ ઈશ્વરની ભાવનાનું પ્રતીક છે એવું સ્વીકારવાને બદલે એ બધા અજ્ઞાની છે અને હું ડાહ્યો છું એવું માનવું એનું નામ અજ્ઞાન, અહંકાર અને ઘમંડ.

શ્રીનાથજીની મૂર્તિમાં સર્વવ્યાપી, સર્વશક્તિમાન અને સર્વ રસોના અધિષ્ઠાતા ભગવાનનું વિરાજમાન સ્વરૂપ જોવાનો હું પ્રયત્ન કરતો હતો. મારી બાલ્યાવસ્થામાં દાદીમાની સાથે જ્યારે જ્યારે હું મંદિરમાં જતો ત્યારે ભગવાનનું કોમળ હાસ્ય હું જોઈ શકતો અને મુરલીનો મધુર નાદ સાંભળતો. આજે બધું ખાલીખમ લાગે છે. કારણ એટલું કે હું ખાલીખમ થઈ ગયો છું.

ભગવાનનાં દર્શન માટે મંદિરોનાં દ્વાર સદા ખુલ્લાં રાખવાની વૈષ્ણવ સંપ્રદાયમાં પ્રથા નથી. દર બબ્બે કે ત્રણ ત્રણ કલાકે દ્વાર ખૂલે અને ભક્તોની દોડધામ શરૂ થાય. વિચાર કરતાં મને લાગે છે કે એની પાછળ કોઈ હેતુ હશે. ઈશ્વરનાં દર્શન માટે ભક્તોના હૃદયમાં સદા ઉત્કટ ભાવ રહ્યા કરે, તલસાટ રહ્યા

શ્રીકૃષ્ણ વિશે મહાભારતમાં અને ભાગવતમાં ભરપૂર માહિતી પડી છે. એમના જીવન અંગેની જે ઝીણી ઝીણી બાબતો ત્યાં જોવા મળે છે તેનો વિચાર કરતાં શ્રીકૃષ્ણની ઐતિહાસિકતા વિશે મને પોતાને શંકા લાગતી નથી.

શ્રીકૃષ્ણ એક અજોડ રાજકારણી મહાપુરુષ હતા એટલે સમર્થ યોગી કે ફિલસૂફ ન જ હોઈ શકે એવું માની લેવાની જરૂર નથી. એમની પ્રતિભા સર્વવ્યાપી હતી અને જીવનના દરેક ક્ષેત્રમાં એમની શક્તિ કામ કરતી હતી. રાજકારણ, સમાજકારણ, અર્થકારણ કે ધર્મકારણ એ બધાં ક્ષેત્રો શક્તિશાળી વ્યક્તિના સ્પર્શથી એકરૂપ બની જાય છે.

શ્રીકૃષ્ણની પ્રતિભાએ ભારતની રાજકીય અને આધ્યાત્મિક એકતાનું દર્શન કર્યું. એમણે યોગનું રહસ્ય ઘોર આંગીરસ ઋષિ પાસેથી સમજી જાણ્યું હતું. યોગાભ્યાસથી તેઓ જોઈ શક્યા કે શક્તિ એ જ સર્વસ્વ છે અને શક્તિ પ્રાપ્ત કરવી એ મનુષ્યનું પહેલું કર્તવ્ય છે. શક્તિ એ કેવળ સ્થૂળ બળ નથી પરંતુ મન અને ઇંદ્રિયોની પાર જોવાની તાકાત છે.

શ્રીકૃષ્ણમાં યોગશક્તિ સોળે કળાએ ખીલેલી હતી અને એને પરિણામે એમને ત્રિકાળજ્ઞાન હતું. કોનો ઘડો ક્યારે ભરાઈ ગયો છે તે વસ્તુ તેઓ પ્રત્યક્ષ જોઈ શકતા હતા, એટલે કયું કામ ક્યારે કરવું એની એમને જાણ હતી.

ભગવાન શ્રીકૃષ્ણમાં બળ, વીર્ય, ઓજસ્, પ્રતિભા, સર્વજ્ઞતા

સઘળું હતું માટે તેઓને આપણે પૂર્ણાવતાર કહીએ છીએ. તેમના પોતાનામાં શક્તિ ઊછળતી હતી એટલું જ નહિ પણ પોતાના પ્રેમીજનોને પણ શક્તિશાળી કરવાનું તેમનામાં અખૂટ સામર્થ્ય હતું એવું મહાભારત અને ભાગવતમાં આપણે વાંચીએ છીએ.

એમના જીવનનો વિચાર કરતાં એમના પુરુષાર્થની ભવ્યતાથી આપણે અંજાઈ જઈએ છીએ. ભારતવર્ષની એકતા અને અખંડતા ખાતર એમણે અનેક નાનાં નાનાં રાજ્યોનો સંહાર કર્યો. આત્માનું સામ્રાજ્ય જેમ એક અને અખંડ છે તેમ ભારત પણ એક અને અખંડ સામ્રાજ્ય હોવું જોઈએ એવો નિશ્ચય એમને બાલ્યકાળથી જ થઈ ગયો હતો.

કંસ, જરાસંધ અને શિશુપાળ જેવા અખંડ ભારતના વિરોધી રાજાઓને એમણે જેર કર્યા. ભારતીય પ્રજાને એકછત્ર કરવા આ અલૌકિક મૂર્તિએ સઘળા દાવપેચ કર્યા અને વ્યવહારધર્મની એક નવી ફિલસૂફી આપી. એકતાની વિરોધી એવી તમામ પ્રવૃત્તિઓને આ વિચક્ષણ પુરુષે દબાવી દીધી અને ટૂંકા ટૂંકા સ્વાર્થથી ભરેલાં તમામ રાજ્યોને કુનેહથી, કૌશલથી અને લોખંડી નિશ્ચયથી પાદાક્રાંત કર્યાં.

ભારતની એકતા પ્રત્યે દુર્લક્ષ સેવનારા સ્વાર્થાંધ કૌરવોને એમણે જડમૂળથી ઉખાડી નાખ્યા, તેમાં પાંડવો પ્રત્યેના પ્રેમ કરતાં ભારતીય એકાત્મતાનો ભીષણ સંકલ્પ જ કારણભૂત હતો. પાંડવોનો રાજસૂય યજ્ઞ શ્રીકૃષ્ણના એ ભીષણ સંકલ્પનું જ મૂર્ત રૂપ હતું. રાજસૂય યજ્ઞ કર્યા અગાઉ કાળયવન અને જરાસંધની સત્તાનો કૃષ્ણે આમૂલ વિધ્વંસ કર્યો હતો એ વસ્તુ

ઐતિહાસિક દૃષ્ટિએ ઘણી સૂચક છે.

ભારતની રાજકીય એકતા એની આધ્યાત્મિક એકતાનું જ પ્રતિબિંબ છે એવા નિશ્ચયથી શ્રીકૃષ્ણે પોતાનું પ્રવૃત્તિચક્ર ચલાવ્યું હતું. ભારત જો અખંડ અને દુર્જેય ન હોય તો એની સંસ્કૃતિની અસર વ્યાપક બની શકે નહિ એ દૃષ્ટિથી એમણે વ્યવહાર કર્યો. એમણે આખી પ્રજાનો અવાજ બનીને, શ્રી, વિજય, ભૂતિ અને નીતિ, એ ચાર અમર શબ્દોનો મંત્ર, ભારતના કાનમાં ફૂંક્યો. ટૂંકમાં જો કહીએ તો આપણને નવી આંખો આપી. એમણે આપેલી આંખો તેનું નામ શ્રીમદ્ ભગવદ્ ગીતા.

શ્રીકૃષ્ણના જન્મ સંબંધમાં ચમત્કાર કથા હજારો વર્ષથી ચાલી આવે છે. તેમાં માનવું ન માનવું એ વસ્તુ ગૌણ છે પરંતુ સાચો ચમત્કાર તો એમનું જીવન છે. એમના જન્મ કરતાં એમનું જીવન મને અદ્ભુત લાગે છે અને એ ચમત્કાર આગળ બીજા બધા ચમત્કારો ઝાંખા લાગે છે.

શ્રીકૃષ્ણના ઉપદેશનો સંગ્રહ એટલે ગીતા. એને સમજવા પહેલાં એની આખી ભૂમિકા સમજવી જોઈએ. રણશીંગડાં વાગતાં હતાં, દુંદુભિ ગગડતાં હતાં, શંખો ફૂંકાતા હતા, હાથીઓ ગર્જતા હતા અને અશ્વોના હણહણાટ થતા હતા. આખું વાતાવરણ મારો યા મરોના ભીષણ સંકલ્પોથી ભરેલું હતું. શ્રીકૃષ્ણ ક્ષત્રિય હતા, એમનો મિત્ર ક્ષત્રિય હતો અને સમય પણ યુદ્ધનો હતો. ટૂંકમાં, ક્ષત્રિય બોલનાર, ક્ષત્રિય સાંભળનાર અને રણસંગ્રામનો પ્રસંગ એટલે એ શબ્દો શક્તિથી છલોછલ ભરેલા હોય તેમાં આશ્ચર્ય કયું? શૂરાતન, સંગ્રામ, સમર્પણ.

અને આખરી શાંતિ તથા સુખ એવું જો એમાં ઉદ્દિષ્ટ ન હોય તો બીજું હોય શું ?

શક્તિના સંચારથી મૃત્યુનો ભય તો એ બધા ટાળી ગયા હતા. શક્તિ અને સામર્થ્યવાળા જીવનની જ એ યોદ્ધાઓને સ્પૃહા હતી અને જ્યાં શક્તિ તથા સામર્થ્ય નહિ ત્યાં મૃત્યુ જ છે એવી નિશ્ચયાત્મકતાથી તેઓ ઊભા હતા. મરીશું તો સ્વર્ગ છે અને જીતીશું તો પૃથ્વીના ઉપભોગો છે, એકકે સ્થિતિમાં પરિતાપનું કારણ નથી એવો અફર ક્ષાત્ર નિશ્ચય એમને ઉત્સાહથી છલોછલ ભરી દેતો હતો.

મહાભારતનો યુગ ક્ષાત્ર યુગ હતો, જીવનમરણના પ્રશ્નોને જુદી રીતે જોનારો યુગ હતો. શક્તિ અને સામર્થ્ય વગરના જીવનની એ મનુષ્યોને મન કશી કીંમત નહોતી. આપણે જેને મૃત્યુ કહીએ તેને એ લોકો મૃત્યુ નહોતા માનતા. શરીરની સંપૂર્ણ તંદુરસ્તી, મનની વજ્ર જેવી સ્થિતિ, જીવન પ્રત્યે જરા પણ નિરાશા નહિ, ભોગોની ઉપેક્ષા નહિ, તેમ તેનું દાસત્વ પણ નહિ, એ હતી તે યુગની ક્ષાત્ર મનોદશા. પોચટ, ઉર્મિલ કે વેવલી વાતો તેઓ સમજતા નહિ. ટૂંકમાં, આપણે જેને હિંસા અહિંસા કહીએ તેને તે લોકો હિંસા અહિંસા નહોતા કહેતા. કીડી, મંકોડી, કે માણસ મરી જાય તેની એ લોકો ચિંતા નહોતા કરતા. તેઓ માનતા કે સાચો આનંદ મૃત્યુનો ભય વટાવી જવામાં છે અને મૃત્યુનો ભય વટાવવો તેનું નામ અનાસક્તિ. મહાભારતકાર તો ભયને જ મૃત્યુ કહે છે.

ભગવાન શ્રીકૃષ્ણ ભારતીય સામ્રાજ્યના દૃષ્ટા હતા, વિધાયક હતા. આત્મા એ એમને મન માત્ર શ્રવણ મંનન તથા નિદિધ્યાસનનો વિષય નહોતો પરંતુ અખંડ પ્રાપ્તિનો વિષય

હતો. આત્માની ઓળખ એની શક્તિ દ્વારા જ થાય છે માટે આત્મા એ શક્તિ અને સામર્થ્યનું જ બીજું નામ છે, એવો ગીતાનો ધ્વનિ છે. મનુષ્યે શક્તિ અને સામર્થ્ય મેળવવાં એ જ એના જીવનનું ધ્યેય હોવું ઘટે.

શાંતિ અને સંગ્રામ એ બંને વસ્તુઓ શક્તિનાં બે ભિન્ન સ્વરૂપો છે. સંગ્રામનો અભાવ એ શાંતિ નથી. શૂન્યતા છે. શાંતિ હમેશાં સામર્થ્યમાંથી જ પેદા થાય છે. અને સામર્થ્ય અને સંગ્રામ વિભક્ત રહી શકતાં નથી. શ્રીકૃષ્ણ અને એમનો યુગ એવું માનતો. એ માન્યતા ભૂલભરેલી છે એવું કોઈ મનોવિજ્ઞાનિક કહેતો નથી. ધરતી એ મેળવવા યોગ્ય વસ્તુ છે, રાજ્યસત્તા એ મેળવવા યોગ્ય વસ્તુ છે, એવું એ લોકો માનતા અને એ માન્યતાને સફળ કરવા તેઓ શક્તિ અને સામર્થ્ય માટે સદા તત્પર રહેતા. એમના વૈરાગ્યનું સ્વરૂપ આપણા વૈરાગ્યથી જુદું હતું. અશક્તિને તેઓ વૈરાગ્યની જનેતા નહોતા માનતા. તેઓ હમેશાં આપ્તકામ થવાનો પ્રયત્ન કરતા, અકામ થવાનો પ્રયત્ન નહોતા કરતા. તેઓ માનતા કે અકામ થવું એમાં પ્રયત્નની જરૂર જ નથી. નિષ્કામ થવું એ તો જુદી અને ઘણી મોટી વાત છે. આપણા આજના જમાનાએ આ બધા શબ્દો ટકે શેર કરી મૂક્યા છે અને નિસ્તેજ અને નિર્બળ માણસો ગીતા ગોખી મારે છે.

શ્રીકૃષ્ણ અને એમની ગીતા, શક્તિ અને સામર્થ્ય અર્થે છે. એમાં હિંસા કે અહિંસાની મિથ્યા ચર્ચા નથી. તેજસ્વી મનુષ્યો એની ચર્ચા કરતા નથી. તેજસ્વી મનુષ્યો શક્તિની ઉપાસના કરતા હોય છે.

☆

## ૪૩. શ્રી રામચંદ્રજીના જન્મ દિવસે

શ્રી રામચંદ્રજીનું સ્મરણ આજે હજારો વર્ષથી દરેક ભારતવાસી પ્રેમ, આદર અને આનંદથી કરે છે. હિંદુઓને મન તેઓ ઈશ્વરનો અવતાર છે અને તેથી તેઓ ઈશ્વરનું સાક્ષાત્ સ્વરૂપ મનાય છે.

શ્રી રામ ક્યારે થયા? વિષ્ણુપુરાણ આદિ પ્રાચીન ગ્રંથો ઉપરથી એવું સમજાય છે કે શ્રી રામચંદ્રના અને મહાભારતના સમયનો ગાળો લગભગ ચૌદસો વર્ષનો હતો. કેટલાકો સો બસો વર્ષ વધારે કે ઓછાં મૂકે છે. આ બધી ગણત્રી એક પેઢી એટલે ત્રીસ વરસ, તો ત્રીસ, ચાળીસ કે પચાસ પેઢી એટલે કેટલાં વર્ષ એવી સીધી સાદી રીતે કરવામાં આવે છે. મહાભારતનો સમય ઈ. સ. પૂર્વે ત્રણ હજાર વર્ષ ગણીએ તો રામચંદ્રજી ઈ. સ. પૂર્વે સાડા ચાર હજાર વર્ષ પહેલાં થયા અને મહાભારતનો સમય જો ઈ. સ. પૂર્વે દોઢ હજાર લઈએ તો રામચંદ્રજીનો સમય ઈ. સ. પૂર્વે ત્રણ હજાર વર્ષ ઉપર થયા. મહાભારતનો સમય કલિયુગની શરૂઆતનો એટલે ભારતીય પ્રણાલિકા મુજબ ઈ. સ. પૂર્વે ત્રણ હજાર વર્ષ ઉપર. આ પ્રણાલિકા ખોટી માનવાને કશું કારણ નથી, એટલે આપણે કહી શકીએ કે શ્રી કૃષ્ણ ભગવાનને થયે આજે પાંચ હજાર વર્ષ વીત્યાં છે અને ભગવાન શ્રી રામચંદ્રને થયે આજે સાડા છ હજાર વર્ષ વીત્યાં છે. આજથી લગભગ બાવીસસો વર્ષ ઉપર આવેલો ગ્રીક એલચી

મેગેસ્થીનીસ મહાભારતનો સમય તેના સમય પહેલાં લગભગ ત્રણ હજાર વર્ષ ઉપરનો છે એવું નોંધી ગયો છે એટલે આપણી પરંપરા ખોટી છે એવું માનવાને કારણ નથી.

શ્રી રામચંદ્રજી તથા શ્રી કૃષ્ણ ઈશ્વરના અવતારો શાથી કહેવાયા ? જ્ઞાની હતા માટે ? હું નથી માનતો. જ્ઞાની તો ઘણા થયા છે. તેઓ અત્યંત શક્તિશાળી હતા માટે ? એમ પણ હું નથી માનતો કારણ કે શક્તિશાળીઓ પણ ઘણા થયા છે.

મારી માન્યતા એવી છે કે ભારતવર્ષને એક છત્રે કરનાર વિરલ મનુષ્યોને આપણે ત્યાં અવતાર તરીકે પૂજવામાં આવ્યા છે. તેઓની જ્ઞાનશક્તિ, ઇચ્છાશક્તિ અને ક્રિયાશક્તિ ત્રણે શક્તિઓ પરાકાષ્ઠાએ પહોંચી હોય છે. રામચંદ્રજી અને શ્રીકૃષ્ણ બંને ઇચ્છાશક્તિથી ભરપુર અને ક્રિયાશક્તિના ડાયનામો જેવા જ્ઞાની મહાપુરુષો હતા.

બીજી એક વાત ધ્યાન ખેંચે તેવી એ છે કે અવતારી પુરુષો બધા જ ક્ષત્રિયો હતા. રામ, કૃષ્ણ અને છેવટે બુદ્ધ ત્રણે ક્ષત્રિયો. અનુમાન એવું કરી શકાય કે ક્ષત્રિયોનું ક્ષાત્રતેજ જ ઈશ્વરનું તેજોંશ મનાતું હતું. છેલ્લા છ હજાર વર્ષમાં કોઈ પણ બ્રાહ્મણને અવતારનું પદ મળ્યું લાગતું નથી. અવતાર અને ક્ષાત્ર ધર્મ એ બે વસ્તુઓ સંકળાયલી જ લાગે છે. ભારતીય સામ્રાજ્યની જયઘોષણા અને અવતાર એ બંને વસ્તુઓ સાથે સાથે જ જાય છે એવું અભ્યાસીને તો લાગ્યા વગર રહેતું નથી.

શ્રી રામચંદ્રજીનો યુગ સત્યયુગ પછીનો ત્રેતાયુગ હતો. એ યુગનાં નીતિ–રીતિ, સત્ય અને સરળતાથી મઢેલાં હતાં. સત્યમાં જ બળ રહેલું છે અને સત્યનું પાલન કરનારને બીજા ગુણો

આપોઆપ પ્રાપ્ત થાય છે એવી માન્યતા એ યુગની હતી. શ્રી કૃષ્ણનો યુગ દ્વાપરનો અંત હતો અને કલિયુગનો સંધિકાળ હતો. તે યુગમાં સત્યની નિષ્ઠા કાંઈક ઝાંખી પડી હતી અને શ્રીકૃષ્ણ ભગવાન યુગનું બળ જોઈ વિચારીને કામ કરતા. દુષ્ટોનો સંહાર કરવા માટે શ્રી કૃષ્ણને યુગબળને કારણે ભારે મુશ્કેલીઓ પડેલી. શ્રી રામચંદ્રજીના શત્રુઓ પણ કૃષ્ણ ભગવાનના શત્રુઓ કરતાં વધુ સારી માટીના હતા.

રામચંદ્રજી એટલે જ સત્ય. સત્યને કારણે તેઓ અભયથી છલોછલ ભરેલા હતા. દેહ નશ્વર છે અને તેના લાલન પાલન તથા રક્ષણની લાલચને લીધે સત્ય જેવી શાશ્વત અને અમૂલ્ય વસ્તુ કદાપિ ન ગુમાવવી એવી વજ્ર જેવી નિષ્ઠાથી તેઓ ભરેલા હતા. અસત્યથી જીવવું એને ત્રેતા યુગનો એ મહાન આત્મા મૃત્યુ જ માનતો. દેહ તો નશ્વર, ક્ષણભંગુર, અનિશ્ચિત, આગંતુક પદાર્થ છે માટે એવા એક ઠીકરાની ખાતર વેદોએ ભાખેલા ઋત અને સત્યરૂપ સુવર્ણનો ત્યાગ થઈ ન શકે એવું તેઓ નિશ્ચયપૂર્વક માનતા હતા અને તે પ્રમાણે વર્તતા હતા. રાજસત્તા એ ફરજ છે, આવી પડેલો ધર્મ છે અને તેના પાલનમાં અંગત ભાગ, લાભ કે અલાભના વિચારને તેઓ સ્થાન આપતા નહિ. તેઓ માનતા હતા કે રાજસત્તા અને દુન્યવી સંપત્તિ કરતાં પણ વધુ ઉજ્જવલ વસ્તુ ત્યાગવૃત્તિ છે અને ત્યાગ કરવાની શક્તિ ધરાવનારો જ સાચો ભોક્તા છે.

રામચંદ્રજી પોતાની પ્રિય જાનકીને પણ માત્ર ગ્રહણ કરવાની એટલે કે રાગની વસ્તુ લેખતા નહિ, પરંતુ ત્યાગની વસ્તુ લેખતા. જાનકી એટલે કે સીતામાં પોતાનું મમત્વ ગમે તેટલું

હોય તો પણ એને લીધે કોઈ પ્રજાજન એમ માને કે જાનકીનો ત્યાગ કરવાની . રામચંદ્રમાં શક્તિ નથી તો પોતે રામ શાના ? રામની આવી વિરલ અને અલૌકિક ત્યાગશક્તિ રાગાંધ કોટિના સામાન્ય મનુષ્યોથી ન સમજાય.

અને રામની ટીકાઓ કરે તે વાત જૂદી છે. પણ ભગવાન શ્રી રામચંદ્ર એટલે ત્યાગનો પ્રતાપી સૂર્ય છે એવું ભારતીય હૃદયને તો આજે હજારો વર્ષથી લાગ્યું છે અને ભગવાન શ્રી રામચંદ્ર ટીકાનો નહિ પણ પ્રણિપાતનો વિષય છે.

રામચંદ્રજીની મહત્તા ક્યાં ક્યાં જોવી અને ક્યાં ન જોવી ? હિમાલયથી લંકા સુધીના આર્યાવર્તને એકછત્ર કરનાર આ અનન્ય વિભૂતિને કળિયુગનાં જૂઠાં કાટલાંથી જોખવાની પ્રવૃત્તિ મિથ્યા છે. આખું ભારત અનેક નાનાં નાનાં રાજ્યોમાં વહેંચાયું હતું. રાક્ષસ જાતિના રાજાઓ એમના નાનકડા પ્રાંતવાદ અને ભાષાવાદમાં કૂપ મંડૂકોની માફક રાચતા હતા. ભાઈ ભાઈ વચ્ચે ઝઘડા, કુટુંબ કુટુંબ વચ્ચે ઝઘડા, એમ ચોતરફ ભારત છિન્નભિન્ન અને નબળું હતું. રામચંદ્રજીએ વજ્ર જેવી ઇચ્છાશક્તિથી, અદ્દભુત વીરત્વથી, સત્ય અને અભયની ઢાલથી, વિશ્વામિત્ર આદિ યુગ પુરુષોના આશીર્વાદથી અને પ્રેરણાથી ભારતમાતાને સંજીવની પાઈ ઊભી કરી.

શ્રી રામચંદ્ર એટલે ભારતીય એકાત્મતાનો અને ભારતીય સામ્રાજ્યનો જયઘોષ.

યુદ્ધ વખતે તેઓ ડગતા નહિ. નિષ્ઠુરતાથી પ્રતિસ્પર્ધીનો પરાભવ કરતા. શ્રી કૃષ્ણની પણ એ જ ખાસીયત. ભારતની

એકતાની વચ્ચે આવે તેવાં તમામ બળોને એ લોકોએ ધૂળ ચાટતાં કરી નાખ્યા.

એ શૂરત્વની પાછળ ભારતીય ફિલસૂફી હતી. સંસાર નશ્વર છે પણ કર્મયોગ અને નિષ્ઠાના પ્રતાપે એ શાશ્વત કીર્તિ અને સુખનું ધામ બની જાય છે. જેને મૃત્યુની બીક નથી તેને જ અમરતા મળે છે. જેને દેહાધ્યાસ છે તેને જ સાડા ત્રણ મણની કાયામાં સંસારનું દર્શન થાય છે, મોહ જન્મ લે છે. રામચંદ્રજીના રુંવે રુંવે ઉપનિષદોનાં મહાવાકયો ગુંજતાં હતાં. ભારતીય આદર્શો અમર છે, ભારતીય શરીરો ફક્ત માટી જ છે. શરીરના મોહમાં પડી જે મનુષ્યો આદર્શો ઉપર કાળો કુચડો ફેરવે છે તેઓ અંતે નથી જીવતા, નથી જીવાડી શકતા, ઉપનિષદ તેથી કહે છે કે તેવા લોકો, 'અંધં તમઃ પ્રવિશન્તિ.'

રાવણના અહંકારને, એની ધૃષ્ટતાને, પારો ઉતારી નાખવા ભગવાન રામચંદ્રે યુદ્ધ માગ્યું હતું. સીતામાં પોતે મુગ્ધ હતા તેટલા માટે યુધ્ધે ચઢ્યા એવું તો અપકવ વિચારના મનુષ્યો જ માની શકે. સીતામાં તેઓ ભારતીય તપસ્વિતા અને સમર્પણ જોતા હતા. સીતા એમની પત્ની ન હોત અને લક્ષ્મણની પત્ની હોત અગર મિત્રની પત્ની હોત તો પણ રામચંદ્રજી તો યુધ્ધે ચઢ્યા જ હોત. સીતા એ મોહનો નહિ પૂજ્ય ભાવનો વિષય હતો.

કિં બહુના ? આવી પ્રાતઃસ્મરણિય પ્રતાપી વ્યક્તિને રામનવમીના દિવસે દરેક ભારતવાસીના સાષ્ટાંગ પ્રણિપાત હો.

☆

બુદ્ધના જીવન અને ઉપદેશ ઉપર આજે અઢી હજાર વર્ષમાં કેટલાં પુસ્તકો લખાયાં છે તથા કેટલાં પ્રવચનો થયાં છે તેનો અંદાજ કોઈએ કાઢ્યો નથી, પરંતુ હું માનું છું કે એ બધું સાહિત્ય જો એકઠું કરી તેની થપ્પી કરવામાં આવે તો એવરેસ્ટની ઊંચાઈ જેટલી તો એ થપ્પીની ઉંચાઈ જરૂર થાય એ બધાં સાહિત્યને વાંચી જવા માટે પચાસ, સાઠ કે સીત્તેર વર્ષનો નાનો સરખો આવરદા વીસાતમા પણ ગણાય નહિ. મને લાગે છે કે એ અઢી હજાર વર્ષનો આવરદા જો મળે તો કદાચ પહોંચી વળાય.

બુદ્ધે કઈ વસ્તુ જોઈ જેથી એમને સંસારની ક્ષણિકતા ઉપર વિચારો આવવા માંડ્યા? એમનો વિચાર કરું છું ત્યારે મને પેલો સંસ્કૃત શ્લોક યાદ આવે છે. એ શ્લોક શામાં વાંચેલો તે તો યાદ નથી પણ યાદ રહી ગયો છેઃ

उन्माद वीक्ष्य पद्मना कुमुदाना च मदता।
क्षणिकत्व विभूतीना चेतसा निश्चिकाय सः॥

એનો અર્થ કે સવાર પડતાં પદ્મ ખીલે છે અને કુમુદ કરમાઈ જાય છે એ જોઈને સંપત્તિની ક્ષણભંગુરતાનો એણે નિશ્ચય કરી નાખ્યો.

આ શ્લોકથી બુદ્ધ ભગવાનની મૂર્તિ મારી સમક્ષ ખડી થાય છે અને હું વિચારમાં ઉતરી જાઉં છું.

ક્ષણિકત્વ એટલે શું એ તો બધા સમજે છે પરંતુ બુદ્ધે એનો ઊંડો વિચાર કર્યો. તેમણે કહ્યું કે સંસાર કે જે ક્ષણિક છે તે કયા સુખનો અનુભવ કરાવી શકશે ? એ સુખ ક્ષણિક જ હશે. યજ્ઞ કરીને પણ સ્વર્ગનું સુખ મેળવો તો તે પણ આખરે તો ક્ષણિક જ છે. ક્ષણિક વસ્તુને મેળવવા માટે આટલી બધી દોડધામ તેનો કશો અર્થ નહિ. ક્ષણિક સુખનો અર્થ શો ? જેની પાછળ દુઃખની અનુવૃત્તિ રહેલી હોય તેનું નામ ક્ષણિક સુખ. બુદ્ધ કહે છે કે એવા સુખને આપણે અનાગત દુઃખ, એટલે કે દુઃખ નથી આવ્યુ ત્યાં સુધીનું સુખ, કહી શકીએ. વૃદ્ધાવસ્થા, રોગ અને મૃત્યુ સહુને વળગ્યાં છે. સંસારમાં એ ત્રણ વસ્તુઓ મિથ્યા લાગતી નથી. બેશક, યુવાવસ્થા, તંદુરસ્તી અને જીવન એ ત્રણ વસ્તુઓ પણ છે, પરંતુ એ ત્રણ અખંડ રહેતી નથી. મનુષ્યની ઇચ્છા ગમે તેટલી પ્રબળ હોય છતાં એ ત્રણ વસ્તુઓ પોતે ટકાવી શકતો નથી. ઇચ્છાશક્તિથી તેમાં વધઘટ થતી હશે પણ તેમનો સમૂળગો અભાવ થતો નથી.

આવો વિચાર કરીને કદાચ ગૌતમબુદ્ધે ઓગણત્રીસ વર્ષની યુવાન વયે ઘરબાર છોડી દીધાં હશે. પરંતુ તેમનો એ નિર્ણય મારાથી કદી સમજી શકાયો નથી એટલું વિનમ્રભાવે જણાવીશ. માણસ સાધુ થઈ જાય તેથી વૃદ્ધાવસ્થા, રોગ અને મૃત્યુ એને છોડવાનાં નથી. વળી માણસને એ ત્રણ વસ્તુઓની પ્રાપ્તિ મોહને લીધે થતી નથી, કુદરતના નિયમને લીધે થાય છે. મારી અલ્પ સમજ પ્રમાણે બુદ્ધ ભગવાને એમાં ઘરબારનો ત્યાગ કરવાની જરૂર નહોતી.

ખરી હકીકત એવી છે કે બુદ્ધની મહત્તા ઘરબાર છોડવામાં રહેલી નથી પરંતુ એનો મોહ—એની પકડ—છોડવામાં રહેલી છે. સંસારના અતિ સંગથી દુઃખ પડે છે એ વાત જરૂર સ્વીકારીએ પણ મનનો અસંગ ભાવ પરિવ્રાજક એટલે કે સાધુ દશામાં જ પ્રાપ્ત થાય છે એવો નિયમ તારવી શકાતો નથી. એવા પણ દાખલાઓ છે કે સંસારનાં વધુ અનુભવથી એની અસારતાનો નિશ્ચય વધુ દૃઢ થાય છે અને તેને પરિણામે સંગતિ આપોઆપ છૂટી જાય છે. મને તો એવું લાગે છે કે ગૃહસ્થાશ્રમનો અગર સંન્યાસાશ્રમનો સ્વીકાર કરવા માત્રથી મનની સ્થિતિમાં ફેર પડતો નથી, પરંતુ મનની સ્થિતિ બદલાતાં ગૃહસ્થાશ્રમ, સંન્યાસાશ્રમ વગેરે કૃત્રિમ ભેદો ટળી જાય છે.

છતાં, હું એટલું જરૂર સ્વીકારું છું કે ગૃહસ્થાશ્રમમાં સંગનો ભય વિશેષ હોય છે. સાથે સાથે હું એમ પણ માનું છું કે ગૃહસ્થાશ્રમના અનુભવથી બુદ્ધિનો જેટલો પરિપાક થાય છે તેટલો બીજા કોઈ આશ્રમથી ભાગ્યે .થાય છે. સંસારની અસારતા એ તો અનુભવનો વિષય છે અને અનુભવ વગર અસારતાનું સ્વરૂપ સમજી શકાતું નથી. ગૃહસ્થાશ્રમમાં રહીને તટસ્થ ભાવે અને ફક્ત લોકસંગ્રહની દૃષ્ટિથી કર્મો કરવાં તે માર્ગ મનુષ્યની ઉન્નતિનો છે, અવનતિનો નથી, એવું મને લાગે છે. પ્રકૃતિથી જ મનુષ્ય 'ગૃહસ્થાશ્રમી' છે. એણે પોતાની ઉન્નતિ પોતાની પ્રકૃતિને રસ્તે યમનિયમથી કરવી એમાં ડહાપણ છે એવું ભગવાન શ્રીકૃષ્ણ કહે છે.

વળી ઉપનિષદો તો સ્પષ્ટ કહે છે કે જ્યાં સુધી મનના તરંગો શમ્યા નથી ત્યાં સુધી બધું ક્ષણિક જ છે. મનુષ્ય જ્યારે

મનની પારના સ્થિર પ્રદેશમાં આવી પહોંચે છે ત્યારે કશું ક્ષણિક નથી. બધું ક્ષણિક છે એવું કહેનારે વીસરવું ન ઘટે કે ક્ષણિકનો દ્રષ્ટા તો કોઈ શાશ્વત, સનાતન અને તટસ્થ શક્તિ હોવી જોઇએ, તે વગર બધું ક્ષણિક છે એવો અનુભવ કોણ કરશે ? વેદો અને ઉપનિષદો એ સનાતન શક્તિને આત્મા કહે છે. ઋષિઓ એવું કહે છે કે આત્મા શાશ્વત હોવાથી જ સંસાર ક્ષણિક લાગે છે. આત્માનો જો સ્વીકાર ન કરીએ તો સંસારને ક્ષણિક કહેવાનો આપણને અધિકાર રહેતો નથી. આત્મા જો શાશ્વત અને સનાતન છે તો પછી સંસાર ક્ષણિક છે એની ચિંતા કરવી તે અજ્ઞાન છે. સંસાર એ તો મનનો તમાશો છે. મનુષ્ય જો મનની પાર આવેલા આત્માના પ્રદેશમાં રહેવાનો અભ્યાસ રાખે તો ઘરબાર છોડવાની વાતો ઉપરછલ્લી છે.

ઉપનિષદ્‌ના ઋષિઓ બધા ગૃહસ્થાશ્રમીઓ હતા. એમને સંસાર છોડવાનો સવાલ નહોતો કેમકે યોગાભ્યાસથી એ લોકો મનની પાર રહી શકતા અને શોકમોહને તાબે થતા નહિ. યાજ્ઞવલ્કય ઋષિ તો સંસારને પણ આત્માના આનંદનું પ્રતિબિંબ માનતા. બૃહદારણ્યક ઉપનિષદ્‌માં યાજ્ઞવલ્કયની આત્મમસ્તીની છોળો આગળ ક્ષણિકત્વની ફીલસુફીની વાતો ઉપરછલ્લી અને ફીક્કી લાગે છે. આત્માનુભવ વખતે જગતની જો હસ્તી જ નથી હોતી તો પછી ક્ષણિકત્વ રહ્યું જ કયાં ! ઇસુ કે મોહંમદ કોઈને સંસારની ક્ષણિકતાનો વિચાર આવતો નહોતો કારણ કે એનું મૂળ, જે આત્મા, તેનો તેમને અખંડ સંયોગ હતો. જેણે ઈશ્વરનો અનુભવ કર્યો તેનો સંસાર ઈશ્વરનો વિલાસ બને છે.

★

## ૪૫. બુદ્ધ તથા મહાવીરના સમકાલીન ચિંતકો

બુદ્ધ અને મહાવીર સમકાલીનો હતા એ હકીકત આજે બધા જ સ્વીકારે છે. એ યુગ આજથી અઢી હજાર વર્ષ ઉપરનો હતો અને ઉથલપાથલનો હતો.

કેવી જાતની એ બધી ઉથલપાથલો હતી? નાની નાની જાતિઓનાં પ્રજાસત્તાક કહેવાતા રાજ્યો તૂટી રહ્યાં હતાં. અને એમાંથી એક મોટી મહાસત્તાના પ્રસવ પહેલાંની એ વેદના હતી. મગધનું સામ્રાજ્ય ભારતના ઉદરમાં આકાર લઈ રહ્યું હતું:

આ સમય ભારતીય તત્ત્વવિચારના ભારે ખળભળાટનો હતો. વેદધર્મના કર્મકાંડ તરફ શંકા, અશ્રદ્ધા અને ઉપહાસથી જોનારા જન્મી ચૂકયા હતા. વેદોના કર્મકાંડ ઉપર તે અગાઉ એકાદ હજાર વર્ષ ઉપર શ્રી કૃષ્ણે તો પ્રહારો કર્યા જ હતા અને ભાગવત સંપ્રદાય તેનું પરિણામ હતું. પરંતુ એ પ્રહારો વેદના વિચારો ઉપર નહિ પણ આચારો ઉપર હતા એટલે શ્રીકૃષ્ણ અને ભાગવત ધર્મ વેદધર્મનું શુદ્ધ રૂપ છે એવું સ્વીકારાયું, જો કે એ વસ્તુનો સ્વીકાર થવા માટે ખાસ્સાં પાંચસોથી હજાર વર્ષ લાગ્યાં.

બુદ્ધ અને મહાવીરના યુગમાં ભાગવત ધર્મ પશ્ચિમ ભારતમાં ફેલાયો હતો. પૂર્વમાં એનું ખાસ જોર હતું નહિ. ત્યાં આગળ કર્મકાંડી વેદધર્મ કદાચ ધીકતો હતો. યજ્ઞ કરવાથી ધાર્યાં ફળો મળે છે એવી શ્રદ્ધા પ્રબળ હતી. એ શ્રદ્ધાને રાજ્યોની

ઊથલપાથલોએ અને યજ્ઞો કરવા છતાં થઈ રહેલી ખાના ખરાબીએ હચમચાવી નાખી હતી.

આ સમયમાં બુદ્ધ અને મહાવીર પાકયા. એમના પહેલાં નાના મોટા સ્વતંત્ર વિચારકો પાકયા હતા પણ ચોક્કસ ઇતિહાસ મળી આવતો નથી. એ બધા વિચારકો વેદધર્મના વિરોધી હતા એવું નહિ પણ વેદોના કર્મકાંડ અને યજ્ઞયાગમાં અશ્રદ્ધા ધરાવનારા હતા એવું લાગે છે. બુદ્ધ અને મહાવીર બંને ઉપર આ પરિવ્રાજકો તથા શ્રમણોની ભારે અસર હતી. આ પરિવ્રાજકો નગરોના બગીચાઓમાં, મંડપોમાં અને આમજનતાનાં ઘરોમાં ઘૂમતા હતા. એ બધા સંસ્કૃતમાં નહિ પણ આમજનતાની ભાષામાં બોલતા હતા. એ દરેક પરિવ્રાજકનું પોતાનું મંડળ તથા જૂથ હતું. અને એના આચાર વિચારનો પણ એક વાડો બંધાયો હતો.

બુદ્ધ અને મહાવીરના સમકાલીન ઉદ્દામ વિચારકોમાં નીચેનાં નામો પ્રખ્યાત લાગે છે: ૧. પૂર્ણ કશ્યપ, ૨. અજિતકેશ કંબલી, ૩. કુકુધ કાત્યાયન, ૪. સંજય, ૫. ગોશાલ. આ પાંચ સિવાય બીજા પણ હતા પરંતુ એમનાં નામ એટલાં જાણીતાં નહોતાં.

આ તત્ત્વ વિચારકો મસ્ત, ઉદ્દામ અને બેપરવા હતા. એમની ફીલસુફી શી હતી તે જો જાણવું હોય તો બૌદ્ધોના 'દીઘ્ઘ નિકાય' ગ્રંથમાંથી મળી આવશે. રાજા અજાતશત્રુ ભગવાન બુદ્ધની પાસે આવે છે અને પૂછે છે કે, 'દરેક ધંધા રોજગારનું ફળ હોય છે પણ હે ભગવાન, આ સાધુ થવાનું ફળ શું ? બધાને મેં આ સવાલ પૂછ્યો પણ દરેક જણ આડા અવળા

જવાબ આપે છે.' બુદ્ધ ભગવાન રાજાને પૂછે છે કે તને શા શા જવાબ મળ્યા ? તેના ઉત્તરમાં રાજા અજાતશત્રુએ બધા વિચારકોના નામ સાથે જવાબ આપે છે તે ઉપરથી આપણને નીચે મુજબ તારણ મળી આવે છે.

૧. પૂર્ણ કશ્યપનો મત એવો છે કે કર્મ કરનાર ન કરનાર બંને સરખા છે. બીજાની હાનિ કરનાર, બીજાનું ખૂન કરનાર, છીનવી લેનાર, લૂંટી લેનાર, ચોરી જનાર, જૂઠું બોલનાર, જારી કરનાર કોઈને કશું જ પાપ લાગતું નથી. આખી દુનિયાનાં માણસોનાં માથાં ધડથી જૂદા કરી મોટો ઢગલો કરનારને પણ પાપ નથી લાગતું. ગંગાની દક્ષિણે કત્લેઆમ કરનારને પાપ નથી લાગતું કે ગંગાની ઉત્તરે ગરીબોને દાન કરનારને, ભૂખ્યાને અન્ન દેનારને, યજ્ઞ યાગ કે તપ કરનારને પણ પુણ્ય નથી લાગતું. અહિંસા, સત્ય, દાન, દયા, તપ કરો ન કરો, કરાવો ન કરાવો, ચાહે સો કરો, ચાહે સો ન કરો, પણ પુણ્ય પાપની બધી વાતો ઉટાંગ છે.

૨. અજિતકેશ કંબલી કહે છે કે દાન, દયા, યજ્ઞ, યાગ એ બધાં મનનાં ભૂત છે. એમાંથી સારું-માઠું કાંઈ થતું જ નથી. આ લોક, પરલોક, સ્વર્ગ, નરક, કાંઈ જ નથી. મા-બાપ જેવું કાંઈ નથી. આકાશમાંથી અદ્ધર કોઈ જન્મતું જ નથી. જ્ઞાનીઓ અને વિદ્વાન બ્રાહ્મણો શું જાણે છે અને શું નથી જાણતા એ ચર્ચા નકામી છે. કોઈ કશું જાણતું નથી. બધા તડાકા મારે છે. મનુષ્ય ચાર તત્ત્વોનો બનેલો છે. એ મરી જાય પછી એનું શરીર માટી, પાણી, હવા અને અગ્નિ ભેગું થઈ છે. એને સ્મશાનમાં લઈ જનારા ફાવે તેટલા મંત્રો બોલે

પણ એમાં ફેર ન પડે. મૂર્ખ લોકો જ આવી ગાંડી ઘેલી શ્રમણાઓમાં ફસાય છે. ડાહ્યા ગાંડા બધા જ મરી જાય છે અને મરી ગયા પછી એમનું શું થાય છે એનો વિચાર કરવો એ ડહાપણની નિશાની નથી.

૩. કુકુધ કાત્યાયન કહે છે કે નીચેની સાત વસ્તુઓ કોઈએ બનાવી નથી કે બનાવવા કહ્યું નથી અને તે વસ્તુઓમાંથી કશું ઉપજ્યું નથી અને ઉપજવાનું નથી. એ વસ્તુઓ પહાડ જેવી અચળ છે. તે નથી ખસતી, નથી ખસેડાતી; નથી ફરતી, નથી ફેરવાતી. એ સાત વસ્તુઓ તે આ: (૧) પૃથ્વી (૨) પાણી (૩) પ્રકાશ (૪) વાયુ (૫) સુખ (૬) દુઃખ (૭) જીવ. તેટલા માટે નથી કોઈ મરનાર, નથી મારનાર; નથી બોલનાર, નથી સાંભળનાર; નથી જાણનાર, નથી જણાવનાર. એક જણ તલવારથી બીજાની ખોપરી ચીરી નાખે તેમાં જીવ લઈ લેવાનો સવાલ જ નથી. એનો અર્થ એટલો જ કે તલવાર ફક્ત ઉપરનાં સાત તત્ત્વો વચ્ચે ફરી વળી છે.

૪. સંજય કહે છે કે આ દુનિયા સિવાયની બીજી કોઈ દુનિયા છે કે નથી તે સવાલ મને કોઈએ પૂછવો નહિ કેમકે તે છે તે હું જાણતો નથી, નથી તે પણ હું જાણતો નથી. હું નથી આમ કહેતો કે નથી તેમ કહેતો. દૈવી મનુષ્યો જેવું કાંઈ છે કે નહિ તે હું જાણતો નથી. તેઓ આકાશમાંથી અદ્ધર પડે છે તે પણ હું જાણતો નથી. મરી ગયા પછી શું થાય છે, ક્યાં જવાય છે, તેમાનું કાંઈ હું જાણતો નથી.

૫. ગોશાલ તો નિયતિવાદી જ હતો. બધું કુદરતને ખોળે છે. માણસ કશું કરતો જ નથી. એનાથી કશું નીપજતું નથી.

આ વિશ્વ કોઈ અજાણી, અણધારી, અગોચર, અગમ્ય, અનિર્વચનીય શક્તિથી ચાલે છે. માણસ ક્ષુદ્ર જંતુ છે. એ જંતુ લેશ પણ સ્વતંત્ર નથી. ગોશાલ આખરે ગાંડો થઈ ગયો હતો, અને એની શિષ્યાએ અંતે પૂછયું કે 'મારે શું કરવું ?' ત્યારે એણે કહ્યું કે, 'જા વીણા વગાડયા કર.'

આપણે જોઈ શકીશું કે 'આ પાંચેમાંથી કોઈ ડાહ્યો લાગતો નથી. ગોશાલ એ બધામાં કંઈક ડાહ્યો મનાતો હતો તે આખરે ગાંડો થઈ ગયો હતો. એને કોઈ કાંઈ પૂછતું તો નાચ કરવા મંડી પડતો. તેવી જ રીતે અજિતકેશ કંબલી પણ ગાંડા હતો. કેમકે ઉનાળો, શિયાળો, ચોમાસું, કશું જોતો ન હતો અને બકરાનું ચામડું ઓઢી રાખતો. એમના કોઈના જીવનમાં યમનિયમ જેવું કાંઈ હતું નહિ અને બધા ફાવે તેમ ફરતા. આમ હોવાથી, આ બધા મનસ્વી અને તરંગી ફિલસુફોની વાતો જનસમાજ શાનો સ્વીકારે ? વાહીયાત તરંગોને ફિલસુફી કહી શકાય નહિ.

જીવનને સાર્થક કરે તેવી અને માણસને પશુમાંથી ઉપર લાવે તેવી ફિલસુફી બે મહાત્માઓએ આપી. (૧) બુદ્ધે (૨) મહાવીરે. બંને જણા તરંગોને વશ ન થયા અને બંનેએ જીવનતત્ત્વનો ઊંડો વિચાર કર્યો. મનુષ્ય એ માત્ર ઇંદ્રિયોનું યંત્ર નથી પણ ઇંદ્રિયોને અંકુશ નીચે રાખી શકે તેવી તાકાતવાળું બુદ્ધિશાળી પ્રાણી છે. એટલા માટે આ બંને મહાત્માઓએ મનુષ્યનાં શીલ અને ચારિત્ર્ય ઉપર ભાર મૂકયો અને જ્ઞાનની પ્રાપ્તિમાં ચારિત્ર્યના બળનો પ્રથમ સ્વીકાર કર્યો.

☆

## ઇંદ્રપ્રસ્થ, વિષ્ણુધ્વજ અને કુતુબમિનાર

**દિલ્હીથી** આઠ માઈલ દૂર યમુનાના કાંઠે 'ઓખલા' નામની એક રમણીય જગા છે. વર્ષો પહેલાં હું ત્યાં ગયેલો અને મારા મનમાંથી તે ખસી નહોતી. ત્રીસ વર્ષ ઉપરનો એ સંબંધ તાજો કરવા હું બે મિત્રોને લઈ ત્યાં ઉપડ્યો.

વર્ષા ઋતુનું આકાશ પૃથ્વીના આનંદમાં જાણે ભાગ લેતું હોય તેમ અવનવા રંગો ધરીને બેઠું હતું. ચારે પાસની મનોહરતામાં લીન બનેલો હું મારી નજર સામે મહાભારતનાં પાત્રો જોતો હતો. ઇન્દ્રપ્રસ્થના રાજસૂય યજ્ઞમાં પ્રેક્ષકોનાં ટોળા ઉમટ્યાં હતાં. હું પણ તેમાંનો એક હતો.

ઓખલાની સંધ્યા જોતો હું યમુનાના તટ ઉપર ભગવાન શ્રીકૃષ્ણને, અર્જુનને, દ્રૌપદીને, યુધિષ્ઠિર, ભીમ, આદિને વિહાર કરતાં જોતો હતો. યમુનાનાં પાણીમાં એ લોકો ખેલતાં હતાં. પક્ષીઓ બોલતાં હતાં, તરુવરો ડોલતાં હતાં અને શ્રીકૃષ્ણ, અર્જુન અને દ્રૌપદી ઠઠ્ઠા મશ્કરી કરતાં હતાં. મારા મિત્રોને હું આ દૃશ્ય જોવા કહેતો હતો. તેઓ જોતા હતા કે નહિ તેની મને ખબર નથી પણ સંધ્યાકાળની શાંત મનોહરતામાં અમે લીન બની ગયા હતા અને શ્રી કૃષ્ણ તથા પાંડવો અને દ્રૌપદી અમારી હાજરી જોતાં હોય તેવું લાગ્યું નહિ.

મુકામે પાછા આવીને મેં એક પત્ર લખ્યો:

'સંધ્યાની શાંત લીલા યમુનાના તટે લહેરાઈ હતી અને પાંડવો, દ્રૌપદી તથા શ્રીકૃષ્ણ પોતાની રાજધાનીની પાસે આવેલા આ વિહાર સ્થાનમાં આનંદથી જળક્રીડા કરી રહ્યાં હતાં.'

ત્યાર બાદ ત્રણ ચાર દિવસે હું અમદાવાદ આવ્યો અને મહાભારત ઉથલાવતો ઇંદ્રપ્રસ્થની હકીકત શોધવા લાગ્યો. એના "ખાંડવદાહ પર્વ"માં મને નીચે મુજબ એક ફકરો મળ્યો:

'આ પ્રમાણે કેટલાક દિવસો ઇંદ્રપ્રસ્થમાં વીત્યા પછી અર્જુને શ્રીકૃષ્ણને કહ્યું કે: હે કૃષ્ણ! હાલ ગરમીના દિવસો છે. અને તાપ ઘણો પડે છે માટે આપણે યમુના ઉપર જઈએ. આપણે બધું મિત્રમંડળ ત્યાં વિહાર કરીશું અને સાંજે પાછા આવીશું. શ્રીકૃષ્ણને એ વાત પસંદ પડી અને તેઓ બધાં યમુના કાંઠે આવેલા એક શ્રેષ્ઠ વિહાર સ્થાનમાં આવી પહોંચ્યાં. આ સ્થાનમાં વૃક્ષરાજી વિસ્તરી હતી. ત્યાં બધાં વિહાર કરવા લાગ્યાં. કેટલીક અંગનાઓ વનમાં ખેલવા લાગી, તો કેટલીક જળમાં ક્રીડા કરવા લાગી. ત્યાં દ્રૌપદી અને સુભદ્રા મદથી મસ્ત થઈ હતી અને હાસ્ય વિનોદ તથા વિહાર કરતી હતી. વેણુ, વીણા અને મૃદંગના નાદથી આખું વન ગાજી રહ્યું હતું. ત્યાં અર્જુન અને શ્રીકૃષ્ણ થોડે દૂર જઈ આ બધી લીલા જોતા અગાઉના દિવસો તથા પ્રસંગો સંભારતા વાર્તાવિનોદ કરતા આનંદ અનુભવવા લાગ્યા.'

આ ફકરો વાંચીને હું વિચારમાં પડી ગયો. સને ૧૯૬૨માં જીવતો હું પાંચ હજાર વર્ષ ઉપરનું દૃશ્ય ઓખલામાં કેવી રીતે જોઈ શકયો?

ત્યારે મને થયું કે મનુષ્યની કલ્પનાને કાળનું બંધન નડતું નથી. એની સ્મૃતિ કદાચ હજારો વર્ષ પ્રાચીન હોઈ શકે. પ્રાચીન સ્મૃતિઓ સાથે માણસ નવું ખોળીયું ધારણ કરે તે સંભવિત છે. આવા આવા વિચારો સાથે હું દિલ્હીમાં પ્રાચીન ઇંદ્રપ્રસ્થ જોવા લાગ્યો.

પુરાણા કિલ્લામાં હું પાંડવોનો મહેલ જોતો હતો ત્યાં આગળ ગાંડિવ ધનુષ્ય સાથે અર્જુનને ઊભેલો પણ જોતો હતો. યમુનાનો પ્રવાહ, પુરાણા કિલ્લાને એટલે કે, ઇંદ્રપ્રસ્થને, અડીને વહેતો જોતો હતો. મહેલની અગાસીમાં ગાદી ઉપર બેઠેલા શ્રીકૃષ્ણને યુધિષ્ઠિર રાજા રાજનીતિના પ્રશ્નો પૂછતા હું જોતો હતો અને દ્રૌપદી તેમને પાન બનાવીને આપતી હતી તે પણ હું જોતો હતો. ભીષ્મ, દ્રોણ, અને કૃપાચાર્ય, ભગવાન શ્રીકૃષ્ણને મળવા આવ્યા તે હું જોતો હતો અને શ્રીકૃષ્ણ તેમને જોઈ ઊભા થઈ ગયા તે પણ હું જોતો હતો. એ ત્રણે મહાપુરુષોએ શ્રીકૃષ્ણને ઊભા થયેલા જોઈ 'આપ સરખા યોગેશ્વરે ઊભા થવાનું ન હોય' એવાં વિનયવચન ઉચ્ચાર્યાં તે હું સાંભળતો હતો અને ભક્તિભાવ અને આશ્ચર્યથી નીહાળતી દ્રૌપદીનાં મનોહર નેત્રો હું જોતો હતો. મહારાજા યુધિષ્ઠિરને ભગવાન શ્રીકૃષ્ણના ચરણનો સ્પર્શ કરી 'આપ યોગેશ્વર છો, અમારા પૂજ્ય છો' એવું બોલતા હું સાંભળતો હતો. એવામાં અર્જુન આવી પહોંચ્યો અને દ્રૌપદી તરફ જોઈને પૂછવા લાગ્યો: 'મારા પ્રિય સખાની સેવામાં બરાબર લાગ્યાં છો ને?' એ હું સાંભળતો હતો અને પછી શ્રીકૃષ્ણે તેને પોતાની પાસે ખેંચીને ગાદી ઉપર

બેસાડી કહ્યું કે, 'અર્જુન મારો સખા છે અને એની આગળ હું યોગેશ્વર નથી. કેમ અર્જુન?' એ પણ હું સાંભળતો હતો.

દિલ્હીની જગાએ ઈંદ્રપ્રસ્થ હતું? હું તો જરૂર માનું છું. હજારો વર્ષની પ્રણાલિકાને જૂઠી કહેવાની ધૃષ્ટતા હું ન કરું. યુધિષ્ઠિરને ખાંડવ વનમાં જઈ નગર વસાવવા ધૃતરાષ્ટ્રે કહ્યું અને તે પ્રમાણે પાંડવોએ ખાંડવપ્રસ્થ અર્થાત્ ઈંદ્રપ્રસ્થ વસાવ્યું અને યુધિષ્ઠિર પછી લગભગ એકાદ હજાર વર્ષ સુધી એ નગર રાજધાની રહ્યું. ત્યાર બાદ મગધમાં રાજધાની ગઈ અને આખરે પૃથ્વીરાજના પૂર્વજોએ પ્રાચીન ઈંદ્રપ્રસ્થમાં ફરીથી રાજધાની સ્થાપી.

પરંતુ દિલ્હીનો અવિચ્છિન્ન ઇતિહાસ સને ૧૧૯૨ થી શરૂ થાય છે. એ સાલમાં હિંદુ રાજ્યનો સૂર્ય સદાને માટે અસ્ત થયો અને ગુલામવંશના મુસલમાન રાજ્યની સ્થાપના થઈ. ત્યારથી તે આજ સુધીનો ઇતિહાસ ઈંદ્રપ્રસ્થને નહિ પણ દિલ્હીને નામે નોંધાયો છે.

ભારતના ઇતિહાસમાં ધુમ્મસ ઘણું છે. ઇન્દ્રપ્રસ્થ ઉપર ધુમ્મસ છવાઈ ગયું, તેવી જ રીતે કુતુબ મિનારના ઇતિહાસ વિશે પણ ગાઢ ધુમ્મસ છે.

કુતુબમિનાર સમુદ્રગુપ્તે, ઇસ્વીસન પૂર્વે ૨૮૦માં બાંધેલો 'વિષ્ણુ ધ્વજ' છે. વિષ્ણુ ધ્વજ એ વેધશાળા હતી. એની બાજુમાં વિષ્ણુનું ભવ્ય મંદિર હતું અને એ મંદિર પ્રાચીન 'ભાગવત સંપ્રદાય'નું હતું.

કુતુબમિનારની બાબતમાં સને ૧૮૦૦ની સાલથી આજ દિન સુધી ઇતિહાસકારોમાં બે મત છે:

(૧) આ મિનાર પ્રાચીન 'વિષ્ણુ ધ્વજ' છે એ મત. આ મત સર ટી. મેટકાફે પંડિતોના સંશોધનને આધારે રજૂ કર્યો છે.

(૨) આ મિનાર મુસલમાનયુગમાં ગુલામ વંશના રાજા કુતુબુદ્દીન તથા તેના પૌત્ર અલ્તમશે બંધાવ્યો તે બીજો મત, સૈયદ મહમદે રજૂ કર્યો તે.

કુતુબમિનાર કોણે બંધાવ્યો એનો એક પણ પુરાવો એની તખ્તીઓમાં નથી. સાલ પણ નોંધાઈ નથી. એક પછી એક ચાર પાંચ મુસ્લીમ રાજાઓની તખ્તીઓ તેના પર બેસાડી છે. કુતુબુદ્દીન, અલ્તમશ, અલ્લાઉદ્દીન, ફિરોજશાહ—આ બધા પાદશાહોની તખ્તીઓ છે. એટલે કોણે એ બંધાવ્યો એ કહેવું મુશ્કેલ છે.

એ સીધો નથી પણ પાંચ ડીગ્રી વાંકો છે. કીર્તિધ્વજ સીધા હોય. વળી જો કીર્તિધ્વજ હોય તો કયો ઐતિહાસિક પ્રસંગ હતો તે સ્પષ્ટ નથી. તેનું સ્થાપત્ય હિંદુ છે એને ૨૭ નક્ષત્રોના સૂચક ખુણાઓ પણ છે. તેમાં ઘંટડીઓનાં નીશાન પણ છે એનું પ્રવેશદ્વાર પશ્ચિમનું નથી, ઉત્તરાભિમુખ છે મુસલમાનો દ્વાર હંમેશાં પશ્ચિમ તરફ રાખે. તેની બાજુની મસ્જીદ કરતાં તે જૂનો છે. ૨૩૮ ફીટ ઊંચો આ મિનાર મસ્જીદનો મિનાર ન હોઈ શકે કેમકે એટલે ઊંચેથી બાંગ પુકારવાનું હોય નહિ. વળી આ મિનાર ઉપરથી આવી રીતે બાંગ પુકારીને લોકોને જમા કરવાની બીના ઇતિહાસમાં નથી નોંધાઈ નથી સાંભળી કે નથી જોઈ. મિનારની પાસેનો લોહસ્તંભ મૂળથી જ વિષ્ણુમંદિરમાં હશે, કોઈએ ઉપાડીને ત્યાં રોપ્યો હોય તેવો સંભવ ઓછો છે.

ઉપરની બધી દલીલોનો સાર જે હોય તે ખરો. એ દલીલો મારી નથી પણ ભાંડારકર ઓરિએન્ટલ રિસર્ચ ઈન્સ્ટીટ્યુટના ૪૧ મા અંકમાં સને ૧૯૬૦ માં એક વિદ્વાને રજૂ કરેલી છે. ઇતિહાસના સંશોધકોની ચર્ચાઓ વાંચીને અનેક સંભાવનાઓ આપણા મગજને ભરી દે. કુતુબ મિનાર કોણે બાંધ્યો એ કોયડો ઊભો જ છે.



## ૪૭. લોથલ

અમદાવાદથી મોટરરસ્તે લગભગ પચાસ માઈલ ઉપર ધોળકા પાસે એક ટેકરો છે. એ ટેકરો નળકાંઠામાં છે. ત્યાંથી પંખીની પાંખે ખંભાતનો અખાત આઠ દસ માઈલ દૂર છે. ચારે તરફ સપાટ અને નીચી જમીનમાં ઝાડપાન જેવું કાંઈ જણાતું નથી. સાબરમતી અને ભોગાવો એ નદીની વચ્ચે આ ટેકરાનું સ્થાન છે. અગાઉ એ નદીઓ ઘણી નજીક હશે.

આ ટેકરો તે લોથલ. એક હજાર ફૂટ પહોળો અને બે હજાર ફૂટ લાંબો આ ટેકરો ભારતના અતિ પ્રાચીન યુગની એક આરસી જેવો આજે બની ગયો છે. સને ૧૯૫૩–૫૪માં પુરાવસ્તુ સંશોધન ખાતાના પશ્ચિમ વિભાગના વડા શ્રી રંગનાથરાવે આ શોધ કરી અને ભારતના પ્રાચીન યુગ ઉપર વણકલ્પ્યો પ્રકાશ પડ્યો.

લોથલમાંથી મળી આવેલાં ખંડેરો તથા માટીકામ અને બીજી વસ્તુઓના નમૂના તપાસતાં સિંધમાં આવેલા મોહન–જો–દડો અને પંજાબમાં આવેલા હડપ્પાના અવશેષો સાથે લોથલના અવશેષો મળતાઝૂલતા માલૂમ પડ્યા છે. મોહન–જો–દડો અને હડપ્પાના અવશેષો સને ૧૯૨૨માં શોધાયા પછી એ આખી સંસ્કૃતિને 'સિંધુ સંસ્કૃતિ'નું નામ આપવામાં આવ્યું હતું. હવે એને 'હડપ્પા સંસ્કૃતિ' કહેવામાં આવે છે. લોથલ પણ આ સિંધુ સંસ્કૃતિ કે હડપ્પા સંસ્કૃતિનું જ અનુસંધાન છે.

ગયા ડિસેમ્બરમાં સવારના લગભગ સાડા દસે અમે બધાં મોટરમાં લોથલ પહોંચ્યાં ત્યારે ઠંડીનો ચમકારો ઠીક હતો. ટેકરાની નીચે તંબૂઓ તાણેલા હતા. પુરાવસ્તુ ખાતાના એક ભાઈએ અમારો સત્કાર કરી એક તંબૂ આપ્યો અને એમની સાથે અમારું પર્યટન શરૂ થયું. એમણે અમને બરાબર એક કલાક ફેરવીને લોથલના જૂના–નવા થરો, તેના અનેક અવશેષો સાથે બતાવ્યા અને નગરની બાજુમાંથી નીકળી આવેલો, શ્રી રાવની માન્યતા મુજબનો, પ્રાચીન ધક્કો પણ અમે જોયો. પ્રાચીન કાળમાં એ ધક્કા ઉપરથી સમુદ્રપટ ઉપર અનેક વહાણોની અવરજવર થતી હશે અને ગુજરાતની ધરતી ઉપર સંપત્તિની રેલમછેલ થતી હશે એવી એવી કલ્પનાઓ કરતો હું ચારપાંચ હજાર વર્ષ પહેલાંની ચિત્રવિચિત્ર માનવસૃષ્ટિનું ધક્કા ઉપર દર્શન કરતો હતો.

ત્યાં આગળ મને એક ઠીકરું મળી આવ્યું. એ ઠીકરું અનેક છિદ્રોવાળું હતું. એણે મારી કુતૂહલવૃત્તિને સતેજ કરી. ઠીકરું મેં ગજવામાં મૂક્યું. સાંજે અમે બધાં અમદાવાદ પાછા ફર્યાં ત્યારે મારું મનોભૂત લોથલમાં રમતું હતું. પેલું ઠીકરું મને કાળના પડદા ભેદીને, મારી સ્મૃતિના થરોની નીચે લઈ જતું હતું.

ઠીકરા ઉપર વિચાર કરતો હું મારા વડીલના પુસ્તક સંગ્રહમાંથી એક નાનું સરખું પુસ્તક લઈને બેઠો. એ પુસ્તક સને ૧૯૨૭માં વડીલે મને વાંચવા આપેલું તેથી મને યાદ આવ્યું. એનું નામ : ‘ધ ઈન્ડસ વેલિ ઈન ધ વેદિક પીરિયડ.’ એના લેખક હતા તે વખતના પુરાવસ્તુ ખાતાના એક અમલદાર

રાયબહાદુર રામપ્રસાદ ચંદા. એ પુસ્તિકા વિદ્વાનો આજે ભૂલી ગયા લાગે છે.

લોથલના આ ઠીકરાએ મારી સ્મૃતિની બંધ બારીઓ ખોલી નાખી. એ ઠીકરું મૃતદેહના અસ્થિઓ ઉપર અભિષેક કરવાના ઘડાનું હતું. એ ઘડાને અથર્વવેદના સમયમાં 'સહસ્રધાર' કહેતા. અથર્વવેદની જે ઋચામાં તેનો ઉલ્લેખ છે તે ઋચા નીચે મુજબ છે:

"સહસ્રધારં શતધારમુત્સમક્ષિતં વ્યચ્યમાનં સલિલસ્ય પૃષ્ઠે ॥
ઊર્જં દુહાનમનપસ્ફુરન્તં ઉપાસતે પિતરઃ સ્વધાભિઃ ॥

ઉપરની ઋચાનો અર્થ સાયણાચાર્ય નીચે મુજબ કરે છે: "જળથી ભરેલો હજાર છિદ્રોવાળો ઘડો અદ્ધર રાખી તેનાં સેંકડો છિદ્રો વાટે પુષ્ટિકારક જળ વહાવે. ઘણાં છિદ્રોવાળો છતાં તે આખો (અવિદીર્યમાણ) છે, શોભાયમાન છે, અને પિતૃઓ તેના જળને ઝંખે છે." (અથર્વવેદ ૧૮–૪–૩૬)

લોથલમાંથી જે જાતનું ઠીકરું મને મળ્યું તેવું જ ઠીકરું મોહન–જો–દડોમાંથી મળી આવેલું છે અને તેથી શ્રી રામપ્રસાદ ચંદાની કલ્પના સાથે આ પણ એક સુસંગત હકીકત છે. મૃતદેહનું મોહન–જો–દડોમાં તથા હડપ્પામાં તેમજ લોથલમાં શું થતું તે ઉપર જુદી જુદી કલ્પનાઓ છે. અગ્નિદાહ તથા ભૂમિદાહ બંને પ્રથાઓનો ઉલ્લેખ ઋગ્વેદમાં દેખાય છે. (જુઓ ઋગ્વેદ ૧૦–૧૫–૧૪) એ ઋચામાં 'અગ્નિદગ્ધ' અને 'અનગ્નિદગ્ધ' બંને પિતૃઓની વાત છે. તે જ ઋચા અથર્વવેદ (૧૮–૨–૩૪) તથા શુક્લ યજુર્વેદમાં (૧૯–૬૦) બંનેમાં આવે છે. 'આશ્વલાયન ગૃહ્યસૂત્ર'માં જમીનમાં દાટવાનો જે

ઉલ્લેખ છે તેનો અર્થ મૃતદેહને અગ્નિદાહ દીધા પછી તેનાં અસ્થિને ઘડામાં મૂકી પછી જમીનમાં દાટવાં એવો થાય છે. પરંતુ 'કૌશિકસૂત્ર' કે જે અથર્વવેદનું છે, તેમાં આશ્વલાયન કરતાં જુદા પ્રકારનો વિધિ છે. તે વિધિ પ્રમાણે અસ્થિને ઘડામાં મૂકી ઘડો દાટયા પછી એ ઘડો બહાર કાઢવો, ત્યારબાદ એ બધાં અસ્થિને હાડપિંજરના રૂપમાં ગોઠવી હાડપિંજરને દફનાવવું એવી રીત હતી. તે વખતે બધાં સગાંસંબંધીઓ એકઠા થતાં ને અથર્વવેદમાંની નીચે મુજબ સ્તુતિ થતી: "આ હાડપિંજર અમર બનો," વગેરે. ત્યાર પછી હાડપિંજરની આસપાસ આઠ કુલડીઓ મૂકવામાં આવતી અને તેમાં ઘી, દૂધ, દહીં, મધ, માંસ, અન્ન, રસ અને જળ એમ આઠ પદાર્થો ભરવામાં આવતા. ત્યાર પછી એ હાડપિંજર ઉપર હજાર કાણાંવાળા પેલા ઘડામાંથી જળનો અભિષેક કરવામાં આવતો અને તે વખતે 'સહસ્રધાર'વાળો ઉપર જણાવ્યો તે મંત્ર ભણવામાં આવતો. વિદ્વાનો આ વસ્તુની ખાતરી કરી શકે છે.

લોથલ ક્યારે થયું અને ક્યારે નાશ પામ્યું તે તો ભગવાન મહાકાલ જાણે. હડપ્પા અને મોહન–જો–દડો ઈ. સ. પૂર્વે બે હજાર વર્ષ જૂનાં છે કે ત્રણ હજાર વર્ષ જૂનાં છે તે બાબતમાં જેટલા વિદ્વાનો છે તેટલા મતભેદો છે. લોથલ બાબતમાં કેટલાકો કહે છે કે તે ઈ. સ. પૂર્વે ત્રણ હજાર વર્ષ જૂનું છે, તો કેટલાકોને મતે ઈ. સ. પૂર્વે દોઢ હજાર વર્ષથી તે વધુ જૂનું નથી.

આ સંસ્કૃતિ આર્ય હતી કે આર્યેતર એ ચર્ચા, મારી દૃષ્ટિથી, યથાર્થ નથી. લોથલમાં વેદવિધિ મુજબ મૃતદેહોની જો ક્રિયા થતી હતી તો તેને આર્યેતર કહી ન શકાય. એટલું તો

ચોક્કસ છે કે મહાભારતના યુદ્ધ સમયે ભારતીય સમાજ મિશ્રિત રૂપનો બની ગયો હતો. ભગવાન શ્રીકૃષ્ણનો માતૃવંશ રાક્ષસોનો એટલે કે અસુર જાતિનો હતો એટલું જ નહીં પરંતુ એમના પિતા વસુદેવની માતાના પિતા એક નાગરાજા હતા. મહાભારતમાં ઉદ્યોગપર્વમાં અધ્યાય ૯૮માં એવો ઉલ્લેખ છે કે, 'પ્રાચીન સમયમાં રાક્ષસ જાતિ હતી, તેનો દેવોએ જય કર્યો.' ત્યાર પછી અધ્યાય ૧૦૦માં સ્પષ્ટ ઉલ્લેખ છે કે 'દેવો અને દાનવો હવે ભાઈઓ થાય છે.' ઘણા જ પ્રાચીન સમયમાં, મહાભારતના સમય પહેલાં લગભગ બેત્રણ હજાર વર્ષ ઉપર, આર્ય લોકોનાં કેટલાંક ધાડાં ભારતમાં આવ્યાં હોય અને ભારતમાં વસતી પ્રાચીન પ્રજાને તેમણે રંજાડી હોય તે જુદી વાત છે, પરંતુ મહાભારતના સમયમાં એ બધાં જૂનાં વેર ચાલુ હતાં એવું માનવાને કારણ નથી.

વિરાટ રાજાને મત્સ્યોનો રાજા કહ્યો છે. વિરાટ નગરી જો પ્રાચીન માન્યતા મુજબ ધોળકાની નજીક હોય તો લોથલની વસાહત મત્સ્ય દેશની ગણાય. મહાભારતમાં સરસ્વતીનો જળપ્રવાહ ચાલુ હતો અને નળકાંઠામાં થઈને તે જો ખંભાતના અખાતને મળતી હોય તો લોથલની વસાહત સરસ્વતીના મુખ આગળની અને પ્રાચીન વિરાટ નગરીની તદ્દન નજીક માની શકાય. સરસ્વતી અને સાબરમતી તે કાળે એકરૂપ હોય એવી સ્વ. પુરાતત્ત્વવિદ્ શ્રી રત્નમણિરાવની કલ્પનાની પાછળ કેટલાક સબળ પુરાવાઓ છે.

અસુરો ક્યાં ગયા? અસુર રાજ્યો પૂરેપૂરાં કદી નિર્મૂળ થયાં નહોતાં એવી જાતનો એકરાર તો મહાભારતકાર પોતે ઉદ્યોગપર્વના ૧૦૦મા અધ્યાયમાં કરે છે. ઉત્તરમાંથી તે બધા અસુરો પાછા હઠતા હજારો વર્ષથી પાતાળમાં એટલે કે,

હાલનાં સિંધ, કચ્છ, સૌરાષ્ટ્ર અને ગુજરાતના પ્રદેશમાં જળ કાંઠે વસાહતો ઊભી કરીને રાજ્યો જમાવી વસતા હતા એવું મહાભારતના અભ્યાસથી સમજાય છે. એ બધાં અસુર રાજ્યો અને નાગ રાજ્યો મહાભારતના સમયમાં આર્ય રાજ્યોની સાથે રોટી–બેટી–વહેવારથી એક હતાં. એટલું જ નહીં, પરંતુ ભારતીય પ્રજા લોહીથી એવી ઘનિષ્ઠ રીતે સંલગ્ન હતી કે આર્ય–આર્યેતરનો પ્રશ્ન તે કાળે કેવળ કલ્પનાનો જ હતો.

માટે હડપ્પા, મોહન–જો–દડો અને લોથલ વગેરે વસાહતો આર્ય હતી કે આર્યેતર એ કલ્પના, મારી અલ્પ સમજ મુજબ, કેવળ તર્ક–લીલા છે.

સમયની બાબતમાં જો કંઈ નિશ્ચિત હોય તો એટલું જ કે, મહાભારતના સમયમાં આ બધી નદી–નગરીઓ હસ્તી ધરાવતી હતી, બધી નહીં તો કેટલીક તો જરૂર. એ બધી અસુરોની અને નાગોની નગરીઓનાં વર્ણન મહાભારતમાં અત્રતત્ર વેરાયેલાં મળી આવે છે. એટલે મહાભારતના યુદ્ધનો સમય નક્કી કરી પછી આ બધી કલ્પનાઓને છૂટો દોર આપવો ઠીક એવું મને લાગે છે.

મહાભારતના યુદ્ધનો સમય શ્રી. સી. વી. વૈદ્ય ઈ. સ. પૂર્વે ૩૧૦૦ નો માને છે. તેમના કહેવા પ્રમાણે પ્લીની અને સ્ટ્રાબો નામના ગ્રીક મુસાફરોએ આપેલી મેગેસ્થિનીસના મત મુજબની ગણતરી સાચી છે. મેગેસ્થિનીસ ઈ. સ. પૂર્વે ૩૦૦ માં ભારત આવ્યો. તેના કહેવા પ્રમાણે: 'ડાયોનીસસથી સાંદ્રકોટસ સુધીના ૧૫૩ રાજાઓ, અને ડાયોનીસસથી હેરેક્લીસ સુધીની ૧૫ પેઢીઓ' આ ઉલ્લેખમાં હેરેક્લીસ=હરિ=શ્રીકૃષ્ણ, કેમ કે

મૅગેસ્થિનીસ કહે છે કે હેરેક્લીસ 'મેથોરા'નો રાજા હતો. શ્રી વૈદ્ય તેથી ગણતરી કરે છે કે ૧૫૩-૧૫=૧૩૮ રાજાઓ. દરેકના લગભગ ૨૦ વર્ષ ગણતાં ૨૭૬૦ વર્ષ થાય. તેમાં મૅગેસ્થિનીસનું ઈ. સ. પૂર્વેનું ૩૧૦ મું વર્ષ ઉમેરતાં ૩૧૦૦ વર્ષ થાય, માટે શ્રી વૈદ્યના મતે ભારતીય યુદ્ધ ઈ. સ. પૂર્વે ૩૧૦૦ માં.

પરંતુ આપણાં પુરાણોની પ્રાચીન પ્રણાલિકાઓ કાંઈક જુદું કહે છે. અનેક પુરાણોમાં નીચેનો એક ઉલ્લેખ સળંગ આવ્યા કરે છે. "પરીક્ષિત રાજાનો જન્મ અને મહાપદ્મનંદ રાજાનો રાજ્યાભિષેક એ બંનેની વચ્ચે ૧૦૧૫ વર્ષ થયાં છે." મહાપદ્મનંદનો રાજ્યાભિષેક ઈ. સ. પૂર્વે ૪૦૦ માં ગણતાં ને તેમાં ઉપર મુજબ ૧,૦૦૦ વર્ષ ઉમેરતાં પરીક્ષિતનો જન્મ ઈ. સ. પૂર્વે ૧૪૦૦ માં ગણાય. પરીક્ષિતનો જન્મ ભારતીય યુદ્ધ પછી તુરત થયો હતો એટલે મહાભારતના યુદ્ધનો સમય ઈ. સ. પૂર્વે ૧૪૦૦ માં ગણાય.

લોથલનો વિનાશ નદીનો પ્રવાહ બદલાતાં કે પૂરથી કે એવી કોઈ રીતે જો થયો હોય તો મહાભારતના સમય પછી હશે, કારણ કે મહાભારતના સમયમાં આ બધી નદી-નગરીઓ અને અસુર રાજ્યો મોજૂદ હતાં. મહાભારતના સમયમાં સરસ્વતીનો પણ લોપ થયો હોવાનો સંભવ નથી, કેમ કે, બળરામે સરસ્વતીને કાંઠે કાંઠે મોટી યાત્રા ખેડ્યાની વાત છે. એટલે મહાભારતનો સમય જો ઈ. સ. પૂર્વે ૧૪૦૦ નો ગણીએ તો લોથલનો વિનાશ ત્યાર પછીનો એટલે કે લગભગ ઈ. સ. પૂર્વે ૧૨૦૦ નો માની શકાય. મહાભારતનો સમય જો ઈ. સ.

પૂર્વે ૩૦૦૦ નો ગણીએ તો લોથલનો નાશ લગભગ ઈ. સ. પૂર્વે ૨૫૦૦ ઉપર ગણવાનો વાંધો નહીં. હું જે વાત કરી રહ્યો છું તે નાશને લગતી છે. એ નગરીઓ તે અગાઉ કેટલી પ્રાચીન હતી તે કહેવાને આપણી પાસે કશું સાધન નથી. વેદસંસ્કૃતિ કરતાં એ સંસ્કૃતિ પ્રાચીન હતી કે નહીં એ કહેવાને પણ આપણી પાસે કશું જ સાધન નથી. આર્યો નામની કોઈ પણ પ્રજા હતી અને તે પ્રજા ભારતની બહારથી આવી હતી અને પોતાની સાથે વેદ લાવી હતી, એ કહેવાને પણ કશું સાધન નથી. ભારતીય યુદ્ધ પહેલાં લગભગ ૧૧૮ રાજાઓની વંશાવલિ પુરાણો આપે છે. એમાંનો પ્રથમ રાજા વૈવસ્વત મનુ ગણીએ અને તે રાજા ભારતનો પહેલો આર્ય રાજા એવું કલ્પી લઈએ તો પણ ભારતીય યુદ્ધ પહેલાં લગભગ અઢી હજાર વર્ષ અગાઉ પહેલું આર્યરાજ્ય ભારતમાં. સ્થપાયું ગણાય. એટલે ભારતીય યુદ્ધનો જે સમય લઈએ તેમાં અઢી હજાર વર્ષ ઉમેરીએ તેને 'આર્યોના આગમન'નો સમય ગણી ગણાય. વૈદ્યની ગણતરી સ્વીકારીએ તો ઈ. સ. પૂર્વે ૨૫૦૦ + ૩૦૦૦ = ૫૫૦૦ વર્ષ. ટિળક અને દીક્ષિતનો મત (પુરાણો પ્રમાણેનો) સ્વીકારીએ તો ઈ. સ. પૂર્વે ૨૫૦૦ + ૧૫૦૦ = ૪૦૦૦ વર્ષ.

એટલે વેદના સમયની ઉપલી મર્યાદા ઈ. સ. પૂર્વે ૫૫૦૦ વર્ષ, અને નીચલી મર્યાદા ઈ. સ. પૂર્વે ૪૦૦૦ વર્ષ એમ સ્વીકારીને મોહન-જો-દડો, હડપ્પા, લોથલ વગેરેના કાળનો વિચાર કરવો ઠીક ગણાય.

☆

ધી 'શંકર' પ્રિન્ટીંગ પ્રેસ, સૈયદપુરા, સુરત.